# મોમિન કૌમ
## એના
## ઈતિહાસના આયનામાં


સંશોધન, સંકલન અને લેખન :

મુફતી મુહંમ્મદ ડીંડરોલવી પાલનપુર

ફાઝિલ દારૂલ ઉલૂમ - દેવબંદ

ગુજરાતી અનુવાદ :

મુસાફિર પાલનપુરી :

હઝરત
કબીરૂદ્દીન
(રહ.)
"કુફ્ફશિકન"

હઝરત
સૈયદ
પીર મશાયખ
(રહ.)

# મોમિન કૌમ
## એના
# ઈતિહાસના આયનામાં


સંશોધન, સંકલન અને લેખન :

મુફતી મુહમ્મદ ડીંડરોલવી પાલનપુર

ફાઝિલ દારૂલઉલૂમ - દેવબંદ

ગુજરાતી અનુવાદ :

મુસાફિર પાલનપુરી


હઝરત મૌલાના
મુહમ્મદ નઝીર
પાલનપુરી
(રહ.)

હઝરત મૌલાના
મુહમ્મદ ઉમર
પાલનપુરી
(રહ.)

કિતાબનું નામ : "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં"

લેખક : મુફ્તી મુહમ્મદ ડીંડરોલવી
મુ.પો. ડીંડરોલ તા.સિધ્ધપુર જી.પાટણ (ઉ.ગુજ.)
ફોન : રહે. (૦૨૭૬૭) ૮૭૬૭૯

કોમ્પ્યુટર સેટીંગ : ન્યુ અનમોલ ગ્રાફીક્સ, સ્ટેશન રોડ, પાલનપુર

પ્રકાશક
નુરાની કુતુબખાના
રેલ્વે સ્ટેશનની સામે, મેઈન બજાર,
મુ. પો. છાપી, જિ. બનાસકાંઠા, પીન - ૩૮૫૨૧૦
ફોન નં. : (૦૨૭૩૯) ૨૭૦૧૧૨

અઉઝો બિલ્લાહે મિનશ્શયતા નીર્રજીમ

બિસ્મીલ્લા હીર્રહમા નીર્રહીમ

અને... ઓ કૌમ !

પોતાના પરવર દિગાર પાસે

મગફેરત તલબ કરો... પછી એની સામે

તૌબા કરો... એ તમારી ઉપર આકાશમાંથી

મૂશળધાર વરસાદ વરસાવશે. અને તમારી

શક્તિઓ માં સતત વધારો કરશે.

અને (જુઓ) ગુનેગાર બનીને

પીછે હઠ ન કરો.

(સુરે હૂદ - કુરઆન)

"મોમિન કૌમ
એના
ઈતિહાસના આયનામાં"

**આવકાર અને અનુમોદન**

★ હઝરત મૌલાના કમરૂઝઝમા સાહેબ ઈલાહાબાદી

★ હઝરત મૌલાના હબીબુલ્લાહ સાહેબ પીરોજપૂરી

★ હઝરત મૌલાના મુફ્તી સઈદઅહમદ સાહેબ પાલનપુરી

★ હઝરત મૌલાના ગુલામ રસૂલ ખામોશ સાહેબ (મેતા)

# દુઆ

## હઝરત મૌલાના શેખ કમરૂઝઝમાં સાહેબ ઈલાહાબાદી (દા.બ.)

بسم الله الرحمن الرحيم

કિતાબ "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં" જેને હઝરત મૌલાના મુફતી મુહમ્મદ સાહેબે ખૂબજ મહેનત અને ઊંડી શોધખોળો આદરીને તૈયાર કરી છે.

મેં આ કિતાબના લખાણોનાં મથાળાં વાંચ્યા ઉપરાંત એના ચાળીસ જેટલા પાનાંનું વાંચન પણ કર્યું. જેનાથી જાણી શકાયું કે 'અલહમ્દોલિલાહ' એમાં ખૂબજ જરૂરી માહિતીઓ અત્યંત કુશળતાથી અને સાદી ભાષામાં વણી લેવામાં આવેલ છે.

આમ આ કિતાબ તમામ મુસ્લીમો માટે ઉત્તમ નજરાણું છે અને મૌમિન કૌમ માટે તો ખાસ કરીને એ નસિહતોથી ભરપૂર, દિલોને રૌશન કરનારી બેહદ ઉપયોગી સામગ્રીની અણમોલ ભેટ છે.

એટલે મને આ કિતાબના થોડાઘણા અભ્યાસથી અને એનાં શીર્ષકો વાંચવાથી અનહદ ખુશી થઈ. ઉપરાંત કિતાબના લેખકને માટે દિલમાંથી દુઆ નીકળી કે એમણે આ કિતાબ લખીને એક અજોડ અને અત્યંત જરૂરી ખિદમત પેશ કરી છે. બેશક ! ઈસ્લામી-ઐતિહાસિક કિતાબોની તવારીખમાં આ કિતાબ એક કીંમતી ઉમેરો છે.

મારી દિલી દુઆ છે કે અલ્લાહતઆલા મૌલાના મુફતી સાહેબને એનો બેહતરીન બદલો તમામ મુસ્લીમોની તરફથી અને ખાસ કરીને સમગ્ર મોમિન કૌમની તરફથી એનાયત ફરમાવો અને કૌમને એમાંથી નસિહત મેળવવાની તૌફિક નસીબ ફરમાવો. આમીન...

વસ્સલામ,
કમરૂઝઝમા ઈલાહાબાદી
મુકામ
મદ્રસએ ખલી (ગુજરાત)

(મૂળ ઉર્દૂ ઉપરથી ટૂંકાવીને ભાવાનુવાદ)

# પ્રસ્તાવના

## હઝરત મૌલાના હબીબુલ્લાહ સાહેબ પીરોજપૂરી (દા.બ.)

મોહતમીમ, કન્ઝેમર્ગૂબ પાટણ (ગુજરાત)

بسم الله الرحمن الرحيم

પોતાના ખાસ રીતરિવાજો અને રહેણીકરણી સહીત ઉત્તર ગુજરાતના જુદા જુદા જીલ્લાઓ અને વિસ્તારોમાં વિસ્તરેલી મોમિન કૌમ જુલ્મ અને અન્યાયનો ભોગ બનેલ એવી કૌમો અને સમાજોમાંની એક છે જેની તરફ ઈતિહાસકારોએ કોઈ ધ્યાન આપ્યું નથી. પરિણામે સદીઓ પૂર્વે ઉત્તર ગુજરાતના આકાશ પર ઉભરેલી આ કૌમની કોઈ માહિતી ઈતિહાસ સ્વરૂપે સંઘરાઈ શકી નહીં.

કેવા સંજોગોમાં અને વાતાવરણમાં આ કૌમ અસ્તિત્વમાં આવી ? કેવીકેવી કઠણાઈઓ અને સમસ્યાઓમાંથી એ પસાર થઈ ? એ કોણ દુર્વેશો હતા કે જેમણે વિરોધી વંટોળોમાં પણ કલંદરી શાનશોકતથી હિદાયતના દીવાઓ પ્રગટાવ્યા ? અને કૌમને ઈસ્લામના પંથે અડગ રહીને હસ્તા મોંએ મુસીબતો સહન કરવાનું જોમ અને જુસ્સો બક્ષ્યાં. એ ક્યા ઉસૂલો હતા કે જેમનું તેઓ ચૂસ્તપણે પાલન કરતા રહ્યા ? એ કઈ નીતિઓ હતી કે જેમનું તેઓ જીવનભર પ્રાણની પેઠે જતન કરતા રહ્યા ? પરહેઝગારી અને પુરૂષાર્થની કેવીકેવી મિસાલો અસ્તિત્વમાં આવી ? અલ્લાહના ઝિક્ર અને તસ્બીહના તેમજ દાઅવત અને તબ્લીગના કેવાકેવા ચાંદ સૂરજો એની ધૂળમાંથી ઉદય પામ્યા ? જેમણે સમગ્ર જગતને પોતાના કૌશલ્યોથી સમૃધ્ધ અને સૈરાબ કર્યું.

કૌમના એક ખુશનસીબ સપૂત જનાબ મુફતી મુહમ્મદ ડીંડરોલવીની ''મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં'' નામની આ કિતાબ ઈતિહાસની આંખોથી ઓઝલ રહી ગયેલ એવી જ હકીકતોથી ભરપૂર માહિતીનો દસ્તાવેજ તેમજ એક મહાન દીની અને ઈલ્મી કરજની ચૂકવણી છે. જે મોમિન કૌમ ઉપર ખાસ કરીને અને ઈસ્લામી મિલ્લતના શિરે આમ રીતે ચઢેલું હતું.

આ એક એવી કૌમની કહાણી છે કે જે પોતાના શરૂઆતના સમયથી જ પ્રતિકુળ સંજોગોની અને કઠણાઈઓની ભોગ બનતી રહી છે. અને જેણે બિદઅત અને જિહાલતની શૂળીઓ ઉપર પોતાના પ્રાણ પ્યારાઓની ભેટ ધરી દીધી છે.

શરીઅતની આનબાન જાળવવા માટે જેણે પ્રેમાળ સંબંધોને તોડ્યાં છે અને પરિવારોને તરછોડ્યાં છે. વળી બેદીની અને નાસ્તિકતાના ઝેરી વાતાવરણને અલ્વીદા કહીને હિજરતની મુબારક સુન્નતને પણ જીવંત ફરમાવી છે.

અને જેણે મઝહબો-મિલ્લતની સફેદ ચાદરો ઉપરના કલંકોસમાન સત્તાધીશોના જુલ્મરૂપી શસ્ત્રોનો ચીંથરેહાલ સ્થિતિઓમાં પણ નિર્ભયતાભેર મુકાબલો કર્યો છે.

કાફિર હૈ તો શમસીર પે કરતા હૈ ભરોસા
મૌમિન હૈ તો બેતેગ ભી લડતા હૈ સિપાહી
(ઈકબાલ)

વાંચકોને આ કિતાબમાંથી કૌમના સાચા પરવાનાઓની ઈમાનને તાજી કરી દેનારી દાસ્તાનો પણ વાંચવા મળશે જેમણે જૂઠ અને બાતિલની ભયંકર આંધીઓના વિરોધી વાતાવરણમાં પણ ઈસ્લામની શમાને ઝળહળતી રાખીને ગુમરાહીના અંધકારમાં અટવાયેલ બેશુમાર લોકોના દિલોદિમાગ ઉપર શરીઅતની સચ્ચાઈનાં અમર નિશાનો જડી દીધાં છે.

મોમિન કૌમના વડવાઓનાં આ જવલંત કારનામાઓ આજની તેમજ ભવિષ્યમાં આવનારી કસોટીઓ અને કઠાણાઈઓના દૌરમાં બુલંદ પ્રેરણાઓ ધરતાં રહેશે. તેમજ કૌમને ચેતનવંતી અને કર્મશીલ રાખીને તેનામાં સબ્ર, હિંમત અને અડગતાનું સિંચન કરતાં રહેશે.

હબીબુલ્લાહ પીરોજપૂરી
ખાદીમ,
કન્ઝેમરગુબ-પાટણ
ઉત્તર ગુજરાત

(મૂળ ઉર્દૂ ઉપરથી ટૂંકાવીને ભાવાનુવાદ)



# પ્રસ્તાવના

## હઝરત મૌલાના મુફતી સઈદ અહમદ સાહેબ પાલનપુરી (દા.બ.)

ઉસ્તાદ હદીસ શરીફ : દારૂલ ઉલૂમ દેવબંદ

بسم الله الرحمن الرحيم

મોમિન કૌમ જે ગુજરાતના મોટાભાગના વિસ્તારોમાં ફેલાયેલી અને ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં વસેલી છે. આ કૌમને લગભગ સાતસો વર્ષ અગાઉ ઈમાનની દૌલત નસીબ થયેલ. પરંતુ હજુ હમણાં સુધી એનો પદ્ધતિસરનો કોઈ ઈતિહાસ મોજૂદ હતો નહીં. સમગ્ર કૌમ ગુમનામીના ગાઢ અંધકારમાં પડેલી હતી. પણ હવે આ કૌમના કારનામાઓ કિતાબરૂપે ઈતિહાસનાં પાનાં બનીને ઝળહળી રહ્યાં છે.

મુફતી મુહમ્મદ સાહેબે "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં" કિતાબ ભારે જહેમત ઉઠાવીને લખેલ છે અને તેમાં ભરપૂર માહિતીઓની ઉપયોગી સામગ્રી એકઠી કરવામાં આવેલ છે.

આપે આ કિતાબમાં ગુજરાત વિશેની કેટલીક બાબતો, આપણી જાણીતી અને માનીતી બૂઝૂર્ગ હસ્તીઓની કેટલીક હકીકતો તેમજ મોમિન કૌમનો શરૂથી આખર સુધીનો સંપૂર્ણ ઈતિહાસ આધારભૂત લખાણો અને દસ્તાવેજો મેળવી મેળવીને સુગ્રંથીત કરેલ છે. વળી તેમાં મોમિન કૌમ જે જુદીજુદી પરિસ્થિતિઓમાંથી પસાર થઈ છે તેની વિગતો વણી લેવાની સાથેસાથે સમગ્ર મોમિન કૌમ ઉપર જેમનાં બેશુમાર એહસાનો છે એવા ચાર મહાન દીની પેશવાઓની સબક આમોઝ જીવનદાસ્તાનો પણ શામેલ કરી લેવામાં આવેલ છે.

ટૂંકમાં કહું તો "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં" એક અણમોલ કિતાબ છે. મોમિન કૌમનો એ આધારભૂત દસ્તાવેજ છે અને એના મોહસિન બુઝૂર્ગોની એ સંપૂર્ણ જીવન-દાસ્તાન છે.

એટલેજ એના વિદ્વાન લેખક પૂરી મોમિન કૌમ તરફથી શુક્રિયાના હકદાર છે કે આપે આ માહિતીથી ભરપૂર કિતાબ લખીને મોમિન કૌમ ઉપર એહસાન ફરમાવ્યો.

ભવિષ્યનો ઈતિહાસકાર આપના આ નેક કામને એક મહાન કારનામા તરીકે ઓળખાવશે.

દુવા ગુજારૂં છું કે પરવરદિગાર આ કિતાબની ખિદમતોને કબૂલ ફરમાવે અને મજકૂર કિતાબ મારફત કૌમનું નામ રૌશન કરે તેમજ કૌમને આ કિતાબની કદર કરવાની તૌફિક અતા ફરમાવે. આમીન...

સઈદ અહમદ પાલનપુરી
ખાદીમ,
દારૂલ ઉલૂમ - દેવબંદ

(મૂળ ઉર્દૂ ઉપરથી ટૂંકાવીને ભાવાનુવાદ)





# હઝરત મૌલાના ગુલામરસુલ ખામોશ સાહેબ (દા.બ.)

## (મોહતમીમ, મદ્રસએ ઈસ્લામીયા દારૂલ ઉલૂમ-છાપી અને સભ્ય મજલિસે શૂરા દારૂલ ઉલૂમ, દેવબંદ)



આપણા પ્યારા દેશ હિન્દુસ્તાનમાં મુસ્લીમોની જુદીજુદી અસંખ્ય જાતિઓ મોજૂદ છે એમાંની એક મોમિન કૌમ પણ છે. જે ગુજરાતના જીલ્લા બનાસકાંઠા, મહેસાણા, સાબરકાંઠા અને સૌરાષ્ટ્રમાં પણ મોટી સંખ્યામાં વસેલી છે. શિક્ષિત અને સંસ્કારી લોકોની નજરે એ એક આબરૂદાર કૌમ ગણાય છે. વળી એમનો સંબંધ પણ આ કૌમની સાથે પ્રેમાળ અને સુમેળભર્યો રહ્યો છે અને અલ્લાહના ફઝલો કરમથી આજે પણ આ કૌમ વિશે કેટલાક લોકો દ્રઢપણે એવું માને છે કે કેટલીક ખૂબીઓ તો એનામાં એવી છે કે જે કોઈ એક જ કૌમમાં એકી સાથે બીજે કયાંય ભાગ્યે જ જોવા મળે છે.

ઉત્તર ગુજરાતના આ વિસ્તારમાં આવજા કરતા સજ્જનો આ કૌમની સુખ સમૃધ્ધિથી અને ખુશહાલીથી પ્રભાવિત થયા વગર રહેતા નથી. એમ લાગે છે કે આ કૌમ ઉપર અલ્લાહની ખાસ કૃપાઓ વરસેલી છે !

ઉદાહરણરૂપે દરેક સમયે એને સન્માર્ગે લાવવા માટે ઉમ્મતના હમદર્દો અને મોહસીનોએ ભારે મહેનતો કરી છે. અને આ કૌમની હિદાયત માટે બારીતઆલા દરેક દૌરમાં પોતાના ખાસ બંદાઓ પેદા ફરમાવતા રહ્યા છે. જેને લીધે વિશ્વભરમાં વિસ્તરેલી દીની તબ્લીગની નૂરાની તેહરીક સાથે આ કૌમ દિલોજાનથી જોડાઈને સમગ્ર ઈસ્લામી જગતમાં નામના મેળવી ચૂકી છે.

પરંતુ અફસોસ' કે આટલી નામવર અને ગૌરવશીલ કૌમનો ઈતિહાસના પાનાંઓમાં કયાંય કોઈ ઉલ્લેખ જોવા મળતો નથી. વળી કૌમની આ સાદગી અને ભોળપણ જુઓ કે આજ સુધી એ પોતાની પદ્ધતિસરની તવારીખ એકત્ર કરી શકી નહીં.

કેટલાંય લોકો અને ખાસ કરીને શિક્ષિત સજ્જનોએ જ્યારે જ્યારે પણ આ કૌમનો ઈતિહાસ જાણવાની તમન્ના દર્શાવી ત્યારે એનો જવાબ અમારી પાસે ખામોશી સિવાય બીજો કોઈ હતોજ નહીં !

આ મહાન કરજ ચૂકવવાની ફરજ અદા કરવા માટે બારીતઆલાએ આજ કૌમના એક સપૂત મુફતી મુહમ્મદ સાહેબ ડીંડરોલવીને પસંદ ફરમાવ્યા. અને એક ઈતિહાસ લખનારને જે જે કઠીન કસોટીઓમાંથી પસાર થવું પડે છે એ તમામ કસોટીઓમાંથી હિંમતભેર પસાર થઈને એમણે કૌમની વેરવિખેર પડેલી તવારીખને ''મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં'' કિતાબરૂપે એકત્ર કરીને એકજ ફૂલમાળામાં ગૂંથી લેવાની કામયાબ કોશિશ ફરમાવી છે.

મોઅઝ્ઝિન મરહબા ! બરવક્ત બોલા<br>
તેરી આવાઝ મક્કા ઔર મદીના !

ગુલામ રસૂલ ખામોશ<br>
ખાદીમ,<br>
દારૂલ ઉલૂમ - છાપી

(મૂળ ઉર્દૂ ઉપરથી ટૂંકાવીને ભાવાનુવાદ)



# લેખકનું નિવેદન

بسم الله الرحمن الرحيم

મોમિન કૌમના ઈસ્લામમાં દાખલ થવાનો સમય લગભગ છસ્સો વર્ષ પુરાણો છે. બારીતઆલાએ આ કૌમની સુધારણા માટે ખાસ કરીને ચાર મોહસીનોની પસંદગી ફરમાવી અને એ દરેક મહાન હસ્તીના સમય-સંજોગો અને વાતાવરણ તેમજ આપની ખિદમતો કરવાની રીત જુદાજુદા પ્રકારની હોવાને કારણે દરેકની માહિતી પણ જુદાજુદા વિભાગમાં વર્ણવામાં આવેલ છે. આમ એ ચાર મહાન બુઝૂર્ગોના ચાર દૌર બની જાય છે. જેમાં દરેક મોહસીનની જીવન દાસ્તાન સાથેસાથે તેઓની ખિદમતોની વિગતો ઉપરાંત એ સમયની પરિસ્થિતિઓ ઉપર પણ પ્રકાશ પાડવામાં આવેલ છે.

તેમાંય ખાસ કરીને ત્રીજો દૌર તો અનેક કઠણાઈઓ અને સમસ્યાઓથી ભરેલો છે. વળી એ જમાનો મોમિન કૌમના નજીકના ભૂતકાળમાં થઈ ગયેલ વડવાઓનો છે. આજે પણ કેટલાંક એવા વડીલો મૌજૂદ હશે કે જેમણે એ જમાનાની ઝલક જોઈ હશે.

ટૂંકમાં આપણા એ મોહસીનોએ ઉઠાવેલ કષ્ટો - કઠણાઈઓ અને દડમજલો તેમજ એમની બૂલંદ મહેનતો અને ગહન ચિંતાઓથી વાકેફ થવાથી આપણા દિલમાં એમની તરફનાં આદર અને અકીદતમાં વધારો થશે અને કૌમના ભૂતકાળની જાણકારીઓ આપણને સૌને સબક આપનારી બની રહેશે.

પહેલા દૌરમાં હઝરત સૈયદ કબીરૂદ્દીન (રહ.) નું વર્ણન છે. જેમના મુબારક હાથોએ મોમિન કૌમ સૌ પ્રથમવાર ઈસ્લામમાં દાખલ થઈ ત્યારબાદ લાંબી મુદ્દત સુધી કૌમ નિતનવી બૂરાઈઓમાં અટવાઈ જઈને માત્ર નામનીજ મુસલમાન રહી છે.

બીજા દૌરમાં લગભગ અઢીસો વર્ષબાદ આપના જ વંશજોમાંથી સાતમી પેઢીએ હઝરત પીર મશાયખ (રહ.) પૈદા થયા. જેમણે કૌમની સુધારણાનું બીડું ઉઠાવ્યું હતું. આપે વાએજો અને તબલીગની સાથે સાથે "દીવાને મશાયખ" નામે એક દળદાર ગ્રંથ પણ લખેલ છે. જેમાં દીનની તમામ જરૂરીયાતોને આવરી લેવાની કામયાબ કોશિશ કરેલ છે.

જેવી રીતે ઈમામ ગઝાલી (રહ.) એ પોતાની કિતાબ "અહ્યાઉલ ઉલૂમ" માં તમામ ઈસ્લામી ઈલ્મોને સમાવી લીધેલ છે. પરંતુ "અહ્યાઉલ ઉલૂમ" અરબી

ભાષામાં છે. જ્યારે સૈયદ પીર મશાયખ (રહ.) એ "દીવાને મશાયખ" ને ગુજરીબોલીમાં અને એ પણ શેરશાયરીના અંદાજમાં લખેલ છે.

કારણકે કૌમમાં એ જમાનામાં ભજનોનો અને ગાવાનો રિવાજ આમ હતો. એટલે કૌમને દીનથી અને દીની ઈલ્મથી નજીક લાવવા માટે આપે એજ રિવાજનો ઉપયોગ કર્યો છે. ઉપરાંત સૈયદ પીર મશાયખ (રહ.) એ એ ખિદમત ભારે દર્દ અને ઈખ્લાસની સાથે અદા કરી છે.

જેનો વાંચકો આપની જીવન ઝરમર વાંચીને અનુભવ કરી શકશે. કૌમે પણ આ મુબારક કિતાબ "દીવાને મશાયખ" ની સાથે લગભગ બસો વર્ષ સુધી દિલોજાનથી નાતો જોડેલો રાખ્યો છે. એ સમયે બેદીનીની અનેક બૂરાઈઓ મોજૂદ હોવા છતાં પોતાને 'સુન્ની હનફી' ગણાવતા રહેવું એપણ આ કિતાબનોજ એક કરીશમો હતો.

ત્રીજા દૌરમાં હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) નું મુબારક વર્ણન છે. જેમાં મોમિન કૌમના તે સમયના વાતાવરણની અને કઠીન કસોટીઓની વિગતવાર માહિતી છે. ઉપરાંત તે સમયના વડીલો અને બુઝુર્ગોની કુરબાનીઓ ઉપર પણ પ્રકાશ પાડવામાં આવેલ છે. અને મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના બુલંદ,દીની કારનામાઓની ઠોશ માહિતી તેમજ આપની કેટલીક ખાસ ખૂબીઓનું વર્ણન કરવામાં આવેલ છે.

ચોથા દૌરમાં હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ની જવલંત જીવન દાસ્તાન છે. બારીતઆલાએ જાણે અગાઉના મોહસીનોની તમામ મહેનતોના ફળ સ્વરૂપે આપને ખાસ પસંદ ફરમાવીને દુનિયામાં મોકલેલ. જેમની દીની મહેનતો અને દડમજલો કૌમને માટે તેમજ સમગ્ર જગતને માટે પ્રેરણાદાયક છે. તબલીગી કામ જે એક આલમગીર તેહરીક છે તેની સાથે મોમિન કૌમને જોડી દેવાનો સેહરો આપના શિરે છે.

જીવનના આખરી શ્વાસ સુધીની આપની દીની મહેનતોને પરિણામે સમગ્ર કૌમ દીન અને ઈમાનને માર્ગે બેદાર અને બેબાક બનીને વિહરવા લાગી. પ્રસ્તુત કિતાબમાં આપની મોમિન કૌમની ઉપરાંત સમગ્ર ઈસ્લામી જગતની ખિદમતો ઉપર પણ પ્રકાશ પાડવામાં આવેલ છે.

કૌમના ઉપરોક્ત ચારે મોહસિનો વિશે વિચાર કરીએ તો એ મિસાલ બરાબર બંધ બેસતી આવે છે કે જમીનને પોચી કરીને બીજ તો કૌમના પ્રથમ માર્ગદર્શક

હઝરત સૈયદ કબીરૂદ્દીન (રહ.) એ રોપ્યું અને ત્યારબાદ એ જમીનની ચારેતરફ વાડ હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) એ તૈયાર કરી. અને ત્યારબાદ એમાં પાણીનું સિંચન હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) એ કર્યું. અને બહારના નુકશાનોથી એનું રક્ષણ કરીને એ ખેતીને હરિયાળી અને સમૃધ્ધ બનાવવા હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) એ કામયાબ મહેનત કરી.

આમ આ કિતાબમાં કૌમના એ ચારે મહાન મોહસીનોની જીવનદાસ્તાનો અને એમનાં કારનામાઓને આધારભૂત દસ્તાવેજો અને પૂરાવાઓની સાથે લખવાની કોશિશ કરવામાં આવેલ છે. માત્ર કહેલી, સાંભળેલી કે બિન જરૂરી અને આધારહીન બાબતોને એમાં સ્થાન આપેલ નથી.

આ કિતાબમાં મોમિન કૌમનો છસો વર્ષનો ઈતિહાસ અને એના ચાર મહાન મોહસીનોની ખિદમતોનું વર્ણન છે. એ સંબંધેજ એનું નામ "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં" રાખેલ છે. એ ઉપરાંત મોમિન કૌમના બીજાં પણ કેટલાંય મોહસીનો છે. જેમનું વર્ણન જ્યાં જ્યાં જરૂર દેખાઈ છે ત્યાં સામૂહિક રીત કરવામાં આવેલ છે. કિતાબના પાનાંની સંખ્યા વધી જવાની બીકે એ દરેકનું અલગ અલગ વિગતવાર વર્ણન કરી શકાયું નથી એનો મને એહસાસ પણ છે અને અફસોસ પણ ! ટૂંકમાં દરેક દરેક મોહસિન આપણા સૌના શુક્રિયાહના હકદાર છે. અલ્લાહતઆલા પોતાની શાન મુજંબ એ સૌને ભરપૂર બદલો આપે આમીન...

મને એ વાતનો પણ એહસાસ છે કે મારી પાસે ઈલ્મની કોઈ પૂંજી ન હોવાને લીધે તેમજ મારી નિર્બળતાઓને કારણે એ મહાન બુઝૂર્ગો વિશે કશું પણ લખી શકવાની લાયકાત હું ધરાવતો નથી. પરંતુ કેટલાક દોસ્તોના આગ્રહ અને મુરબ્બીઓના હુકમને આધીન રહીને તેમજ ખાસ તો એ મહાન બુઝૂર્ગો તરફની મહોબ્બતે થોડીક લકીરો આ કિતાબરૂપે લખાવી દીધી છે.

હું જાણું છું કે આ કિતાબથી એ બુઝૂર્ગોની પાકબાઝીનો અને એમના બુલંદ દરજ્જાઓનો તેમજ એમની કુરબાનીઓનો હક અદા નથી થઈ શક્યો પરંતુ મને પૂરેપૂરી ઉમેદ છે કે અલ્લાહતઆલા એ બુઝૂર્ગોની મહોબ્બતના તુફૈલમાં મારા જેવા નાચીઝ બંદાને પણ જરૂર દરગુઝર ફરમાવશે.

હકીકતમાં મેં આ કિતાબ ઉર્દૂ ભાષામાં લખી છે. જે અલ્લાહના ફઝલો કરમથી આમ અને ખાસ બધાજ લોકોમાં ખૂબજ લોકપ્રિય થઈ છે. એની આ

લોકપ્રિયતાને કારણે જ ઉર્દૂ ન જાણનારા અને ગુજરાતી ભાષા જાણનારાઓ તરફથી આ કિતાબ ગુજરાતીમાં છપાય તેવી ભારે માંગણી કરવામાં આવી.

એટલે ઉર્દૂમાંથી એનો ગુજરાતીમાં અનુવાદ કરવા માટે મારા પુરાણા દોસ્ત માસ્ટર અમીરમોહમ્મદ સાહેબ મુસાફિર પાલનપુરી ઉપર મારી પસંદગી ઉતરી. કેમકે તેઓ ઉર્દૂ-ગુજરાતીના લોકપ્રિય શાયર હોવા ઉપરાંત સારા શિક્ષક પણ છે. જેમની શૈક્ષણિક સેવાઓની કદરરૂપે એમને ભારત સરકાર વતી રાષ્ટ્રપતિ એવોર્ડ પણ એનાયત થયેલ છે.

મારી દરખાસ્તને ધ્યાનમાં લઈ આપે એ પાકબાઝ બુઝૂર્ગોની ખિદમતોને ગુજરાતીમાં કંડારવાને પોતાની ખુશનસીબી માની અને ખૂબજ મશરૂફીયત હોવા છતાં એ માટે તેઓ ખુશીખુશી તૈયાર થઈ ગયા.

અને અલ્હમ્દો લિલ્લાહ ! એમણે કિતાબનો જેવો હક હતો તેવીજ ઉત્તમ રીતે એનો ગુજરાતી અનુવાદ કર્યો છે. જેનાથી કિતાબની રૂહ સલામત રહી છે. અને ગુજરાતીમાં આ કિતાબની માંગ કરનારાઓની તમન્ના પણ પૂરી થઈ ગઈ છે. હું એ માટે અનુવાદકનો દિલની ગેહરાઈઓથી શુક્રગુજાર છું. અને દુઆ કરૂં છું કે એમને ઉપરાંત આ કિતાબમાં જુદીજુદી રીતે લાગણી દર્શાવનાર તમામ હમદર્દોને પણ અલ્લાહતઆલા એની શાન મુજબ ઉત્તમ બદલો આપે. આમીન...

૧૫ શવ્વાલ હિજરી ૧૪૨૦
(તા. ૨૩-૧-૨૦૦૦ રવિવાર)

દુઆનો તલબગાર,
મુફતી મુહમ્મદ ડીંડરોલવી
ફાઝિલ દારૂલઉલૂમ-દેવબંદ



# અનુવાદકના અંતરેથી

પ્રિય વાંચક ! સલામે પુરખુલૂસ !

........કહેવાને તો આ કિતાબ મૌમિન કૌમનો ઈતિહાસ છે પણ ઊંડાણથી જોનારા જોઈ શકશે કે ખરેખર તો એ ગુજરાતમાં વસનારી તમામે તમામ મુસ્લીમ બિરાદરીઓના ઈમાનને તાજું કરી દેનારી એક જાનદાર જડીબુટ્ટી છે.

વલીસિફત બુઝૂર્ગોની દાસ્તાનો અને કારનામાં ગુજરાતીમાં અનુવાદ કરતાં કરતાં હું જીંદગીની બુલંદ પળોમાંથી પસાર થયો છું. કેટલીક તો ખુદા અને બંદા સિવાય બીજું કોઈજ જાણી કે માણી શકે નહીં એવી અદ્‌ભૂત અને આશ્ચર્યકારક ! અલ્લાહ એ મુબારક પળોનો બદલો દુનિયામાં નહીં પણ આખેરતમાં આપો એજ દિલી આરઝૂ !

કિતાબના અનુવાદની ભાષા નાનામાં નાના ગામડામાં વસનાર અને સાઈઠી વટાવી ચૂકેલ સાવ ઓછું ભણેલા વડીલ કે માજી પણ સમજી શકે તેવી રાખવાની કોશિશ કરી છે. એટલે જ દીન, ઈમાન, ઈખ્લાસ, કિતાબ, બુઝૂર્ગ, આલિમ, નૂરાની, હક્કાની, મિલ્લત, ઉમ્મત, અકીદત, રહેમત, મસ્લક, અખ્લાક, તાલીમ, તબ્લીગ, હિદાયત, જમાઅત, મદ્રસા, મગફેરત જેવા અનેક ઈસ્લામી વર્તુળના શબ્દોને જેમનાં તેમ રાખ્યાં છે. જે મુસ્લિમ જગતમાં લગભગ બધેજ હરહંમેશ ઉપયોગમાં આવતાં હોવાથી સામાન્યમાં સામાન્ય માણસ પણ એનો અર્થ, સાર કે મર્મ સમજી શકે છે. ટૂંકમાં અનુવાદની ભાષા અદબીયત (સાહિત્ય) ભરેલી નહીં પરંતુ મસ્લહેત ભરેલી રાખી છે.

અલ્લાહ કબૂલ ફરમાવે...દિવસોનું ચેન....અને રાતોની નીંદરો કુરબાન કરીને મુફતી મુહમ્મદ સાહેબે મોમિન કૌમનો પધ્ધતિસરનો ઈતિહાસ સૌ પ્રથમવાર તૈયાર કરી આપ્યો છે. એની કદર હવે આપ સૌએ કરવાની છે. અનુવાદક તરીકે તો બારગાહે ખુદાવંદીમાં મારી એટલીજ અરજ કે :-

તુ અગર નવાઝ લે તો યે તેરા કરમ હૈ વરના
તેરી બખ્શીશોં કે લાયક મેરી બંદગી નહીં હૈ

"સુકૂન"
જૂના ડાયરા,
પાલનપુર (ઉ.ગુજરાત)



મુસાફિર પાલનપુરી

## કિતાબનું વાંચન કરતાં પહેલાં આટલી બાબતોનું ધ્યાન રાખો

* દરેકે દરેક ઘટનાને; પ્રસંગને તેના સમયગાળાને ધ્યાનમાં રાખીને વાંચો. આજના સમયની સાથે તેને સરખાવો નહીં.

* આ કિતાબના લેખનનો હેતુ દિલોને જોડવાનો છે તોડવાનો નહીં, એ હકીકતને સૌ પ્રથમ દિલમાં ઉતારી લો.

* પહેલાંથીજ કોઈપણ પ્રકારની ગેરસમજણોને, દુન્યવીગરજને કે લોભલાલચને મનમાં રાખીને કિતાબનું વાંચન કરશો તો સચ્ચાઈઓ હાસિલ થવાને બદલે ગુમરાહ થવાની શકયતાઓ વધી જશે.

* હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોથી ઉપરાંત ગુજરાત હાઈકોર્ટ અને મુંબઈ હાઈકોર્ટના ઐતિહાસિક ચુકાદાઓથી સૈયદ પીર મશાયખ (રહ.) નો અકીદો અને મસ્લક સુન્ની હનફી હતો એ સાબીત થઈ ગયેલ હકીકત છે.

એ હકીકતોને બારીકાઈથી વાંચો-દિલમાં ઉતારો અને સૈયદ પીર મશાયખ (રહ.) ના નૂરાની પંથે હિંમતભેર ચાલવાની અને અડગ રહેવાની હિંમત કેળવી લો. ઈન્શાઅલ્લાહ બંને જહાંનની કામયાબીઓ હાસિલ થશે.

ફૂલકી પત્તીસે કટ સકતા હૈ હીરેકા જિગર
મર્દે નાદાં પર કલામે નર્મો નાઝુક બેઅસર

(ઈકબાલ રહ.)

# મોમિન કૌમનો પહેલો અને બીજો દૌર



- સૈયદ પીર કબીરૂદ્દીન (રહ.) "કુફ્ર શિકન"
- સૈયદ પીર મશાયખ (રહ.)

ઈક મૌજ મચલ જાએ તો તૂફાં હો જાએ
ઈક ફૂલ અગર ચાહે; ગુલિસ્તાં હો જાએ
ઈક ખૂન કે કતરે મેં હૈ તાસીર ઈતની
ઈક કૌમકી તારીખકા ઉન્વાં હો જાએ

અબ્દુલહમીદ 'અદમ'

# ભાગ - ૧ અને ૨ ની અનુક્રમણિકા

| અ.નં. | વિષય | પાના નંબર |
|---|---|---|

| અ.નં. | વિષય | પાના નંબર |
|---|---|---|

(નોંધ :- પહેલા અને બીજા દૌરની અનુક્રમણિકા સાથે આપેલ છે)

بسم الله الرحمن الرحیم

# ગુજરાતમાં પૈગામે હક અને હિદાયતનું સૌથી પહેલું મરકઝ

ગુજરાતમાં જે શહેરને સુફિયાએ કિરામે સૌથી પહેલાં પૈગામે હક અને હિદાયતનું મરકઝ તથા પોતાની રૂહાની સલ્તનતની રાજધાની બનાવ્યું તે નહેરવાલા એટલે કે ઉત્તર ગુજરાતમાં આવેલ પાટણ શહેર છે.

એક સમયે આ શહેર ગુજરાતના હિંદુ રાજાઓની રાજધાની હતું તે એક સુંદર અને વિશાળ શહેર હતું પણ અમદાવાદની સ્થાપના બાદ આ શહેરની શાન શૌકત અને રોનક ધીરે ધીરે ઓછી થવા લાગી.

સુફિયાએ કિરામના રૂહાની પૈગામ તરફ શહેરોમાં રહેનારા કરતાં ગામડાઓમાં વસતા દેશી લોકોએ તેમજ ઊંચી જાતિઓ કરતાં નીચી જાતિઓવાળા લોકોએ ખાસ ધ્યાન આપ્યું અને હક્કાનીય્યતથી ભરપૂર એ પૈગામને કબૂલ પણ કર્યો. એનું કારણ એ હતું કે ગરીબ જાતિઓ જેમાં ખાસ કરીને મજૂરો અને નીચી જાતિના ખેડૂતો હતા. એમને મન ઈસ્લામ એક અવતારી મજહબ હતો જે આકાશમાંથી ઉતર્યો હતો અને રાજકારભાર ચલાવનાર લોકોનો મજહબ હતો. એને ફેલાવનારા લોકો પણ ખુદાના નેક બુઝુર્ગો હતા જેમણે તૌહીદ અને સમાનતાની ખુશખબરી એવી કૌમોને સંભળાવી જેને બધા જ હલ્કી જાતિઓ માનતા હતા.

હક અને હિદાયતની આ તાલીમે એ નીચલી કૌમોના દિલોમાં જગતના પાલનહાર એવા ખુદા અને ઈસ્લામની એકતાના બૂલંદ વિચારો પેદા કરી દીધા. અને દિન બ દીન બહોળી સંખ્યામાં વધી રહેલ એ કૌમો કે જે સદીઓથી હિંદુ સમાજમાંથી અછૂત થઈને ખૂબ જ લાચારીભર્યુ જીવન જીવી રહી હતી. ઈસ્લામે એ લાચાર કૌમોને લાગણી અને માનપાન સાથે ધીમેધીમે પોતાની એકતાના દામનમાં સમાવી લીધી.

સુફિયાએ કિરામના ફૈઝની વર્ષા સૌ કોઈને માટે સરખી અને આમ હતી. એમની પાક અને નૂરાની તાલીમની આમ જાતિઓમાં જે જે અસરો થઈ તે આજ સુધી ચાંદ તારાઓની જેમ રોશન છે. પણ એ બુઝુર્ગોના ફૈઝની વર્ષા કોઈ ખાસ જાતિ કે વર્ગ માટે જ ન હતી. પરંતુ અલ્લાહે પેદા કરેલ દુનિયાના તમામ ઈન્સાનો માટે એકસરખી બરકતવંતી અને લાભદાયી હતી.

ખુદાના એ પાક બુઝુર્ગોને જ્યારે જ્યારે લોકોની સામાજિક, આર્થિક અને રૂહાની તેમજ અખલાકી હાલતનો વિચાર આવતો ત્યારે તેઓ તમામ ઈન્સાનોની ભલાઈ, ખુશહાલી અને બેહતરીન જીવન વિષે ચિંતા કરતા. એમની ભલાઈઓ સૌ કોઈને માટે આમ હતી. રંગ, વંશ, નાત, જાત અથવા ઊંચનીચના તમામ ભેદોથી તેઓ આઝાદ હતા. આ બુઝુર્ગોએ પોતાની વાણીથી અને ભલાઈના કામોથી બેહતરીન જીંદગીનો ખૂબસૂરત નમૂનો જગત સામે પેશ કર્યો.

## સુફિયાએ કિરામના સમયની માહિતી

જે સુફિયાએ કિરામ વિશે આપણે જાણકારી મેળવવાની છે તેમના રહેઠાણ અને ગુજરાતમાં તેઓનું આગમન ક્યારે કઈ રીતે થયું અને તે સમયે અમદાવાદ અને પાટણનું વાતાવરણ કેવું હતું તેનો થોડોક અહેવાલ જરૂરી હોઈ અહીં રજૂ કરવામાં આવે છે. જેમાં આપણા માટે ઈબરત અને સબક સમાયેલો છે. કહેવત છે કે "અગાઉની કૌમોના કિસ્સાઓ પાછળ આવનારી કૌમો માટે નસીહત રૂપ છે."

### શેખ અબ્દુલ હક્ક મોહદ્દીસ દહેલવી (રહ.) પાટણ વિશે લખે છે કે....

"પાટણ ગુજરાતનું જૂનું શહેર છે. એમાં બેશુમાર મશાઈખ આરામ ફરમાવી રહ્યા છે. એમના તુફેલથી જ આ શહેરમાંથી ઈશ્ક અને મોહબ્બતની ખુશ્બૂ આવે છે અને તેના ખંડેરોમાંથી આજે પણ બરકત અને વિલાયતનું નૂર ચમકે છે અને આજે પણ આ શહેર દિલવાળા લોકોથી ખાલી નથી અને પહેલાં પણ ન હતું.

૮૧૩ હિજરીમાં અમદાવાદની સ્થાપના થઈ. શહેરના નેક દિલ બાદશાહે (રહ.) તેની સ્થાપના સમયે બુઝુર્ગાને દીનની ખાસ મદદ લીધી.

'અહમદ' નામ ધરાવનાર ચાર પાકબાઝ બુઝુર્ગાએ આ શહેરનો પાયો નાખ્યો જેમાંના...

(૧) સુલતાન એહમદશાહ બાદશાહ (રહ.) શહેરનો પાયો નાખનાર

(૨) શેખ અહમદ ખટ્ટુ ગંજબખ્શ (રહ.)

(૩) મલિક અહમદ (રહ.) અને

(૪) કાઝી અહમદ (રહ.)

એ પાક દિલ બુઝૂર્ગોની દુવાઓ અને ગુજરાતના બાદશાહની શાન શૌકતથી આ શહેર બહુજ જલ્દીથી બીજા શહેરોની સુખ સમૃધ્ધિ કરતાં આગળ વધી ગયું. અને બુઝૂર્ગાને દીન અને આલીમ-ફાઝિલ હઝરાત આ શહેરમાં મોટી સંખ્યામાં આવીને વસવા લાગ્યા. અને એક સમયે તો ઈલ્મો અમલમાં અમદાવાદ શહેર દિલ્હીથી પણ આગળ નીકળી ગયું હતું.

## ગુજરાતના બાદશાહોની શાનદાર ઝલક :

અહમદશાહ બુલંદ શાન શૌકત ધરાવનાર બાદશાહ હતા. પોતાના નામ પરથી તેમણે આ શહેરનો પાયો નાખ્યો અને એવી ખૂબીથી તેને આબાદ કરવામાં આવ્યું કે લાંબા સમય સુધી એને હિન્દુસ્તાનનું એક બેમિસાલ શહેર માનવામાં આવતું રહ્યું.

ત્યારબાદ તેમનો પુત્ર મહંમદશાહ અને પૌત્ર કુતુબુદ્દીન અહમદશાહ એક પછી એક ગાદીનસીન થયા. એ બંને રાજાઓ ઈન્સાફ પસંદ, રૈયતની સુરક્ષા ચાહનારા, વિશાળ દિલના અને બહાદુરીમાં પણ બેમિસાલ હતા.

કુતુબુદ્દીન બાદ તેમનો નાનો ભાઈ અને અમદાવાદની સ્થાપના કરનાર અહમદશાહ બાદશાહનો પૌત્ર મહેમુદશાહ હિજરી ૮૬૩માં ચૌદ વરસની નાની ઉંમરે બેગડાનો ખિતાબ પામીને ગાદી ઉપર બેઠો.

મહેમુદ બેગડાને ખુદાએ એવી તમામ ખૂબીઓથી નવાજ્યો હતો

જે રાજકારભાર ચલાવવા માટે ખૂબ જ જરૂરી છે. તેણે પોતાના રાજ્યની રૈયતની એવી ખિદમત કરી કે આખો મુલ્ક સુખ-સમૃધ્ધિનો અને ખુશહાલીનો બગીચો બની ગયો. ગામડાઓ અને કસ્બાઓ આબાદ અને ખુશહાલ થવા લાગ્યા. ધીરે ધીરે અમદાવાદ શહેર વેપાર - ઉદ્યોગ અને કલા કારીગરીના નમૂનારૂપ બની ગયું.

સૂરત, ભરૂચ, માહીમ, ખંભાત, દીવ અને દમણ જેવા ગુજરાતના બંદરો વેપાર - ઉદ્યોગથી ધમધમતા થઈને રળિયામણા બની ગયા. પાટણ, વડોદરા, સુલતાનપુર, અહમદનગર જેવા શહેરોની ખ્યાતીમાં અનેક ગણો વધારો કરવામાં આવ્યો. ચાંપાનેરની નજીકમાં મહેમદાબાદ, જૂનાગઢમાં મુસ્તુફાબાદ અને અમદાવાદથી આશરે બાર માઈલ દૂર મહેમૂદાબાદ નામે કેટલાયે શહેરો વસાવવામાં આવ્યાં.

દરેક જગ્યાએ મદ્રસાઓ અને ખાનકાહો તામીર કરવામાં આવ્યાં. ૫૪ વર્ષ સુધી ઉત્તમ રીતે રાજકારભાર ચલાવીને હિજરી ૯૧૭માં મહેમુદશાહની વફાત થઈ.

મોમિન કૌમ અલ્લાહના જે પાક બુઝુર્ગો સૈયદ કબીરૂદ્દીન હસન (રહ.) અને સૈયદ પીર ઈમામુદ્દીન (રહ.) ના મુબારક હાથોથી ઈસ્લામમાં દાખલ થઈ હતી. તેઓ મહેમુદશાહ બેગડાના સમયમાં સિંધમાંથી અમદાવાદ તશરીફ લાવ્યા હતા. મહેમુદશાહે શાનદાર સ્વાગત કરીને તેમને આવકાર્યા, જેની વિગતો હવે પછીના પાનાં પર આવશે.

મહેમુદશાહ બાદ તેમના પુત્ર મુઝફ્ફરશાહ હલીમ, તખ્તતાજના માલીક બન્યા. ઈલ્મોફનમાં તે અલ્લામા મોહંમદ બીન મહંમદ અલાયજીના શાગીર્દ હતા અને હદીસની તાલીમ અલ્લામા જમાલુદ્દીન મહંમદ બીન ઉમર બહરક પાસેથી લીધી હતી. કુરાનેપાક હિફ્ઝ કરી લેવાની ખુશનસીબી પણ તેમને એ જ ઉંમરે મળી ગઈ હતી. ખુદાવંદેકરીમે એના ફઝલો કમાલની સાથે સાથે તકવા અને અઝમો હિંમતની દૌલત પણ તેમને બક્ષી હતી. એમની તમામ ઉંમર પરહેઝગારી અને હદીસે પાક પર અમલ કરવામાં

વીતી. રાત-દિન બા-વઝુ રહેતા, નમાઝ જમાઅતની સાથે પઢતા. રોઝા આખી જીંદગી નથી છૂટયા, શરાબ જેવો પદાર્થ કદી હોઠે નથી લગાડ્યો. ક્યારે કોઈની ઉપર કારણ વગર કડકાઈ કરી નથી. ખરાબ વાણી વહેવારથી ક્યારેય જીભને ગંદી કરી નથી. નવાઈની વાત તો એ છે કે, આ પાકબાઝ પવિત્ર ઈન્સાનમાં રાજકારભાર ચલાવવાની ખૂબીઓ પણ બુલંદ રીતે વણાયેલી હતી. (માલવાની ઐતિહાસિક કિતાબોમાંથી એના ઉત્તમ ગુણો, ખૂબીઓ અને ખુદાદાદ આવડતો વિષે જાણકારી મેળવો.) આ નેકદિલ બાદશાહે પૂરા ચૌદ વર્ષ સુધી રાજ કરીને હિજરી સન ૯૩૨માં શ્વાસોની ચાદર સંકેલી

મુઝફ્ફરશાહ હલીમના બે દિકરાઓ બાદ મહેમુદશાહ બીજા ગાદી પર બેઠા. ઉલ્માએ કિરામની કદરદાની કરવામાં એ પોતે પણ એમના અગાઉના વડવાઓથી કમ ન હતા. દઅવત વખતે પોતાના હાથમાં જાતે વાસણ લઈને તે બુઝૂર્ગોના હાથ ધોવડાવતા.

તેમના સમયમાં ફખ્રે હિન્દુસ્તાન સમા બુઝુર્ગ શેખ અલીમુત્તકી બીજીવાર હિન્દુસ્તાન તશરીફ લાવ્યા હતા અને તેમના જ સમયમાં એક શાનદાર મદ્રેસો મક્કા મોઅઝઝમામાં બાબુલ ઉમરાહની પાસે કાયમ કરવામાં આવ્યો હતો. જેમાં અલ્લામા શાહબુદ્દીન ઈબ્ને હઝર મક્કી (રહ.) અને એઝુદ્દીન બિન અબ્દુલ અઝીઝ ઝમઝમી વિગેરે મક્કાના ઉલેમા હઝરાત દીની તાલીમની ખિદમત આપી રહ્યા હતા. તે ઉપરાંત અસંખ્ય મુસાફિરખાનાઓ તેમજ મદ્રસાઓની મક્કા શરીફમાં તામીર કરવામાં આવી હતી.

મહેમુદશાહે આટલાથી જ સંતોષ નહતો માન્યો. પણ તેમણે ખંભાતના એક બંદરની તમામ આવક '' હરમૈન શરીફૈન'' માં રહેનારાઓ માટે વક્ફ કરી દીધી હતી. જ્યાં એક લાખ અશરફીઓની કિંમતનો માલ ઝિદ્દાહ મોકલવામાં આવતો હતો અને તેને મોકલવાનો જે ખર્ચ આવતો તે પણ શાહી ખજાનામાંથી આપવામાં આવતો હતો. એ માલના વેચાણથી જે પણ આવક થતી હતી તે બધી જ ''હરમૈન ''ને વેચી દેવામાં આવતી હતી.

આ સખી બાદશાહ હિજરી સન ૯૬૧માં કેટલાક નિમકહરામોની

ગદ્દારીને કારણે શહીદ થઈ ગયા હતા.

ગુજરાતના બાદશાહના આ નેકદિલ ખાનદાનોએ પૂરા એકસો ચૌર્યાસી વર્ષ સુધી ગુજરાતમાં રાજ કર્યું અને પોતાના રાજકારભારનો એવો ઉત્તમ નમૂનો પેશ કર્યો કે જેની મિસાલ હિન્દુસ્તાનના ઈતિહાસમાં મુશ્કીલથી મળી શકે છે. એ પાકબાઝ બાદશાહો દ્વારા થયેલ પોતાના મુલકની પ્રજાની સુધારણા, ખેતી અને ધંધા-વેપારનો વિકાસ તેમઝ પાક સાફ નિયત અને બુલંદ હિંમત તેમજ અદલો ઈન્સાફના બેશુમાર કિસ્સાઓથી ગુજરાતના ઈતિહાસના પાનાં ભરાયેલા પડયા છે. જે રોશન મીજાજ બાદશાહોના આવા બુલંદ કારનામાઓ હોય તેઓએ ઈલ્મોફન અને કલાના વિકાસ અને તેના પ્રચાર અને ફેલાવા માટે શું શું નહીં કર્યું હોય ? !

ગુજરાતના એ નેકદિલ બાદશાહોએ એમના શાસનના દોઢસો બસ્સો વર્ષના સમયમાં ઈલ્મ અને હુન્નરને પ્રોત્સાહન આપીને તેનો જેટલો પ્રચાર અને ફેલાવો કર્યો છે તેની મિસાલ દિલ્હીના છસ્સો વર્ષના ઈતિહાસમાં પણ મળતી નથી. એમના આદર-સન્માન, કદરદાની અને પ્રોત્સાહનનું જ પરિણામ હતું કે શિરાજ-અમન અને બીજા કેટલાય ઈસ્લામી દેશોમાંથી બુલંદ કોટીના બુઝુર્ગો ગુજરાતની ધરતી પર આવ્યા અને એમણે અહીં વસવાટ પણ કર્યો. જેમની બરકતોથી એ સમયમાં ગુજરાતની ધરતી માલામાલ થઈ ગઈ અને એમની બરકતોથી ગુજરાતમાં પણ એવા બુલંદ મરતબાના આલીમો, બુઝુર્ગો પૈદા થયા કે તેમના ઈલ્મી લાભોની સરવાણીઓથી આજે પણ હિન્દુસ્તાનની દર્સગાહો તરબતર થઈ રહી છે.

## આલીમો-સાલેહો અને સુફિઓના માન-ઈકરામના અજોડ નમૂનાઓ :

દિલ્હીમાં મુહદ્દિસ અબ્દુલ હક્ક દહેલવી (રહ.) ની હદીસની ખિદમત શરૂ કરવાના ઘણા સમય પહેલાં ગુજરાતમાં શૈખુલ ઈસ્લામ ઝકરીયા (રહ.) અલ્લામા શમસુદ્દીન સખાવી (રહ.) અને અલ્લામા ઈબ્ને હઝર મક્કી (રહ.) ના શાગિર્દોની તાલીમની દર્સગાહો ચાલી રહી હતી. અને

હદીસના પ્યાસાઓ તેનાથી સૈરાબ થઈ રહ્યા હતા.

મોટા દરજ્જાના મુહદ્દસીન અને ફુકહાએ કિરામ તેમજ મનતિક અને ફિલસુફીના આલીમ હઝરાત તેમજ કલા અને સાહિત્યના જાણકારો મોટી સંખ્યામાં પાટણ અને અમદાવાદમાં તશરીફ લાવ્યા અને આ જ ધરતીની ગોદમાં દફન પણ થયા. તેમાંના કેટલાંયની મઝારો આજે પણ ખલ્કે ખુદા માટે ઝિયારતગાહો બની રહી છે.

આ એક આફતાબ જેવી સચ્ચાઈ છે કે હિન્દુસ્તાનમાં ઈસ્લામનો પ્રચાર અને ફેલાવો ફક્ત બુઝુર્ગાને દીનના પાક કદમોથી અને હાજરીથી થયો. જેઓ સમય સમય પર અહીં તશરીફ લાવતા અને પોતાની પાક રૂહાની રોશનીથી લોકોના દિલોમાંથી કુફ્ર અને જિહાલતના અંધકારને નાબૂદ કરતા રહેતા. ગુજરાત પણ એમની મુબારક રોશનીની બરકતોથી મહેરૂમ નથી રહ્યું.

દરેક જમાનામાં તરીકત માર્ગના પીરો અહીં તશરીફ લાવતા રહ્યા અને હિદાયતના નૂરથી અહીં વસનારાઓના દિલોને રોશન કરતા રહ્યા. ચિશ્તીયા, સહરવર્દીયા, કાદરીયા, નક્સબંદીયા, સત્તારીયા, મગરીબીયા, રીફાઈઆ તમામ માર્ગોના મશાયખો અમદાવાદમાં તશરીફ લાવ્યા અને અહીં વસનારાઓને પોતાની પાક જાતથી ફૈઝ પહોંચાડતા રહ્યા. દિલ ચાહે છે કે વાંચકો એ નૂરાની જમાનાની જાણકારીઓ ઈતિહાસની કિતાબોમાંથી મેળવે જેમાં સૌ કોઈને માટે ઈબરતનો સામાન મોજુદ છે કે મોમિન કૌમ જે સમયમાં ઈસ્લામની દોલતથી માલામાલ થઈ છે, એ સમયમાં ઈસ્લામની ખિદમતોનું કેવું વાતાવરણ હતું. અને કૌમની દીની તેમજ દુન્યવી હાલત લગભગ બસ્સો વરસ સુધી પછાત, ગરીબ અને જિહાલતથી ભરપૂર શા માટે રહી ? જેમાં અલ્લાહની કુદરત અને બેનીયાઝી જોવામાં આવે છે તેની હિકમતોને આપણે સમજી શકતા નથી. દુનિયા તો કિમતી મોતીઓથી ભરેલી હોય છતાં એમાં આપણો કોઈ હિસ્સો જ નહોય એવું પણ બની શકે છે.

આજે પણ દુનિયામાં શરીયત અને તરીકતના આલીમો મૌજુદ છે. બેશુમાર દીની મદ્રસાઓ છે. કિતાબોના લેખન અને પ્રકાશનની

પણ કોઈ કમી નથી અને દીની આલીમ બુઝૂર્ગોની વાએઝો તેમજ નસીહતો પણ જારી છે. અને દીની તબ્લીગની આલમગીર મહેનત પણ પૂરજોશમાં થઈ રહી છે. આમ છતાં જે તલબગાર બનીને હિસ્સેદાર બનવા ચાહે એ જ ફાયદો ઉઠાવી શકે છે. પણ જેનામાં તલબ અને શોખ નહીં હોય તે આજે પણ મેહરૂમ રહી જશે. ભલે તે એક શખ્સ હોય કે પછી પૂરી કૌમ ! તેની મિસાલો આજે પણ શોધવાથી મળી જ રહેશે કે કેટલાંય મુસ્લીમો અને કૌમો એ મુબારક રોશનીથી મેહરૂમ રહી ગયેલ છે કારણ કે તેમનામાં તલબ અને શોખ નથી. શેખ સાઅદી (રહ.) આ વિશે જ ફરમાવે છે...

"આ તરફ તલબના માર્ગેથી આવો અને પછી મોહબ્બતની પાંખોથી ઉડી જાઓ." મતલબ કે ભલાઈનો માર્ગ હાસિલ કરવા માટે તલબ અને શોખ જરૂરી છે. નહીંતર ખુદાની ઝાત ગૈરતમંદ અને બેનિયાઝ છે. તેને સમજવા માટે એ પૂરનૂર જમાનાની થોડીક ઝલક કિતાબ "યાદે ઐયામ" માંથી નમૂનારૂપે અહીં પેશ કરી રહ્યો છું.

★ ચિશ્તીયા મશાયખોના બુઝૂર્ગોમાંથી એક શેખ હસામુદ્દીન મુલ્તાની (રહ.)ની મુબારક ઝાત છે. જેઓ સુલ્તાનુલ મશાયખ નિઝામુદ્દીન ઔલીયાના ખલીફાઓમાંથી એક છે. દિલ્હીથી તેઓ ગુજરાતમાં તશરીફ લાવ્યા અને પાટણમાં નિવાસ કર્યો જ્યાં હવે આપની મઝાર છે.

★ અલ્લામા કમાલુદ્દીન દેહલવી (રહ.) જેઓ (વફાત હિજરી ૭૫૬) શેખ નશીરૂદ્દીન ચિરાગ દેહલવી (રહ.) ના ખલીફા અને ભાણેજ હતા. તેઓ પણ ગુજરાતમાં તશરીફ લાવ્યા અને તેઓની ઔલાદમાંથી વંશપરંપરા એવા નેક બુઝૂર્ગો પેદા થતા રહ્યા. જેમણે બારમી સદી સુધી એ પરંપરાને જાળવી રાખી અને પોતાની બરકતોથી હંમેશા ગુજરાતની વસ્તીને ફૈઝ પહોંચાડયો.

★ સૈયદ કમાલુદ્દીન કઝવીની (રહ.) (વફાત હિજરી ૮૮૧) ભરૂચમાં

રહેતા હતા. તેમનો સંબંધ હઝરત સૈયદ મોહંમદ ગેસુદરાઝ સાથે હતો. આપની ખાનકાહ હંમેશા ખુદાના તલબગારોથી ભરેલી રહેતી હતી. એમના સિવાય બીજા પણ ચિશ્તીયા મશાયખો ગુજરાતમાં તશરીફ લાવ્યા અને તેમનાથી ગુજરાતના લોકોને ફૈઝ પહોંચ્યો.

★ મશાયખે સહરવર્દીયામાં કદાચ સૌથી પહેલાં સૈયદ સરફુદ્દીન મશહદી (રહ.) ગુજરાતમાં તશરીફ લાવ્યા અને ભરૂચમાં નિવાસ કર્યો. તેઓ હઝરત મખદુમ જહાંનિયા જલાલુદીન હસન બુખારી (રહ.) ના જમાઈ અને ખલીફા હતા. હિજરી ૮૦૮માં આપની વફાત થઈ.

★ સૈયદ યાહ્યા બિન અલી તિરમીઝીએ પણ મખદુમ (રહ.) પાસેથી તરબીયત મેળવી હતી. તેમણે વડોદરામાં નિવાસ કર્યો હતો અને ત્યાં જ આપની મઝાર છે. જે "માતરીદીયાના તકીયા" ને નામે મશહૂર છે. હિજરી ૮૫૦માં આપની વફાત થઈ.

★ કાઝી ઈલ્મુદ્દીન શાતબી (રહ.) સૈયદ સદરૂદ્દીન રાજુ કેતાલના ખલીફા હતા. તેઓ બીજા કેટલાંય કમાલાતોની સાથે સાથે કુરાને કરીમના શુધ્ધ ઉચ્ચારણોની કલામાં ઈમામનો દરજ્જો ધરાવતા હતા. તેઓ પાટણમાં રહેતા હતા. હિજરી ૮૬૦માં વફાત પામ્યા.

★ સૈયદ બુરહાનુદ્દીન બુખારી મખ્દુમ જહાંનિયાં (રહ.) ના પૌત્ર હતા. તેઓ બાર વરસની ઉંમરે ગુંજરાતમાં તશરીફ લાવ્યા. તાલીમ પૂરી કર્યા બાદ પોતાના મોટા ભાઈ સૈયદ હામિદ બિન મેહમુદ અને પોતાના વાલીદના બુઝુર્ગવાર સૈયદ સદરૂદ્દીન રાજુ કેતાલ પાસેથી ખિલાફત મેળવી. અને શેખ અહમદ ખટ્ટુ મગરિબીની ખિદમતથી ફૈઝ મેળવ્યો. અને એ સમયે જેટલા પણ મશાયખે ચિશ્તીયા અને કાદરીયા તેમજ નકશબંદીયા હયાત હતા તે દરેકથી ફૈઝ મેળવ્યો. એ બુઝુર્ગો પાસેથી કીમતી નેઅમતો હાસિલ કરીને બીજાઓને તેનો લાભ પહોંચાડવામાં મશ્ગુલ થઈ ગયા, ગુજરાતના બાદશાહો એમના કદમોની ધૂળને આંખનો સુરમો સમજતા હતા. હિજરી ૮૫૭ માં આપની વફાત થઈ.

હજારો મશાયખોમાંથી ઈબરતના નમૂનારૂપે થોડાકનો ઝિક્ર ઉપર કરેલ છે. હવે એ સમયના ગુજરાતના ઉલેમાએ કિરામના કારનામાઓના નમૂના પણ જુઓ.

★ મૌલાના રાજિહ બિન દાઉદ બહુ મોટા ગજાના જબરદસ્ત આલિમ હતા. અલ્લામા સખાવી (રહ.) એ પોતાની કિતાબમાં એમનો ઝિક્ર કરેલ છે. અને તેમની બુલંદ પાયાની સુઝબૂઝની તારીફ કરી છે. એમના વિશે લખ્યું છે કે આપ ગુજરાતના આલિમ હઝરાત પાસેથી ઈલ્મોફન હાસિલ કરીને મક્કા મોઅઝ્ઝમા તશરીફ લાવ્યા. હિજરી ૮૯૪માં મારાથી આપની મુલાકાત થઈ, તેઓ ઈલ્મ અને અમલના પૂરેપૂરા પાબંદ હતા અને શેર પણ સારા કહેતા હતા. એમને 'અલ્ફીતુલ હદીસ' ની સરેહ પઢાવી અને રજા આપી. અફસોસની વાત છે કે આવી બાકમાલ હસ્તીની ઈલ્મી કિતાબોથી દેશ મેહરૂમ છે, એમની કોઈ કિતાબ મળતી નથી. આપ હિજરી ૯૦૪ માં વફાત પામ્યા અને અમદાવાદમાં જ દફન થયા.

★ મુફ્તી રુકનુદ્દીન બિન હસામુદ્દીન નાગોરી પાટણના મુફ્તી હતા. ફકાહ અને ઉસૂલે ફિકાહમાં એમનો દરજ્જો ઘણો બુલંદ હતો. એક કિતાબ " ફતાવાએ હમાદિયા " લખી. જે હનફી મસ્લકની મશ્હુર કિતાબ છે. ૨૦૪ કિતાબો ને નજર સામે રાખીને આપે એ કિતાબ લખી છે. "ફતાવાએ આલમગીરી" વગેરેમાં એના હવાલા ઘણી જગ્યાએ મૌજુદ છે. અફસોસ ! કે એવા જલીલુલકદ્ર લેખકની જીવન દાસ્તાન અંધકારમાં ગુમ છે. આપની વફાતની સાલ પણ મળી શકી નથી.

★ મૌલાના અબ્દુલ માલિક અબ્બાસીનો શુમાર એવા મોહદ્દસીને કિરામમાં છે. જેમણે પોતાની આખી જીંદગી હદીસ શરીફની તાલીમ આપવામાં ગુજારી નાખી.

તેમણે પોતાના ભાઈ મૌલાના કુતબુદ્દીન પાસેથી હદીસની

તાલીમ લીધેલી. વળી તેમને અલ્લામા સખાવી (રહ.) પાસેથી પણ તાલીમ મેળવવાની ખુશનસીબી મળી હતી. સહી બુખારીશરીફનો શબ્દે શબ્દ એના અર્થો સહિત આપને યાદ હતો. તેઓ કિતાબોની મદદ વગર યાદદાશ્તથી જ તાલીમ આપતા હતા. આપના સમયમાં કુરઆનની સહી અદાયગીમાં તેઓ અજોડ હતા. લગભગ હિજરી ૯૭૦ માં આપની વફાત થઈ.

★ અલ્લામા વજીહુદ્દીન ગુજરાતી ગુજરાતના એવા મહાન આલીમ હતા કે તેમના અહેસાનોથી હિન્દવાસીઓ કયારેય છૂટી શકે તેમ નથી. તેઓ અલ્લામા ઈમાદુદ્દીન તારમી (રહ.) ના શાગિર્દ હતા. આપે લગભગ વીસ વર્ષની ઉંમરે દીની તાલીમ આપવાનું શરૂ કર્યુ હતું. અને છેક ૬૭ વર્ષ સુધી અમદાવાદમાં એ જ મુબારક કામ પાછળ પોતાની જીંદગી બસર કરી.

આપે "શરહેજામીથી લઈ તફસીરે બેજાવી" સુધી ત્રેવીસ કિતાબોની તફસીરો લખી. આપની જિંદગીમાંજ અમદાવાદથી લઈ છેક લાહોર સુધી આપના શાગિર્દો ફેલાઈને ઈલ્મી ખિદમતોમાં મશરૂફ થઈ ગયા હતા.

"ઉસ્તાદોના ઉસ્તાદ" નો બુલંદ ખિતાબ આપને આપની હયાતીમાં જ હાસલ થઈ ગયો હતો. હિજરી ૯૯૮ માં આપ અલ્લાહને પ્યારા થઈને અમદાવાદમાંજ દફન થયા. આપની કબર ખલ્કેખુદા માટે ઝિયારતગાહ છે.

★ મૌલાના શિબ્ગતુલ્લાહ બિન રુહુલ્લાહ હુસૈની મૂળ ભરૂચના હતા. અને અલ્લામા વજીહુદ્દીન (રહ.) ના વ્હાલા શાગિર્દ હતા. વર્ષો સુધી આપે ભરૂચમાં અને કેટલોક સમય અહમદનગર તેમજ બીજાપુરમાં ઈલ્મોફનનો પ્રચાર કર્યો. ત્યારબાદ મક્કા શરીફ તશરીફ લઈ ગયા. હજ અને ઝિયારતથી ફારેગ થઈને 'જબલઅહદ' પર ઠેકાણ કર્યુ અને બાકીની

આખી જીંદગી એ જ પહાડ પર વીતાવી નાખી.

'હરમૈન શરીફૈન'ના આલિમ હઝરાતોએ એ મુબારક મોકાને ગનીમત સમજીને આપના કમાલ અને ફૈઝ નો ખૂબખૂબ લાભ લીધો.

★ શેખ અહમદ બિન અબ્દુલ કુદુસ અસ્નાવી, અબુબક્કર બિન કઊદનસફી, મહંમદ બિન ઉમર બિન મહંમદ હઝરમી અને શેખ અબ્દુલ અઝીમ મક્કી જેવા નામવર ઉલેમા આપના શાગિર્દ થયા. આપે તફસીરે બેઝાવીનું વર્ણન કર્યુ છે જે છેક રૂમ સુધી પહોંચેલ અને ત્યાંના આલિમ હઝરાતોએ તેને માનભેર હાથોહાથ આવકારેલ. એ સિવાય પણ આપે બીજી કિતાબો લખેલ છે. હિજરી ૧૦૧૫ માં આપ અલ્લાહને પ્યારા થયા અને જન્નતુલ બકીમાં દફન થયા.

★ શેખ અલી મહાઈમી, ગુજરાતની દક્ષિણે દરિયા કિનારે માહિમ નામે એક વિસ્તાર છે. જે હવે મુંબઈની હદમાં સમાઈ ગયેલ છે. અહીં મૌલાના શેખ અલી બિન શેખ અહમદ મહાઈમી પેદા થયા. તેઓ તાલિમ પૂરી કરીને અનેક પ્રવાસો ખેડયા બાદ માહિમમાં કાઝીના હોદ્દા પર નિમણુંક પામ્યા.

મૌલાના સૈયદ અબ્દુલ હઈ મર્હુમ એમની કિતાબ 'યાદે ઐયામ' માં લખે છે કે મારી નજરે હિન્દુસ્તાનના હઝાર વર્ષના સમયમાં એક શાહ વલીઉલ્લાહ દહેલવી (રહ.) સિવાય હકીકતોનું બયાન કરવામાં આપ બેમિસાલ હતા. પરંતુ એમના વિશે એ જાણી શકાયું નથી કે આપ કોના શાગિર્દ હતા ? અને કોના મુરીદ હતા ? અને જીવનનો કાંટાળો માર્ગ આપે કઈ રીતે પસાર કર્યો હતો ?

જે કિતાબો આપની મોજુદ છે તેને જોઈને હેરત થાય છે કે એવી મહાન હસ્તી કે જેને 'ઈબ્ને અરબીએ સાની' કહેવા દરેક રીતે વ્યાજબી છે. તે જીવનના દુઃખ દર્દોમાં ઘેરાયેલ છે. કોઈ બીજી જગ્યાએ પેદા થયા હોત તો આપની સીરત પર કેટકેટલી કિતાબો લખાઈ ગઈ

હોત ! અને કેટલા ફખ્ર ની સાથે ઈતિહાસકારો એમની દાસ્તાનોને દોહરાવતા. હવે આપના કારનામા જુઓ :

આપે કુરાને પાકની એક તફસીર લખી છે જે બે દળદાર જીલ્દોમાં છપાઈ ચૂકી છે. જેમના નામ "તબ્શીરુરરહમાન" તેમજ "તયસરૂલમનાન" છે. કુરાનેપાકની તફસીરો તો સેંકડોની સંખ્યામાં લખાઈ ચૂકી છે. પરંતુ જે કારણે આપની તફસીરનું એક ઊંચું અને અજોડ મુકામ છે તે એ છે કે એમાં કુરાનેપાકની આયતોનું એટલા દિલકશ અંદાજમાં વર્ણન કરવામાં આવ્યું છે કે જેને વાંચીને વાંચનાર ઝૂમી ઉઠે છે અને દિલમાંથી આપોઆપ વાહ-વાહ નીકળી જાય છે. આપની બીજી કિતાબ 'ઈન્આમુલ અલામ' શરીઅતના રહસ્યો વિષે છે. અને કદાચ એ વિષયની એ સૌથી પહેલી કિતાબ છે.''

શાહ વલીઉલ્લાહ મુહદ્દીસે દહેલવી (રહ.) એ આજ વિષય પર "હુજ્જતુલ્લાહિલ બાલિગા" નામે એક કિતાબ લખી છે. અને એવો દાવો કરવામાં આવ્યો છે કે આજ સુધી આ વિષય પર કોઈ ઠોસ કિતાબ લખવામાં આવેલ નથી. અને મારા દાવાની એ દલીલ છે કે સૌથી પહેલાં મહાઈમીએ આ વિષયમાં કિતાબ લખી છે જે શાહ વલીઉલ્લાહ (રહ.) ની નજરેથી ગુજરેલ નથી. એ કિતાબો સિવાય અલી મહાઈમી (રહ.) ની બીજી પણ કિતાબો છે. હિજરી ૮૩૫ માં આપની વફાત થઈ. મુંબઈ-માહિમમાં આપની મઝાર શરીફ ખલ્કે ખુદા માટે ઝિયારતગાહ છે.

★ મૌલાના મહંમદ બિન તાહિર પટણી એવી બુલંદ કોટિના મુહદ્દિસ હતા. જેમના ફઝલો કમાલની શોહરત દુનિયાભરમાં છે. અને આપની કિતાબોથી મક્કા તેમજ યમનના ઉલેમા હઝરાત એવી રીતે ફાયદો ઉઠાવે છે જેવી રીતે હિન્દુસ્તાનના ઉલેમા ફાયદો ઉઠાવે છે. આપે વતનમાં ઈલ્મ હાસિલ કર્યા બાદ મક્કા મોઅઝ્ઝમા જઈને

શેખ અબુલ હસન બિકરી, અલ્લામા ઈબ્ને હઝર મક્કી (રહ.), શેખ અલી બિન અલઈરાક, શેખ જારૂલ્લાહ બિન ફહદ તેમજ બીજા મુહદ્દિસે કિરામ પાસેથી હદીસની તાલીમ લીધી. અને વરસો સુધી શેખ અલી મુત્તકી (રહ.) ની સોબતમાં રહ્યા.

ત્યાંથી આવ્યા બાદ આપે તાલીમ આપવા અને કિતાબો લખવા સિવાય બીજું કોઈ કામ કર્યું નથી. અને જે માલ મિલ્કત આપના બાપ-દાદાઓ પાસેથી વારસારૂપે મળી હતી. તે તમામ મિલ્કતને જરાપણ અચકાયા વગર તાલિબ ઈલ્મોના વઝીફાઓ પાછળ ખર્ચી નાખી.

શેખ અબ્દુલ કાદર હઝરમી 'અન્નુરુસ્સાફિર'માં લખે છે કે : કેટલાક મશાયખો એ ફરમાવ્યું છે 'હદીસના ફન' માં આપનાથી ચડિયાતી શખ્સીયત ગુજરાતમાં બીજી કોઈ જોવા મળેલ નથી.

આપની સૌથી જાણીતી કિતાબ "મજમએ બહારુલ અનવાર" હદીસના ફનમાં છે જેને હદીસ શરીફની છ મોટી કિતાબોની સરેહ ગણવામાં આવે છે. નવાબ સૈયદ સિદ્દીક હસનખાં મર્હુમ પોતાની કિતાબમાં એ વિશે લખે છે કે જ્યારથી આ કિતાબ છપાઈ છે ત્યારથી તમામ આલિમોમાં એ વાત જાહેર થઈ ગઈ છે કે અને બધા જ એ વાત પર ઈત્તેફાક પણ ધરાવે છે કે શેખ મહંમદ બિન તાહિરે આ કિતાબ લખીને ઉલેમા પર મોટો અહેસાન કરેલ છે. આ બે મિસાલ કિતાબ ઉપરાંત આપની કિતાબોમાં બીજી પણ કિમતી કિતાબો છે.

અલ્લામા મહંમદ બિન તાહિર પટણી (રહ.) એ બાદશાહ અકબરને દીનના સાચા તરીકા પર લાવવા માટે દિલ્હીની સફર કરી. માલવા પ્રદેશમાં સારંગપુર નજીક તહજ્જુદની નમાજમાં આપ મશગુલ હતા ત્યારે દુશ્મનોએ ૬ સવ્વાલ હિજરી ૯૮૬ માં આપને શહીદ કરી નાખ્યા. બાદશાહ અકબરને જ્યારે આ દુ:ખદાયક વાતની ખબર પડી તો તેમણે હુકમ કર્યો કે આપની મૈયતને બાઅદબ પાટણ લઈ

જવામાં આવે તે મુજબ આપની મૈયતને પાટણ લાવવામાં આવી અને ત્યાંજ દફન કરવામાં આવ્યા તે સમયે આપની ઉંમર ૭૨ વર્ષની હતી. આપની કબર ખલ્કે ખુદા માટે ઝિયારતગાહ બની રહેલ છે.

## ઈતિહાસની કિતાબોમાં મોમિન કૌમ વિષે કોઈ માહિતી મળતી નથી.

મોમિન કૌમનો ઈસ્લામમાં દાખલ થવાનો જે જમાનો છે તે સમયમાં ગુજરાતનું દીની અને દુન્યવી વાતાવરણ કેવું હતું તે વિષે અમે આગળ લખી ચુકયા છીએ. પરંતુ મોમિન કૌમ અને તેના બુઝુર્ગોને દીનની વિગતવાર માહિતી સૈયદ કબીરૂદ્દીનથી લઈને સૈયદ પીર મશાયખ (રહ.) સુધી (જે લગભગ બસો વર્ષનો સમય છે) ખાસ કરીને ઉર્દુ, ફારસી કિતાબોમાં મળતી નથી. પણ ખુશનસીબે શોધખોળ કરીને માહિતી મેળવવાનો એક બીજો માર્ગ પણ છે. અને એ છે-સરકારી દસ્તાવેજો. તે સમયે સરકારે જુદાજુદા જીલ્લા અને પ્રાંતોની માહિતીના જે દસ્તાવેજો તૈયાર કરાવ્યા હતા તેમાં ત્યાં વસનારા લોકોની ધાર્મિક માહિતીઓનો પણ સમાવેશ કરવામાં આવેલ છે.

જેમકે મુંબઈ ગેઝેટ, મુલ્તાન ગેઝેટ, સિંધ ગેઝેટ, ભાવલપુર ગેઝેટ, આ તમામ દસ્તાવેજોમાં તે પ્રાંતોના દીની ઈતિહાસની પણ માહિતી વિગતવાર આપવામાં આવેલ છે. તેના હવાલાથી તેમજ કેટલીક ઉર્દુ, ફારસીની ઈતિહાસની કિતાબોમાં મૌજુદ માહિતીઓની મદદથી મોમિન કૌમ વિષેના હાલાત લખવામાં આવેલ છે.

હિન્દુસ્તાનની પૂરાણી ઐતિહાસિક કિતાબોમાં કેટલીય કૌમોની કહાણીઓ દોહરાવવામાં આવેલ છે. પરંતુ અફસોસ! કે મોમિન કૌમ વિષેનો તેમાં કયાંય કોઈ ઉલ્લેખ મળતો નથી.

આપણા વિસ્તારની માહિતીઓ વિષેની ઈતિહાસની કિતાબ "તારીખે પાલનપુર" છે. પરંતુ તેમાં પણ મોમિન કૌમ વિષેનો કયાંય

ઉલ્લેખ નથી. ખરેખર આ બધું જોઈને વિશ્વાસપૂર્વક કહી શકાય કે આ કૌમની ગુમનામી જાણે ખુદાને જ મંજુર હતી. બેશક એની મસ્લહતો અને હિકમતોને એ જ જાણે છે.

"ઉસકે અલ્તાફ તો હૈં આમ શહીદી સબ પર
તુઝસે કયા ઝિદથી અગર તુ કિસી કાબિલ હોતા"

કૌમોની ઈજ્જત અને ઝિલ્લત તેમજ ચડતી અને પડતી તેમજ ખુશકિસ્મતી અને બદકિસ્મતીનો ફેંસલો એકમાત્ર અલ્લાહ તરફથી થાય છે. આજે પણ આપણે કોઈ પણ જાતની ખુશફેહમીમાં રહેવું જોઈએ નહીં. કારણકે અલ્લાહના રહેમો કરમ અને ગેઝોગઝબના તીરનો વરસાદ ગેબી રીતે હર પળે થતો જ રહે છે. અલ્લાહના હુકમોની સામે આજે પણ જગતની કોઈપણ તાકત અડચણરૂપ બની શકતી નથી. માટે અલ્લાહની બારગાહમાં ઝૂકી જવા સિવાય બીજો કોઈ જ ઈલાજ કે રસ્તો નથી. આપણી પોતાની લાચારી અને કમજોરીને રાત-દિન કબૂલ કરતા રહીને અલ્લાહના રહેમો કરમની ભીખ માંગતા રહેવું જોઈએ.

મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે : અલ્લાહના માર્ગમાં હંમેશાં તલબ અને તલાશ કરતાજ રહેવું જોઈએ અને છેક જીંદગીના આખરી શ્વાસ સુધી તેમાંથી ફારેગ થવું જોઈએ નહીં.

તવારીખ ગવાહ છેકે કેટલીય કૌમો ભૂતકાળમાં બુલંદીઓ ઉપર હતી અને આજે પડતીની ખાઈઓમાં દટાયેલી પડી છે.

ખુદાવંદે કરીમનું ફરમાન છે કે :- " કૌમોની ચડતી અને પડતી, શાદાબી અને વેરાની, ખુશહાલી અને બદહાલી એ બધાંજ ખુદાએ બનાવેલ તકદીરના ચમત્કારો છે."

મોમિન કૌમ કયારે ઈસ્લામમાં દાખલ થઈ ? અને કયા કયા પીરોથી તે સંકળાયેલી રહી ? તેની થોડીક માહિતી ખૂબજ શોધખોળને અંતે મળી શકી છે. તે હવે પછીના પાના ઉપર આપ જોઈ શકશો.

મોમિન કૌમને જયારે બારી તઆલાએ સૈયદ કબીરૂદ્દીન (રહ.)ના મુબારક ઝરીયાથી ઈસ્લામની દૌલતથી નવાજી એ જમાનો બરાબર એ જ હતો જે અમોએ આ અગાઉના પાનાં પર ગુજરાતની તે સમયની માહિતી આપતાં જણાવેલ છે.

ગુજરાતના તે સમયના બાદશાહોની દિલાવરી અને અલ્લાહ તરફની બેશુમાર મહોબ્બતને કારણે કેવા કેવા બુલંદ દરજ્જાના બુઝુર્ગો અને આલિમો પોતપોતાની દર્સગાહો અને ખાનકાહોમાં અલ્લાહની મખલુકને તે સમયે ફૈઝ પહોંચાડતા હતા. પરંતુ મોમિન કૌમની હાલત સૈયદ કબીરૂદ્દીન (રહ.) થી લઈને સૈયદ પીર મશાયખ (રહ.) સુધીના લાંબા સમય સુધી (જે લગભગ બસો અઢીસો વર્ષનો ગાળો છે) દીની અને દુન્યવી બન્ને રીતે ખૂબજ અંધાધૂંધીમાં અને અનેક મુસીબતોમાં સપડાયેલી રહી છે. અલ્લાહની રહેમતો અને બરકતોનો વરસાદ આઠે પહોર વરસી રહ્યો હોય પણ બદનસીબે એમાં આપણો કોઈ જ હિસ્સો ન હોય તો એમાં કોઈ શું કરી શકે છે ? કોઈ એ ખૂબ સરસ કહ્યું છે કે :

"જો દિલના ઝખ્મોને તાઝા રાખવા માંગતા હો તો ક્યારેક ક્યારેક પુરાણી દાસ્તાનોને દોહરાવતા રહેવું જોઈએ."

## ★ સૈયદ શમસુદ્દીન ઈરાકી (રહ.) :

હિજરીની સાતમી સદીમાં જ્યારે ઈરાન અને ખુરાસાનમાં તાતારી કૌમે તબાહી અને બરબાદી મચાવી તે સમયમાં સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના વડદાદા સૈયદ શમસુદ્દીન ઈરાકથી મુલતાન તશરીફ લાવ્યા. (તે સમયમાં મુલતાન હિન્દુસ્તાનનો એક ભાગ હતો) અને ત્યાં જ નિવાસ કર્યો.

ઔલિયા અને મશાયખોની કેટલીક માહિતીઓમાં આપનો શુમાર "સુફિયાએ કિરામમાં" કરવામાં આવેલ છે. "તારીખે ઊંચ" (ઊંચ હાલના પાકિસ્તાનના શહેર ભાવલપુર પ્રાંતમાં એક જગ્યાનું નામ છે) જેમાં લખ્યું છે કે સૈયદ કબીરૂદ્દીન હસનના પરદાદા સૈયદ શમસુદ્દીન સબ્ઝવારી,

(સબ્ઝવાર ઈરાકનું એક ગામ છે) હિજરી ૫૯૮ માં મુલતાન તશરીફ લાવ્યા અને ત્યાંજ હિજરી ૬૭૫ માં આપની વફાત થઈ.

સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબમાં આપનું નામ શમસુલ હક લખ્યું છે અને વંશાવલીમાં પણ એ જ નામ છે. એટલે કે આપ ત્રણ નામોથી જાણીતા છે (૧) શમ્સુદ્દીન (૨) શમ્સુલહક્ક અને (૩) શમ્સતબરેઝ. પરંતુ ધ્યાન રહે કે મૌલાના રૂમ (રહ.) ના પીરો મુરશદ શમ્સતબરેઝ અલગ છે અને સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના વડદાદા શમ્સતબરેઝ પણ અલગ છે. આપણે જેમના વિષે વાત કરી રહ્યા છીએ એ શમ્સતબરેઝ તો ઈરાકના એક ગામ શબ્ઝવારથી મુલતાન તશરીફ લાવ્યા અને તેઓ સૈયદ ખાનદાનમાંથી છે અને તેમને સંતાનો પણ છે.

જ્યારે મૌલાના રૂમ (રહ.) ના પીરો મુરશદ શમ્સતબરેઝ જેઓ સૈયદ પણ નથી અને તેમને કોઈ સંતાનો પણ નથી. આ બંને બુઝુર્ગો એકજ સમયમાં થઈ ગયેલ હોવાથી મોટા ભાગના લોકોને ગેરસમજણો થયેલ છે અને આ ગેરસમજણો એટલી હદે ફેલાઈ ગઈ કે કેટલાક ઈતિહાસકારોએ પણ એ ખોટી હકીકતોને સાચી ગણીને ઈતિહાસની કિતાબોમાં નોંધી દીધેલ છે.

" ખઝીનતુલ અસ્ફીયાહ " જે ઔલિયા (અ.સ.) ના વિષયમાં ફારસી કિતાબ છે તેમાં લખ્યું છે કે શમ્સતબરેઝ અને સૈયદ શમ્સુદ્દીન મુલતાની બંને અલગ અલગ બુઝુર્ગો છે. સૈયદ શમ્સુદ્દીન મુલતાની 'સાદાતે ઉઝઝામ'માંથી છે અને આપની ઔલાદનો સંબંધ શીઆ મઝહબથી છે. અને આજે પણ આપની ઔલાદ લાહોરમાં 'સાદાતે શમ્સી' ના લકબ થી ઓળખાય છે. એ કિતાબોના લેખક ગુલામબક્ષ લાહોરના છે અને ઔલિયાએ કિરામની માહિતીઓ આપતી કિતાબોમાં એ કિતાબ ખૂબ જૂની અને વિશ્વાસપાત્ર પણ છે તેમનું આ લખાણ છે.

સૈયદ શમ્સુદ્દીન મુલતાની એ પીર મશાયખ (રહ.) ના બુઝુર્ગમાંથી છે એ માટે આ બાબતમાં સૌથી મજબૂત ગવાહી

પીર મશાયખ (રહ.) ની જ કિતાબના હવાલાથી મળી રહેલ છે. જે અહીં નોંધેલ છે.

સુનો શમ્સુલહક તબરેઝ બૂઝિયો રે નાહા
નહીં ઔલાદ ઉનકી સૂનીયો રે ઠામા
હમારે દાદા શમ્સુલહક થે રે ઘરબારી
કે દરવેશ કહેલાતે માયા રે દહારી

(મકતુલનામા)

આપ ફરમાવે છે કે શમ્સતબરેઝ તો સંતાન વગરના હતા. એમને ઔલાદ ન હતી. જ્યારે અમારા દાદા શમ્સુલહકકને તો સંતાનો હતા અને પીર મશાયખ (રહ.) એ તો પોતાના દાદા શમ્સુલહકકના સંતાનો વિષે પણ લખ્યું છે કે તેઓ જાહિલ, કપૂત અને નાફરમાન હતા જેમકે 'ખઝીનતુલ અસ્ફીયા' ના લેખકે એમની ઔલાદના અસના અશરી હોવાનો ઝિક્ર કરેલ છે. એનો શીઆ ઈતિહાસકારોએ ખોટો ફાયદો ઉઠાવ્યો છે.

સૈયદ શમ્સુદીનને મૌલાના રૂમના પીરો મુરશદ શમ્સતબરેઝ સાબિત કરીને શમ્સતબરેઝ (રહ.) અને મૌલાના રૂમ (રહ.) ને તેમણે શીઆ સાબિત કરેલ છે.

એમણે કેટલાય સુન્ની પેશવાઓનો શીઆઓમાં સમાવેશ કરી નાખ્યો છે. એમનાં નામ અથવા ગામ એક જેવા મળતા આવતા હોવાને કારણે એમણે આ પ્રકારનો ફાયદો ઉઠાવી દીધેલ છે. પીર મશાયખ (રહ.) લખે છે કે, ઔલિયા અલ્લાહનો ખઝાનો એહલે સુન્નતવલ જમાત પાસે છે અને શીઆ હઝરાત એનાથી મહેરૂમ છે. એટલે જ તેઓ સુન્નીઓ પાસેથી આ પ્રકારનો ફાયદો ઉઠાવી લે છે.

## ★ સૈયદ સદરૂદ્દીન (રહ.) :

તેઓ સૈયદ શમ્સુદીન સબ્ઝવારીના પૌત્ર અને સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના વાલીદે મોહતરમ છે. ભાવલપુરના સરકારી ગેઝેટમાં પીર સદરૂદ્દીનનો ઝિક્ર હાજી સૈયદ સદરૂદ્દીનનના નામે કરવામાં

આવેલ છે અને લખ્યું છે કે તેઓ મોટા ભાગે હિન્દુઓ વચ્ચે રહેતા હતા અને આપે કેટલાય હિન્દુઓને રાજીખુશીથી મુસલમાન બનાવ્યા. હિન્દુઓ એમને "મચ્છરનાથ" કહે છે. સિંધના કેટલાંય ખોજા એમના હાથે ઈસ્લામમાં દાખલ થયા અને એમણે જ સિંધમાં આપનો રોઝો પણ બનાવ્યો.

મુંબઈ ગેઝેટમાં લખ્યું છે કે પીર સદરૂદ્દીન ગુજરાતમાં તશરીફ લાવ્યા છે એમના મુબારક હાથે જેઓ રાજીખુશીથી મુસલમાન થયા તેઓ 'મોમના' નામે મશહુર થયા. પણ તેઓની ઈસ્લાહ થઈ શકી નથી. આગાખાની મોમના તેમને માનનારા છે તેમને 'જૂના મોમના' પણ કહેવામાં આવે છે. અને ખોજા પણ તેમને માને છે. પાછળથી સત્ય સમજાતાં કેટલાય ખોજા સુન્ની થઈ ગયા છે કારણ કે સૈયદ સદરૂદ્દીન પણ સુન્ની હતા. પરંતુ સૈયદ સદરૂદ્દીનના સંતાનો પણ સાચા મસલક પર કાયમ રહી શકયા નથી. આ જ રીતે પીર મશાયખ (રહ.) એ પણ એ જાહિલ અને નાફરમાન ઔલાદ હોવાનું લખ્યું છે.

સૈયદ સદરૂદ્દીનની વફાત 'ઊંચ' માં થઈ છે પરંતુ આપે વસીયત કરી હતી કે મારી વફાત બાદ મારી મૈયતને સંદુકમાં બંદ કરીને ઊંટ પર મૂકી દેવામાં આવે અને જ્યાં એ ઊંટ બેસે એ જગ્યામાં મને દફન કરવામાં આવે.

આપની વસીયત પ્રમાણે આમ જ કરવામાં આવ્યું. ઊંટ ભાવલપુર રિયાસતના એક ગામ 'તરીન્દાગોરગંજ' ની પાસે થોભી ગયું અને ત્યાંજ આપની મઝાર બનાવવામાં આવી. ત્યારથી એ ગામ 'સદરશાહ' નામથી જાણીતું છે. જે 'ઊંચ' થી ૨૫ કિ. મીટર દૂર છે. જ્યારે ભાવલપુર ગેઝેટ લખાયું (૧૯૦૪ ઈસ્વી.) તે સમયે સજ્જાદાનશીન સૈયદ ઈલાહીબખ્શશાહ હતા. જેઓ પોતાને પીર સદરૂદ્દીનના વંશજોમાંથી ગણાવે છે.

ભાવલપુર પીર સદરૂદ્દીનને ચોર્યાસી રોઝાવાળા સાહેબ કહે છે કારણકે આપના વિષે એવું જાહેર છે કે આપની ઔલાદમાંથી ચૌર્યાસી ઔલિયા થયા છે.

સૈયદ સદરૂદ્દીન ૬૯૨ હિજરીમાં મુલતાનમાં પેદા થયા અને એકસો અઢાર વર્ષની ઉંમરે હિજરી ૮૧૦માં આપની વફાત થઈ. સૈયદ સદરૂદ્દીનને પાંચ પુત્રો હતા. (૧) કબીરૂદ્દીન (૨) ઝહીરૂદ્દીન (૩) ગ્યાસુદ્દીન (૪) તાજુદ્દીન અને (૫) રુકનુદ્દીન. પરંતુ પાંચ ભાઈઓમાંથી સૌથી વધારે શોહરત અને નામના સૈયદ કબીરૂદ્દીન હસન (રહ.) ને મળી. સિંધ ગેઝેટમાં લખ્યું છે કે સૈયદ સદરૂદ્દીને એક બ્રાહ્મણ પંડિતની મદદથી 'દસ અવતાર' નામે એક કિતાબ લખી હતી.

જેમાં રસુલ સલલલ્લાહો અલયહિ વસલ્લમને 'બ્રહ્મા' અને હઝરત અલી (રદી.) ને 'વિષ્ણુ' અને હઝરત આદમ અલયહિસ્સલામને 'શિવ'તરીકે ઓળખવામાં આવે છે. આ કિતાબને ખોજા કૌમની પવિત્ર કિતાબ માનવામાં આવે છે. અને ધાર્મિક જલસાઓમાં તેમજ મરવાની છેલ્લી ઘડીયોમાં દર્દીના બિછાના પાસે તેનું વાંચન કરવામાં આવે છે.

પરંતુ બીજા પૂરાવાઓ અને ગવાહીઓ જોતાં પીર સદરૂદ્દીનને નામે જાણીતી થયેલ આ વાત સાચી જણાતી નથી. એવું બની શકે છે કે એમની ઔલાદમાંથી કોઈએ આ કિતાબ લખી હોય.

મુંબઈ ગેઝેટમાં લખ્યું છે કે : સૈયદ સદરૂદ્દીન ગુજરાતમાં તશરીફ લાવ્યા છે અને આપ કચ્છ તેમજ કાઠિયાવાડમાં પણ રહેલા છે. તેમને માનનારા ખોજાઓ અને આગાખાની છે. ખોજા કૌમના માણસો પોતાના પીર અને એમના વારસદારોને પોતાની આવકનો દસમો ભાગ આપતા રહે છે.

પાકિસ્તાનના કાયદે આઝમ મહંમદઅલી ઝીણાનું ખાનદાન પણ સૈયદ સદરૂદ્દીનના મુબારક હાથોથી રાજીખુશીથી ઈસ્લામમાં દાખલ થયેલ. તેઓ કાઠિયાવાડી ખોજા હતા. પીર મશાયખના વડવાઓમાં સૌથી પહેલાં હિન્દુસ્તાનમાં તશરીફ લાવનારા આજ બે બુઝુર્ગો સૈયદ શમ્સુદ્દીન અને સૈયદ સદરૂદ્દીન છે. એજ સંબંધે આપનો ઝિક્ર કરેલ છે. પરંતુ આ બંને બુઝુર્ગોના જાહિલ અને નાફરમાન વંશ-વારસોને કારણે જ એમને માનનારા ખાસ કરીને

શીઆ, અસના અશરી, ખોજા અને આગાખાની છે. અને એમને કારણે જ એ બુઝુર્ગોની બદનામી પણ થઈ છે. અને એમની ઔલાદની બૂરાઈઓને એ બંને બુઝુર્ગોને નામે ચઢાવી દેવામાં આવેલ છે.

પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબમાં એટલા માટે જ લખ્યું છે કે ખરેખર તો તેઓની ઔલાદ ગુનેગાર છે. બાપ તો કબરમાં ગયા પછી શું કરી શકે છે ? દરેક માણસ પોતાની બૂરાઈઓ માટે પોતેજ જવાબદાર છે.

બહોત શમ્સ કે ફરઝન્દ કપૂત રે કેહલાએ
રીત બાપ હો કીરી કુછ મનમેં ન લાએ
ગએ દુનિયામે લપેટા બહોત રે લુભાએ
બહોત જાહિલ હોવજે વે રે સુનાએ

પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે શમ્સુલહકની ઔલાદ કપૂત પેદા થઈ છે. તેમણે પોતાના વાલિદનો તરીકો પસંદ નથી કર્યો. બલ્કે દુનિયાની લાલચમાં ફસાઈને લાલચુ અને જાહિલ રહી ગયા. અને આગળ લખ્યું છે કે એમાં વાલિદનો કોઈ ગુનો નથી. એ બુરાઈઓ માટે તો જવાબદાર એમની ઔલાદ છે.

જો જૈસા કરસી લેખા વેસા ભરસી
કોઈ કીસીકે સાટે અઝાબમોં ના પળસી

ફરમાવે છે કે, જે જેવું કરશે તેવું ભરશે. કોઈના બદલામાં બીજો કોઈ સજા ભોગવશે નહીં.

શમ્સુલહકના પુત્ર સૈયદ નસીરૂદ્દીન એમના પુત્ર સૈયદ શાહબુદ્દીન એમના પુત્ર સૈયદ સદરૂદ્દીન અને એમના પુત્ર સૈયદ કબીરુદ્દીન (રહ.) 'કુફ્ર શિકન' થયા છે.

## સૈયદ કબીરૂદ્દીન હસન (કુફ્ર શિકન) રહમતુલ્લાહ અલયહ :

મોમિન કૌમ પર સૌથી પહેલાં એહસાન ફરમાવનાર સૈયદ કબીરૂદ્દીન (રહ.) છે. કારણ કે, મોમિન કૌમ આપનાજ મુબારક હાથોથી

ઈસ્લામમાં દાખલ થઈ છે. આપનાજ ઘરાનામાં સાતમી પેઢીએ સૈયદ પીર મશાયખ (રહ.) પેદા થયા છે. જેઓ મોમિન કૌમના બીજા 'મોહસિને આઝમ' છે.

'ખઝીનતુલ અસ્ફીયા'માં છે કે સૈયદ કબીરૂદ્દીન (રહ.) સુહરાવર્દી સિલસિલાના મશહુર બુઝુર્ગ મખ્દુમ જહાંનિયાજહાંગશ્તની ઓલાદમાંથી કોઈકના મુરીદ હતા. અને એમનાથીજ ફૈઝ અને બરકતો મેળવીને કમાલાતના દરજ્જા સુધી પહોંચ્યા. અને જીંદગીનો ઘણો મોટો હિસ્સો પ્રવાસોમાં ગુજારીને છેવટે 'ઊંચ' માં મુકામ ફરમાવ્યો અને એજ મુકામે વફાત પણ પામ્યા.

શેખ અબ્દુલહક દહેલવી (રહ.) એ પોતાની કિતાબ 'અખ્બારુલ અખ્યાર'માં લખ્યું છે કે સૈયદ કબીરૂદ્દીનની જીંદગીનો ઘણો મોટો હિસ્સો દેશ - વિદેશોના પ્રવાસોમાં વીત્યો છે. અલ્લાહે આપને એવી બુલંદ બરકતોથી નવાજ્યા હતા કે જેનાથી મોટી મોટી કરામતો જનમ લેતી હતી. અને ખાસ કરીને હંમેશા ચમત્કારોમાં માનતા હિંદુઓ એ કરામતો જોઈ જોઈને રાજી ખુશીથી ઈસ્લામમાં દાખલ થઈ જતા હતા. એવી કરામતો આપની ઔલાદોમાં પણ મૌજુદ હતી. પરંતુ મોટા ભાગની ઔલાદો ખુદગર્જી અને બિદઅતોમાં અટવાઈને એ નૂરાની સિલસિલાને બદનામ કરનારી બની ગઈ. અને લખ્યું છે કે આખરી ઉંમરમાં આપે 'ઊંચ' માં નિવાસ ફરમાવ્યો અને એકસો એંસી વર્ષની ઉંમરે ત્યાંજ વફાત પામ્યા, આપની પેદાઈશ લગભગ ૭૧૬ હિજરી અને વફાત ૮૯૬ હિજરીમાં થઈ છે. એ હિસાબે આપની ઉંમર ૧૮૦ વર્ષની થાય છે. 'અલ્લાહ બહેતર જાણે છે.'

શેખ અબ્દુલ હક મોહદ્દીસ દહેલવી (રહ.) લખે છે કે, આપની મઝાર 'ઊંચ'થી એકાદ માઈલ દૂર છે. 'ઊંચ'ની પાક ઝમીનમાં એક ખાસ પ્રકારની કશિશ જોવા મળે છે. કારણકે એ જગ્યા પર કેટલાય ઔલિયા અલ્લાહ દફન થયેલા છે.

'તારીખે ઊંચ' માં પણ લખ્યું છે કે સૈયદ કબીરૂદ્દીન સુહરાવર્દી સિલસિલાના 'ઝિક્રો મશાગીલ'માં મશગુલ રહેતા. અને એની જ

તાકીદ ફરમાવતા રહ્યા. પણ આપની ઔલાદનો મઝહબ 'અસ્ના અશરી' છે.

સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના મુબારક હાથો પર મોમિન કૌમ ઈસ્લામમાં દાખલ થઈ અને એ પ્રસંગ મોમિન કૌમમાં પરંપરાગત રીતે જાણીતો છે કે એક વખતે હિન્દુભાઈઓનો સંઘ કાશીના તીરથની જાતરાએ જતો હતો. એ સંઘવાળાઓને સૈયદ કબીરૂદ્દીન (રહ.) એ ફરમાવ્યું કે આ રીતે દૂર જવાની જરૂરત શી છે ? હું તમોને તમારા કાશીના તીરથના દર્શન અહીંયાંજ કરાવી દઉં. શર્ત એટલી જ કે તમો ઈસ્લામ ધર્મ કબૂલ કરી લો. જાત્રાના ભાઈઓએ એમની એ વાત કબૂલ કરી. આપે ફરમાવ્યું કે તીરથની નિશાનીઓ અને અલામતોને યાદ કરી લો. ત્યારબાદ આપે આપની કરામતથી જાત્રાળુઓને કાશીના તીરથના દર્શન કરાવી દીધાં. એટલે તમામ જાત્રાળુઓએ ખુશીખુશીથી ઈસ્લામ ધર્મ કબૂલ ફરમાવી લીધો. જેઓ 'મોમિન' ના નામે ઓળખાયા. જેમનું નામ પાછળથી બગડીને 'મોમના' થઈ ગયું. આ ઘટનાની શાહેદી મુંબઈ ગેઝેટમાંથી મળી આવે છે. તેમાં લખ્યું છે કે :

સૈયદ કબીરૂદ્દીન (રહ.) અમદાવાદ અને તેની આસપાસમાં અને ખેડા તેમજ કાઠિયાવાડમાં તશરીફ લાવ્યા છે. અને આપના મુબારક હાથોએ હિંદુઓની જુદીજુદી જાતિઓએ ખુશીખુશી ઈસ્લામ ધર્મ કબૂલ કરેલ છે. જેઓ 'મોમના' ના નામે જાણીતા થયેલ છે.

અને એની ગવાહી રૂપે કિતાબ 'આબે કૌસર' નું આ લખાણ પણ છે. જેમાં લખ્યું છે કે ગુજરાતમાં અને ખાસ કરીને અમદાવાદમાં નિઝામી સિલસિલાથી વધારે સુહરાવર્દી સિલસિલાનો ફેલાવો થયેલ છે. એ સિલસિલામા મુખ્ય મથકો મુલતાન અને 'ઉચ' હતા. અને સિંધમાં તેને માનનારા મોટી સંખ્યામાં હતા. સિંધ અને ગુજરાતમાં ઘણું મોટું અંતર નથી. તેથી એ સિલસિલાના બુઝુર્ગો મોટી સંખ્યામાં ગુજરાતમાં આવ્યા અને એની શરૂઆત એ સમયમાં થઈ ગઈ હતી જે સમયમાં અમદાવાદની સ્થાપના થઈ ન હતી અને પાટણની આબાદી પૂરબહારમાં હતી. આ લખાણ પણ

સૈયદ કબીરૂદ્દીન સુહરાવર્દી (રહ.) ના ગુજરાતમાં તશરીફ લાવ્યાની ગવાહી આપે છે. કારણકે આપે 'ઊંચ' અને સિંધમાં ઘણો લાંબો સમય સુધી મુકામ ફરમાવેલ છે.

સૈયદ કબીરૂદ્દીન (રહ.)ની કરામતનો આજ પ્રકારનો આજ પ્રકારનો એક બીજો પ્રસંગ જે 'ઊંચ' માં બનેલ છે. જે ભાવલપુર ગેઝેટમાં નોંધાયેલ છે. જેમાં લખેલ છે કે હિંદુઓનો સંઘ 'ઊંચ શરીફ' પહોંચ્યો તો સૈયદ કબીરૂદ્દીન (રહ.)એ એ સંઘવાળાઓને પૂછયું કે કયાં જાઓ છો ? તેમણે જણાવ્યું કે ગંગા જમનાનાં દર્શન માટે જઈએ છીએ. તો આપે ફરમાવ્યું કે આટલે દૂર જવાની શી જરૂર છે ? અહીંયા ગંગા જમનાના દર્શન કરાવી દઉં. શર્ત એટલી જ કે ઈસ્લામમાં દાખલ થઈ જાઓ. હિંદુઓએ એ શર્તને મંજૂર રાખી. પછી ઉપર જણાવ્યું તે મુજબની કરામત થઈ. અને એજ જગ્યાએ ગંગા જમનાના દર્શન થઈ જતાં આખો સંઘ આનંદભેર ઈસ્લામમાં દાખલ થઈ ગયો.અને ત્યાંથી જ આપ 'હસન દરિયા'ના નામે જાણીતા થયા.

આપનાથી કેટલીયે કરામતો જાહેર થતી રહેતી હતી. ઉપરાંત આપ દેશ-વિદેશના પ્રવાસો ખેડવામાં પણ દુનિયામાં પંકાયેલા હતા. તેથી બનવા જોગ છે કે એ પ્રકારની ઘટનાઓ ઘણી બધી જગ્યાએ બનવા પામી હોય.

સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબ 'મકતૂલનામા'માં લખ્યું છે કે અમારા વડવાઓમાં સૌથી પહેલાં ઈરાકથી હિન્દુસ્તાન એટલે કે મુલતાનમાં તશરીફ લાવનાર સૈયદ શમસુદ્દીન (રહ.) છે. અને આખો કબીલો 'ઈરાકી'ના નામે જાણીતો છે.

સૈયદ કબીરૂદ્દીન પણ 'ઈરાકી'ના નામે જાણીતા હતા. મુલતાન, લાહોર, ભાવલપુર, ઊંચ વિગેરે સ્થળોએ આપનો પૂરો કબીલો ફેલાયેલો હતો. પણ સૈયદ શમ્સુદ્દીન, સૈયદ સદરૂદ્દીન અને સૈયદ કબીરૂદ્દીન (રહ.) એ ત્રણે બુઝુર્ગોની ઓલાદ જાહિલ, કપૂત અને નાફરમાન થયેલ છે. દીનના નામે અજબ પ્રકારની બૂરાઈઓમાં ફસાઈ ગઈ હતી. આપની જ વાણીમાં સાંભળો :-

ઈબ્ને સૈયદ રેહમતુલ્લાહ નામ રે કહીએ
ઈબ્ને કબીરૂદ્દીન, સદરૂદ્દીન, નસલ મોં કહીએ
સુનો બહોત થે ફરઝંદ ઉન્હોં કેરે
વે જાહિલ હોવળે બહોત સુનિયો સવેરે.

(મકતુલનામા)

ટૂંકમાં સૈયદ કબીરૂદ્દીન (રહ.) મોમિન કૌમ ઉપર એહસાન ફરમાવનાર પહેલા બુઝુર્ગ છે. કોઈ માણસને દુનિયાની તમામ દૌલતો મળી જાય પણ ઈમાનની દૌલત નસીબ ન થાય તો તે માણસ માટે નુકસાન જ નુકસાન છે. અને જો દુનિયાની કોઈ દોલત ન મળે અને ફક્ત ઈમાન નસીબ થઈ જાય તો તેને માટે સૌથી મોટી દોલત અને કામ્યાબી છે. કારણકે ઈન્સાનની આખરી નજાતનો પૂરેપૂરો દારોમદાર ઈમાન પર છે. એક રજકણ બરાબર ઈમાન પણ આખરે તેને જન્નતનો હકદાર બનાવશે. જે હંમેશા હંમેશાની જીંદગીનો જરીઓ બનશે. એટલે આટલી કિંમતી દૌલત જે બુઝુર્ગના વાસ્તાથી આપણને નસીબ થઈ હોય તે આપણા હજ્જારો લાખો શુક્રિયાના હકદાર છે.....

"જે ખલ્કે ખુદાનો શુક્રગુઝાર નથી તે અલ્લાહનો પણ શુક્રગુઝાર નથી."

સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના કેટલાય સંતાનો હતા. પરંતુ તેમાંથી બે વિશેની જ માહિતી મળે છે. એક સૈયદ રેહમતુલ્લાહ જેમની છઠ્ઠી પેઢીએ સૈયદ પીર મશાયખ (રહ.) (જેઓ સમગ્ર કૌમમાં મશહૂર અને મકબૂલ છે) પેદા થયા અને બીજા દિકરા સૈયદ ઈમામુદ્દીન જેઓ ગુજરાતના સુલતાન મેહમૂદ બેગડાના સમયમાં અમદાવાદ તશરીફ લાવ્યા હતા.

## ★ સૈયદ રેહમતુલ્લાહ (રહ.)

તેઓ સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના મોટા દિકરા છે. તેઓએ લાહોર અને ભાવલપુરમાં પોતાની જીંદગી પસાર કરી. આપની

કબર ભાવલપુરથી ૭૦ કિલોમીટર દૂર ખૈરપુરની આસપાસ જંગલમાં છે. આપના પુત્ર 'બડે મશાયખ' ના નામે જાણીતા હતા. જેઓ લાહોરથી કડી આવ્યા. કડી ગામ નંદાસણની નજીકમાં છે.

## ★ સૈયદ બડે મશાયખ (રહ.)

આપ સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના પૌત્ર છે. સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબમાં લખ્યું છે કે મોમિન કૌમના કેટલાક માણસો લાહોર જઈને સૈયદ બડે મશાયખ (રહ.) ને કડીમાં લઈ આવ્યા.આપે કડીમાં જ્યાં સૈયદ કુટુંબો રહેતા હતા ત્યાંજ મુકામ કર્યો. એ મહોલ્લાના વિસ્તારનું નામ 'સૈયદપુરા' હતું. પણ બડે મશાયખને કારણે મોમિન કૌમના માણસો પણ ત્યાંરહેવા લાગ્યા તેથી તેનું નામ 'મોમિનપુરા' થઈ ગયું જે આજે પણ 'મોમિનપુરા મહોલ્લા' ના નામે જાણીતું છે.

આપના વિષે લખ્યું છે કે જ્યારે આપ ગુજરાતમાં તશરીફ લાવ્યા તો એ સમયમાં હકૂમત ગુજરાતના રાજાઓની હતી. પણ થોડા સમય બાદ જ બાદશાહ અકબરે ગુજરાતને દિલ્હીની હકૂમતમાં સામેલ કરી લીધું.

આપે મોમિન કૌમની ઈસ્લાહ (સુધારણા) નું કામ શરૂ કર્યું પણ કૌમના જાહિલ અને બેદીન લોકોએ આપને હેરાન કરવાનું અને સતાવવાનું શરૂ કરી દીધું. નિરાશ થઈને આપ લાહોર રવાના થઈ ગયા. જ્યારે આપ જૂની દિલ્હી પહોંચ્યા તો આપ ત્યાંજ વફાત પામ્યા. આપની કબર દિલ્હીમાં છે. બાદશાહ અકબરનો એ જમાનો હતો.

## ★ સૈયદ અબુલ હસન (રહ.)

આપ સૈયદ બડે મશાયખ (રહ.) ના દિકરા અને સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના પ્રપૌત્ર છે. આપના વાલીદ સૈયદ બડે મશાયખ (રહ.) જ્યારે લાહોર પાછા જવા લાગ્યા તો કડીમાં આપને આપના નાયબ બનાવીને ગયા હતા. એમની બાદ એમના ફરઝંદ ઝૈનુદ્દીન અને એમની બાદ એમના ફરઝંદ સદરૂદ્દીન અને એમના ફરઝંદ સૈયદ ફાઝિલશાહ અને એમના ફરઝંદ

મોહસીને કૌમ સૈયદ પીર મશાયખ (રહ.) થયા છે.

સૈયદ કબીરૂદ્દીનથી લઈને સૈયદ પીર મશાયખ (રહ.) સુધીના સમયમાં મોમિન કૌમ માત્ર નામની મુસલમાન હતી. રફઝ, શીઅત, બીદઅત, મુશરીકોના રીતરીવાજો જેવી ભયંકર બૂરાઈઓનો ગુલદસ્તો હતી. જેની વિગતવાર માહિતી હવે પછીના પાનાં ઉપર આપ જોઈ શકશો.

## ★ સૈયદ ઈમામુદ્દીન (રહ.)

આપ સૈયદ કબીરૂદ્દીનના બીજા નંબરના દિકરા છે. આપ સતપંથી તરીકાના સ્થાપક છે. આપના હાથે મોમિન કૌમના કેટલાક માણસો ઈસ્લામમાં દાખલ થયા છે. તે માટે આપનો ઝિક્ર જરૂરી છે. મુંબઈ ગેઝેટમાં લખેલ છે કે : સિંધી ખોજાઓ 'એમનો વિરોધ કર્યો અને સિંધથી કંટાળીને આપ ગુજરાત તશરીફ લાવ્યા. જ્યાં સુલ્તાન મેહમૂદ બેગડાએ આપનો ખૂબ આદર સત્કાર કર્યો. એમનો તરીકો આમ-ઈસ્માઈલી તરીકાઓથી જૂદો હતો. તે ઉપરાંત આપે 'ઈમામે વક્ત 'માટે ધૂંધ (એટલે કે મુરીદોની આવકનો દસમો હિસ્સો) લેવાનો સખ્ત વિરોધ કર્યો એટલે જ તે સમયના ઈમામ આગા અબ્દુસ્સલામ બિન આગા ઈસ્લામ શાહે આપને જમાતમાંથી બહાર કરી દીધા. (આબે કૌસર)

એમના વિષે લખ્યું છે કે સૈયદ ઈમામુદ્દીને સતપંથી તરીકો શરૂ કર્યો હતો. જે કબીરપંથી અને નાનકપંથી તરીકાઓથી વધારે મળતો આવે છે. એ પંથમાં માનનારાઓને મોમના યા સતપંથી કહે છે. ઘણાખરા હિંદવાઈ રીત-રિવાજો પાળતાં હોવાને કારણે તે સમયના બુઝુર્ગોએ આ કૌમની તરફ કોઈ ધ્યાન આપ્યું નથી.

"મીરાતે એહમદી" માં લખ્યું છે કે ઘણી મોટી જમાઅત સૈયદ ઈમામુદ્દીનના હાથે ઈસ્લામમાં દાખલ થઈ છે. અને એ જ પરંપરા આપની ઔલાદમાં પણ ચાલુ છે કે ઘણા લોકો આપની ઔલાદના હાથોએ ઈસ્લામ કબૂલ ફરમાવીને મુસલમાન થયા છે. અને આ નવી મુસ્લીમ કૌમને

એમની ભાષામાં 'મોમના' પણ કહેવામાં આવે છે.

સૈયદ ઈમામુદ્દીનની વફાત ઈસ્વી. ૧૫૧૩ માં થઈ છે. આપની મઝાર શરીફ અમદાવાદની નજીકમાં આવેલ પીરાણા ગામમાં છે.

"મીરાતે એહમદી" માં એ પણ લખ્યું છે કે ગામડાઓમાં સતપંથી અકીદાને માનનારા લોકો વસે છે. અને આ મઝહબને માનનારી મોટી સંખ્યા રબારી કૌમની છે. અને સૈયદ ઈમામુદ્દીનને તેઓ ઈમામશાહ બાવાના નામે ઓળખે છે અને સૈયદ ઈમામુદ્દીનની દરગાહના મુતવલ્લીને તેઓ 'કાકા' નામે ઓળખે છે. તેમના ઘણાખરા લોકો પીરાણા ઝિયારત માટે જાય છે.

ખ્વાઝા હસન નિઝામીનું બયાન છે કે 'કાકા' ખાનગીમાં મુસલમાન છે. આ પંથના જે લોકો જાહેરમાં હિંદુ તરીકે રહે છે તેમને 'ગુપ્ત મુસલમાન' કહે છે. અને જેઓ મુસલમાન તરીકે જાહેર થઈ જાય છે તેમને 'મોમના' નો ખિતાબ આપવામાં આવે છે. (આબે કૌસર)

સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની 'દિવાને મશાયખ' નામની કિતાબમાં સતપંથી અકીદો રાખનારા મોમીનોની ખૂબ ઈસ્લાહ ફરમાવી છે. જેનાથી જાહેર થાય છે કે કેટલાક લોકોમાં સતપંથી અકીદો મોજૂદ હતો.

## ★ જરૂરી ખુલાસો

કિતાબ 'સવાંનેહ નઝીરી' માં મોમિન કૌમના ઈસ્લામ કબૂલ કરવાનો સંબંધ સૈયદ કબીરૂદ્દીન (રહ.) ને બદલે એમના દીકરા સૈયદ ઈમામુદ્દીન સાથે બતાવેલ છે. લેખકે મીરાતે એહમદીના હવાલાથી એ વાત લખી છે. અને જણાવ્યું છે કે સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના ગુજરાતમાં તશરીફ લાવવાનો કોઈ હવાલો મળી શકયો નથી. એટલે જ એવું અનુમાન કરવામાં આવે છે કે મોમિન કૌમના ઈસ્લામ કબૂલ કરવાની ઘટના સૈયદ ઈમામુદ્દીન (રહ.) ના હાથે જ થઈ હશે.

પણ મુંબઈ ગેઝેટના હવાલાથી એ વાત સાફ જાહેર થઈ જાય છે કે સૈયદ કબીરૂદ્દીન (રહ.) ગુજરાતમાં તશરીફ લાવ્યા છે. અમદાવાદ-ખેડા

અને કાઠિયાવાડ ત્રણ ઈલાકાઓમાં આપના આવવા વિષેની માહિતી મળે છે. ઉપરાંત આપના હાથે કેટલીયે હિંદુ જાતિઓ રાજીખુશીથી ઈસ્લામમાં દાખલ થઈ છે. અને મોમિન કૌમમાં પણ વંશ પરંપરાથી આ વાત મશહુર છે. એટલે મોમિન કૌમના ઈસ્લામ કબૂલ કરવાનો સંબંધ સૈયદ કબીરુદ્દીન સાથે છે તે વાત જ સાચી જણાય છે. કારણકે સૈયદ ઈમામુદ્દીને અમદાવાદની નજીક પીરાણામાં મુકામ કરી લીધો હતો અને સૈયદ કબીરુદ્દીનનું ગુજરાતમાં આવવાનું આપની આદત શરીફ મુજબ પ્રવાસોને કારણે થયું હતું. એટલે જ 'મીરાતે એહમદી' ના લેખકે ફક્ત સૈયદ ઈમામુદ્દીનનો જ ઝિક્ર ફરમાવેલ છે.

તદ્ઉપરાંત મોમિન કૌમના ઈસ્લામ કબૂલ કરવા વિષે કાશીની યાત્રાની જે ઘટના બની હતી તેનો સંબંધ પણ સૈયદ ઈમામુદ્દીન સાથે જોડી દીધો છે. જે મુંબઈ ગેઝેટના અહેવાલથી જૂદો પડે છે. અને મોમિન કૌમમાં વંશ પરંપરાથી જે વાત મશહુર છે તેનાથી પણ અલગ પડે છે.

એટલે આ બધી બાબતોમાંથી સાર એટલો જ નીકળે છે કે મોમિન કૌમ સૈયદ કબીરુદ્દીન (રહ.) ના મુબારક હાથોથી ઈસ્લામમાં દાખલ થઈ હતી. અને અમુક લોકો એમના દીકરા સૈયદ ઈમામુદ્દીનના હાથે પણ ઈસ્લામમાં દાખલ થયા હશે. અને બંનેના ઝરીઆથી જેમણે ઈસ્લામ કબૂલ કર્યો છે તેમને 'મોમના' કહેવામાં આવ્યા હશે. 'અલ્લાહ બેહતર જાણે છે.'

બીજી વાત કિતાબ 'સવાંનહે નઝીરી'માં લખી છે તે એ છે કે લેખકે સૈયદ કબીરુદ્દીનના મોટા દીકરા રહેમતુલ્લાહના નામમાં શંકા જાહેર કરેલ છે. અને લખ્યું છે કે કદાચ ''રહેમતુલ્લાહ'' દુવા માટેનો કલમો હોઈ શકે અને સૈયદ પીર મશાયખ (રહ.) ના વડદાદા સૈયદ ઈમામુદ્દીન પણ હોઈ શકે પણ સાચી હકીકત એ છે કે સૈયદ કબીરુદ્દીનના મોટા દીકરાનું નામ રહેમતુલ્લાહ છે અને આપ જ સૈયદ પીર મશાયખ (રહ.) ના વડદાદા છે. પીર મશાયખ (રહ.) આપનાજ વંશજોમાંથી છે.

આ વિષયમાં સૌથી મજબૂત ગવાહી સૈયદ પીર મશાયખ (રહ.) ની જ હોઈ શકે છે. આપે મકતુલનામામાં લખ્યું છે.

સુનો કબીરૂદ્દીન (રહ.) કે ફરઝન્દ જાનો
સૈયદ રહેમતુલ્લાહ નામ રે પિછાનો
યે તો જા ફિર રહે લાહોર રે ગામા
બૂઝો ઉનૂં કે વતનકી લાહોર ઠામા

આપ ફરમાવે છે કે કબીરૂદ્દીનના ફરઝંદ જેમનું નામ રહેમતુલ્લાહ છે. તેઓ મુલતાનથી લાહોર રહેવા માટે ચાલ્યા ગયા હતા અને ત્યાંજ કાયમી મુકામ કરી લીધો હતો. આપની મઝાર ભાવલપુરથી ૭૦ કિલોમીટર દૂર ખૈરપુરની આસપાસમાં આજે પણ મૌજૂદ છે.

ટૂંકમાં સૈયદ રહેમતુલ્લાહ એ આપણા સૈયદ પીર મશાયખ (રહ.) ના વડદાદા છે. સૈયદ પીર મશાયખ (રહ.) આપની જ નસલમાં પૈદા થયા છે પણં સૈયદ ઈમામુદ્દીનનું નામ આપની વંશવાલીમાં નથી. તેઓ તો સૈયદ કબીરૂદ્દીનના બીજા દીકરા છે. સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબમાં ક્યાંય સૈયદ ઈમામુદ્દીનનો ઝિક્ર કરેલ નથી.

## સૈયદ પીર મશાયખ (રહ.) ના મુબારક જમાના પહેલાંની મોમિન કૌમની હાલત પર એક નઝર...

૯ મી સદી હિજરીમાં મોમિન કૌમના ઈસ્લામમાં દાખલ થયા પછીથી સૈયદ પીર મશાયખ (રહ.) સુધીનો સમય આશરે ૨૫૦ વર્ષ નો છે. આ લાંબા સમય સુધી મોમિન કૌમ ફક્ત નામની જ મુસલમાન હતી અને પોતાની જિહાલતને કારણે મઝહબના નામે અજબગજબ પ્રકારની બૂરાઈઓમાં ફસાયેલી હતી.

આ બુઝુર્ગોની નાફરમાન ઔલાદ હક અને હિદાયતનો માર્ગ છોડીને દુનિયાની લાલચમાં ફસાઈ ગઈ અને ખુદગર્જીમાં ડૂબીને પોતે પણ ગુમરાહ થઈ અને બીજાઓની ગુમરાહીનો ઝરીયો પણ બની.

તે સમયે બુઝુર્ગોના ઝરીયાથી કેટલીયે જાતીઓ દાખલા તરીકે લેઉવા, કણબી, કેડવા કણબી, લુહાર અને સુથાર વિગેરે ઈસ્લામમાં પોતાની રાજીખુશીથી દાખલ થઈ જે 'મોમના' નામે મશહુર થઈ છે. ગુજરાતમાં આ જાતીઓ કેટલાય વિસ્તારોમાં ફેલાયેલી હતી. જેમકે સુરત, વડોદરા, ખેડા, કાઠિયાવાડ અને અમદાવાદ અને કડીની આસપાસમાં મોમિન કૌમ વસેલી હતી.

નોંધ : ત્યારબાદ ધંધા વેપાર માટે જીલ્લા મહેસાણા અને બનાસકાંઠાની તરફ મોમિન કૌમના માણસોએ હિજરત કરી. જ્યાં જ્યાં ખેતી માટે જમીન મળી ત્યાં ત્યાં રહેઠાણ બનાવી લીધું.

મોટેભાગે જે ગામોમાંથી હિજરત કરી એની ઓળખ એજ ગામની સાથે કરી દેવામાં આવી આજે પણ એજ સંબંધથી બધા ખાનદાનો ઓળખાય છે. મતલબ કે કડી ગામેથી હિજરત કરનારાઓ 'કડીવાલ' નામે અને મોલીપુર ગામેથી હિજરત કરનારા 'મોળપીયા' નામે અને મહેસાણાથી હિજરત કરનારાઓ 'મહેસાણીયા' વિગેરે નામે ઓળખાયા 'અલ્લાહ બહેતર જાણે છે.'

આ તમામ વિસ્તારોમાં બુઝુર્ગોની જાહિલ અને નાફરમાન ઔલાદ પીર બનીને પોતપોતાની જૂદીજૂદી ટોળીઓની સાથે અડ્ડો જમાવીને બેસી હતી. અને લોકોને શીઅત, રફસ અને જાતજાતની બૂરાઈઓમાં મઝહબના નામે ફસાવી દેતી હતી. પીર મશાયખ (રહ.) ના બયાનોથી પણ એની ગવાહીઓ મળી રહે છે. આપે લખ્યું છે કે નાફરમાન ઔલાદ 'સૈયદ' બનીને એટલી હદે ગુમરાહ થઈ છે કે હિન્દુઓને પણ પોતાના મુરીદો બનાવે છે. અને સૈયદ હોવાનો કોઈ લીહાઝ કે ખ્યાલ કરતી નથી. અફસોસ કે દુનિયાની લાલચ માણસને કયાંથી કયાં લઈ જાય છે !

વે ઠામઠામ આપ સું જા પીર રે કેહલાએ
વે જઝમાનોંને ઈનોંકે સબનસલ મૂં બાએ
સુનો બ્હોતોંને કાફિર જઝમાન કરાએ
કે ઈનોં કાજ નસલકે હૈં નામ ફિરાએ

(મકતુલનામા)

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે અમારા બાપ-દાદાઓની ઔલાદ એટલી હદે નાફરમાન થઈ છે કે હિન્દુઓને પણ તેમણે મુરીદો બનાવ્યા છે અને તેમને માટે નસલોમાં પણ હેરાફેરી કરી છે.

આપે લખ્યું છે કે ઈમામશાહી અને સતપંથી તરીકાને માનવાવાળા પણ દરેક જગ્યાએ મૌજૂદ હતા. ત્યાં સુધી કે ખાનદેશમાં પણ તેમની ઘણી મોટી સંખ્યા મૌજૂદ હતી અને પીરાણામાં પાંચ મકબરા બનેલા છે. એક ઈમામશાહનો મકબરો જેને ખાસ કરીને હિન્દુઓ માને છે. બીજો મકબરો બાબા મહંમદશાહનો જેમને શીખો માને છે. ત્રીજો મકબરો સૂરાભાઈનો જેને રબારી કૌમ માને છે. ચોથો મકબરો બાકરઅલીનો છે તેને હિન્દુઓ માને છે. પાંચમો મકબરો નૂરશાહનો છે જેને માનનારા નૂરશાહી મોમના છે. (મહાગુજરાતના મુસલમાનો)

કિતાબ 'મીરાતે એહમદી' માં પણ આ બધી બૂરાઈઓની વિગતો લખેલી છે. તેના લેખક લખે છે કે એવા અજબ પ્રકારનો આ કૌમનો વિશ્વાસ બનાવી દીધો હતો કે દરેક માણસ પોતાની વાર્ષિક આવકનો દસમો ભાગ પોતાના પીરની ખિદમતમાં પેશ કરતો હતો. એટલું જ નહીં ખૂબ જ આદર અને આસ્થાથી આ નઝરાણું પેશ કરવામાં આવતું હતું. ત્યાં સુધી કે કોઈને ૧૦ દિકરાઓ થયા હોય તો તેમાંથી એક દિકરાને પીર સાહેબની ખીદમતમાં પેશ કરવામાં આવતો અને એ છોકરાની કિંમત નક્કી કરીને તે રકમ પોતાના પીરની રઝામંદી હાસિલ કરવા માટે તેમની ખિદમતમાં પેશ કરવામાં આવતી.

એનાથી પણ વધારે જિહાલત અને ગુમરાહી ની મિસાલ તો એ હતી કે મુરીદોને આપસમાં ભાગ પાડીને વહેંચવામાં આવતા હતા કે આટલા મુરીદો અમુક પીર સાહેબના ભાગે અને આટલા મુરીદ ફલાણા પીર સાહેબના ભાગમાં. અને બધાજ મુરીદો પૂરેપૂરા આદર અને આસ્થા સહિત પોતપોતાને ભાગે આવેલ હિસ્સાની રકમ પોતપોતાના પીરોને અદા કરતા અને પીર સાહેબ મુરીદોના માલથી એશ વૈભવમાં ગુલતાન રહીને મોજ ઉડાવતા.

આગળ લખ્યું છે કે મોમિન કૌમ હિન્દુઓમાંથી મુસલમાન થઈ

હતી એટલે એમનાં રીત-રીવાજો હિન્દુઓ જેવાં જ હતાં. અને દિલમાં સૈયદ પીરોની મોહબ્બતનો જોશ પણ હતો.

'મીરાતે એહમદી' માં આગળ આ મુજબની નોંધ છે કે તેઓ પીર સાહેબ અને સૈયદોથી ખાલી હાથે મુસાફો કરતા નહી પોતપોતાની હૈસિયત મુજબ રૂપિયા અને અશરફીયો એમના કદમોમાં નિછાવર કરતા. અને ન્યાઝ લઈ જતા. હિન્દુઓમાંથી ઈસ્લામમાં દાખલ થયેલ આ જૂદીજૂદી કૌમો ફક્ત પોતાની જાતને મોમિન કહેવડાવતી હતી બાકી એમની તમામ ચાલચલગતો, રીતરીવાજો હિન્દુઓ જેવા જ હતા. જ્યારે તેઓ એક બીજાથી મુલાકાત કરતા તો સલામ ને બદલે જુહાર-જુહાર અથવા રામ-રામ જેવા શબ્દો બોલતા હતા.

કેટલાકોએ શીઅતના અકોદાઓ અખ્ત્યાર કર્યા હતા. જેમકે તકીયા, નિફાક, મુતાઅ, ઈમામોનો ઈકરામ આ બધાની સાથે તાજીયાદારી અને માતમ પણ સામેલ હતાં. અને એહલે બૈત સિવાય બાકી સહાબા (રદી.) ઓ વિષે તબર્રાબાજી પણ....આ ઉપરાંત દિનના નામે અનેક પ્રકારના કૂરીવાજો અને બૂરાઈઓ શરૂ કરી દીધી હતી. અને કેટલાકોએ સતપંથી અકીદાઓ અપનાવી લીધા હતા.

ટૂંકમાં મુંબઈ ગેઝેટમાં અને ઈતિહાસની બીજી કિતાબોમાં એ બૂરાઈઓની વિગતો નોંધેલી છે જેને લંબાણપૂર્વક લખવી જરૂરી નથી. એ બૂરાઈઓ એવી હતી કે માણસ પોતાના મગજમાં જે પણ બૂરાઈનો ખ્યાલ કરે એ બૂરાઈ આ દુનિયાના લાલચુ પીરો અને એમના જાહિલ મુરીદોમાં ભાગ્યે જ ન હોય ! અને આ જુદાજુદા જાહિલ પીરોના તમામ મુરીદો 'મોમના'ના નામે જ મશહૂર હતા. મઝહબના સાચા રિત-રીવાજો અને અકીદાઓથી અવળી જ દિશામાં ચાલતા હતા. એ લોકો જિહાલતના કારણે એવા એવા ખોટા અકીદાઓમાં ગુમરાહ થઈ ગયા હતા કે મઝહબની રીતે તેઓ ખરેખર ન તો હિન્દુ રહ્યા હતા કે ન તો મુસલમાન. ફક્ત પોતાના સૈયદ પીરની મુરાદો પૂરી કરવી અને ગમે તેવી હાલતમાં પણ તેમને

રાજી રાખવામાં તેઓ ફખ્ર અને ઈજ્જત માનતા હતા. મોમિન કૌમ વર્ષોના વર્ષો સુધી બરબાદીની આવી ખાઈમાં ડૂબેલી રહી છે.

દુનિયાની તલબમાં ડૂબેલા એક જાહિલ પીરની ગુલામીમાં કૈદ રહેલી કૌમ જેના અકીદાઓ સાવ બગડી ગયા હોય એને સાચા માર્ગે લાવવી ભારે મુશ્કેલ અને સબ્રની કસોટીનું કામ હોય છે. જ્યારે એવા એવા કેટલાય પીરો અને એમની કેયલીય જાહિલ ટોળકીઓ (જેવી કે મેહમુદશાહી મુમના, ઈમામશાહી મુમના, નૂરશાહી મુમના, મશાયખશાહી મુમના વિગેરે વિગેરે) (મહાગુજરાત મુસલમાન) ને હિદાયતના માર્ગે લાવવાનું કામ તો એનાથી પણ અનેક ઘણું મુશ્કેલ અને દુશ્વાર હોય છે.

આવા કાંટાળા મારગે હિંમતભેર પગ મૂકવા માટે જરૂર હતી એ જ સૈયદ ઘરાનાઓમાંથી કોઈ એકાદ મર્દે મુજાહિદની. જેનામાં ઈખલાસ અને લિલ્લાહિયત, લોખંડી ઈરાદાઓ, સબ્ર અને અડગતાની સાથે સાથે શરીઅત અને તરીકતનું ઈલ્મ પણ હોય અને તેનામાં દર્દ અને રહેમદિલી પણ હોય અને તે હિકમતની સાથે દીનની તરફ બોલાવનાર હોય. પરવરદિગારે ખાસ ફઝલો કરમ ફરમાવીને ગુમરાહીની ખાઈમાં ડૂબી ગયેલ મોમિન કૌમની ઈસ્લાહ (સુધારણા) માટે સૈયદ પીર મશાયખ (રહ.) ને પૈદા ફરમાવ્યા.

દુનિયા એક અજાયબખાનું છે...રાતે દિવસે, સાંજે સવારે, આઠે પહેર કુદરતની કરામતો આ અજાયબખાનામાં અજબગજબના રંગ ભરતી રહે છે....અક્કલ પણ હૈરાન થઈ જાય એવી એવી અજાયબીઓ દુનિયાના આ અજાયબખાનામાં કયારેક કયારેક કુદરત માણસને દેખાડે છે.

કોઈ આખી કૌમને બરબાદીની ઊંડી ખાઈમાં ડૂબાવી દઈને તેને માટે આબાદીના તમામ મારગો ખૂલ્લા કરી દે છે. તો કોઈને કામ્યાબીની ઊંચી ઊંચી મંઝીલો સર કરાવીને છેવટે ધરતીની ધૂળ ચાટતી કરી દે છે. આગને કોઈને માટે બાગ બનાવી દે છે. તો કોઈને માટે બાગને ધગધગતી આગ...તરક્કી કોઈને માટે તબાહી બની જાય છે તો તબાહી કોઈને માટે તરક્કી...

ગુમરાહ થઈ ગયેલ મોમિન કૌમ પણ ગુમરાહીની ઊંડામાં ઊંડી ખાઈઓમાં ડૂબી ગઈ હતી. હવે વખત આવી ગયો હતો, સમય પાકી ગયો હતો. બારીતઆલા જે દરેક મુશ્કીલને આસાન બનાવનાર છે....અંધારાઓને રોશનીમાં બદલનાર છે....તેણે આ જાહિલ અને ગુમરાહ કૌમ પર રહેમ ફરમાવીને આ જ સૈયદ ઘરાનામાંથી સૈયદ પીર મશાયખ (રહ.) ને પૈદા ફરમાવ્યા....જાણે ઘોર અંધારામાંથી નૂરનું ઝરણું વહાવ્યું.

આપ સૈયદ પીરોની બૂરાઈઓ-બદકારીઓ અને કૌમની બૂરી હાલત જોઈને તડપી ઉઠયા. અને બારગાહે ખુદાવંદીમાં ખૂબ જ નરમાશથી આજીઝીઓ કરી કરીને દુઆઓ માંગી...હુઝુર (સ.અ.વ.) એ આપને સપનામાં ઝિયારત કરાવી અને પોતાની પાક ઝુબાનને પીર મશાયખ (રહ.)ની ઝુબાનનથી અડાડી ત્યારબાદ બારીતઆલાએ આપને જાહેરી ઈલ્મ અને સાથે સાથે પોતાના ખાસ ઈલ્મની નવાઝિશ પણ કરી. અને આપની વાએઝો અને નસીહતોમાં દિલોને જીતવાની અસર પૈદા ફરમાવી. અને આપને એવી મકબૂલીયત બખ્શી કે ચારે તરફથી મોમિન કૌમ આપની મુબારક જાત તરફ ખેંચાઈને આવવા લાગી.

મોમિન કૌમની ભલાઈને ખાતર આપનો સૌથી પહેલો પૈગામ દુનિયાની લાલચોમાં ગુમ થયેલા એવા પીરો માટે એ હતો કે "અય કૌમ! હું તારી પાસેથી કોઈપણ પ્રકારના બદલાની ઉમ્મેદ રાખતો નથી. મારે તારી પાસેથી કશું પણ જોઈતું નથી. મારી તમામ જરૂરીયાતો તમામ જહાંનોના પાલનહાર એવા મારા પરવરદિગારને જીમ્મે છે." આ રીતે આપે ઈમાન અને યકીનની તલબ માટે પૂરદર્દ વાએઝો અને નસીહતો શરૂ કરી દીધી. ધીરે ધીરે કૌમ પોતાની જાહિરી અને ખાનગી ઈસ્લાહ (સુધારણા) ને માટે ફિકરમંદ થવા લાગી. આમ થવાથી પેલા લાલચુ અને દુનિયાની માયામાં મસ્ત રહેનારા પેટભરૂ પીરોના હિતોને નુકસાન થવા માંડયું એટલે એમણે અનેક પ્રકારની અડચણો અને અવરોધો કરવાનું શરૂ કરી દીધું અને આપને દરેક રીતે હૈરાન કરવા માટે તૈયાર થઈ ગયા. પરિણામે સૈયદ પીર મશાયખ (રહ.) ને શારીરિક ઈજાઓ અને જૂઠા કલંકોનો શિકાર બનવું પડયું અને અનેક પ્રકારની

કસોટીઓ અને આફતોમાંથી પસાર થવું પડયું.

ચાહત કે મૈદાનમેં જિસને જબ ભી પાંવ બઢાયા હૈ
દિલકા ખૂન હુવા હૈ અકસર દુનિયાને તંડપાયા હૈ

અલ્લાહના ખાસ બંદાઓ માટે આવીજ કસોટીઓ આવતી હોય છે. હુઝુરે પાક (સ.અ.વ.) નો ઈરશાદ છે : લોકોમાં સૌથી ભારે મુસીબતો અમ્બીયા (અ.સ.) ઉઠાવે છે ત્યારબાદ ઔલિયાએ કિરામ (રહ.) અને પછી દરજ્જા મુજબના નેકબંદાઓ.

આપ પણ અલ્લાહના વલી હતા. આવેલ કસોટીઓ અને આફતોને પૂરેપૂરી હિંમત અને જાંફેસાનીથી અને પૂરેપૂરી સબ્રોરઝાની સાથે બર્દાશ્ત કરીને સમગ્ર મોમિન કૌમને હિદાયત અને ઈમાનો યકીનના નૂરાની મારગ પર લાવવા માટે પૈગામેહકમાં દિલોજાનથી લાગી ગયા. આ અર્થમાં જોશું તો મોમિન કૌમની ડગમગતી નાવના સૌથી પહેલા નાખુદા સૈયદ હઝરત પીર મશાયખ (રહ.) છે. આપની જીંદગીના હાલાત અને મોમિન કૌમની બુલંદ ખિદમતોની વિગતો આગળના પાનાઓ ઉપર જોવા મળશે.

આપની નૂરાની ખિદમતોનો મોમિન કૌમના જે જે માણસોએ ફાયદો ઉઠાવ્યો તેઓ ઈસ્લામના દાયરામાં કાયમ રહ્યા અને જેમણે જેમણે એ નૂરાની ખિદમતોની કદર ન કરી અને મેહરૂમ રહ્યા તો છેવટે મુરતદ થઈ ગયા. ઈતિહાસની કિતાબોમાં લખ્યું છે કે : સુરત, વડોદરા અને ખેડાની આસપાસના વિસ્તારોના જેઓ પોતાને 'મોમના' કહેવડાવતા હતા એમને ૧૯૫૦ ઈસવી. માં 'સુધી' (મુરતદ) બનાવી દેવામાં આવ્યા એટલે કે દીનથી ખારીજ થઈ ગયા.

યે શહાદતગહે ઉલ્ફતમેં કદમ રખના હૈ
લોગ આસાન સમજતે હૈ મુસલમાં હોના

# સૈયદ હઝરત પીર મશાયખ (રહ.)

મોમિન કૌમ પર બેશુમાર એહસાન ફરમાવનાર સૈયદ હઝરત પીર મશાયખ (રહ.) નો સિલસિલો સૈયદ કબીરૂદ્દીન (રહ.) ના વાસ્તાથી હઝરત સૈયદના હુસૈન (રદી.) થી મળે છે. આ અગાઉ જણાવેલ છે કે સૈયદ કબીરૂદ્દીન અને સૈયદ પીર મશાયખ (રહ.)ની વચ્ચે લગભગ બસ્સો વર્ષનો ફાસલો છે. ઈસ્લામ કબૂલ કર્યા બાદ મોમિન કૌમનો સૈયદ પીર મશાયખથી બીજો દૌર શરૂ થાય છે. જેમાં કૌમને સાચા ઈસ્લામથી વાકેફ કરવામાં આવી અને ઈસ્લાહ (સુધારણા) ની મહેનત કરવામાં આવી છે.

આપના વિષેની તમામ માહિતીઓ અને લખાણો આપની જ કિતાબોમાંથી લેવામાં આવ્યા છે. કારણ બીજી કિતાબોમાં આપના વિષેની માહિતી મળતી નથી. ઈસવી. ૧૯૩૬ માં 'મશાયખ ચિસ્તી નવજીવન ચરિત્ર' નામે ગુજરાતીમાં એક કિતાબ પ્રગટ થઈ હતી પણ એ ગુજરાતી ભાષામાં હોવાથી ઉર્દૂ જાણનાર વર્ગ એનો લાભ લઈ શકેલ નથી.

આપનો જન્મ કડીની પાસે આવેલ જંત્રાલ નામના ગામે ૧૩ રબીઉસ્સાની હિજરી ૧૦૬૦ માં થયો હતો. જંત્રાલ ગામ વિષે ત્રણ માન્યાતાઓ છે. (૧) તે વિજાપુર (જીલ્લા મહેસાણા) પાસેનું એક ગામ છે (૨) નંદાસણ પાસે છત્રાલ ગામ આવેલ છે (૩) જંત્રાલ પાટણની પાસે આવેલ એક ગામ છે. આપનો ઉછેર કડીના મોમિનપુરા મહોલ્લામાં થયો. જ્યારે આપની ઉંમર ફક્ત નવ વર્ષની થઈ હતી ત્યારે આપના વાલીદે મોહતરમ સૈયદ ફાઝિલશાહ અલ્લાહને પ્યારા થઈ ગયા અને આપ વાલિદની મહોબ્બતોના છાંયડાથી મહેરૂમ થઈ ગયા. આપની વફાત ખેરાલુમાં થઈ અને આપની કબર આપના વાલિદની કબર પાસે મોમિનપુરા (કડી) માં છે.

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે મારી ઉંમર નવ દસ વર્ષની થઈ હતી ત્યારે મને જાતજાતની બસારતો થવા લાગી

એ બસારતોનો એહસાસ નાની ઉંમરમાં તો ન થયો પણ જ્યારે હું મોટો થઈ ગયો ત્યારે મને એહસાસ થઈ ગયો કે અલ્લાહનો ખાસ ફઝલો કરમ આ રીતે મારી તરફ થઈ રહ્યો છે.

એકવાર ખ્વાબમાં મારા મોઢામાં મીઠા મધ જેવી કોઈ ચીજ નાખવામાં આવી. તે વસ્તુ એટલી હદે મીઠી હતી કે એક બે મહિના સુધી મોઢામાં એની મીઠાસનો એહસાસ થતો રહ્યો. એ દરમ્યાન કોઈપણ મીઠી વસ્તુ ખાવાની ઈચ્છા થતી ન હતી અને દુનિયાની તમામ મીઠાસોથી જાણે નફરત થઈ ગઈ. અને એ ઉંમરમાં ઘણી વાર ખ્વાબમાં મકકા શરીફ ગયો અને ઝમઝમના પાણીથી દરેક વખતે ગુસલ કરતો. ખ્વાબમાં જ મને એ બસારત થઈ કે આ મક્કા શરીફ છે. અને એ ગુસલ વખતે પાણીનો જે અવાજ થાય છે તેમાંથી ઝમઝમ નો અવાઝ સંભળાતો. આવા ખ્વાબ કેટલીય વાર જોવા મળ્યા. અને જ્યારે મારી ઉંમર વીસ વર્ષની થઈ ગઈ તો વાલીદે મોહતરમના હજ્જારો મુરીદો જેઓ હવે મારી સાથે જોડાઈ ગયા હતા એમની ખરાબ હાલત જોઈને હું ચિંતામાં ડૂબી ગયો. અને બારગાહે ઈલાહીમાં આજીઝી કરીને દુઆઓ માંગવા લાગ્યો કે, ''યા ખુદા ! મારી લાજ અને ઈજ્જત આપના હાથમાં છે. 'મશાયખ'જેવું નામ મને એનાયત થયું છે એની તું લાજ રાખી લે. અને મારાથી એવા જ કામો કરાવ. તારી મદદ વગર હું શું કરી શકવાનો છું.'' એક દિવસે ખ્વાબમાં મને હુઝુર (સ.અ.વ.) ની ઝિયારત નસીબ ફરમાવી અને આપ (સ.અ.વ.) એ આપની ઝબાન મુબારક મારી ઝબાન સાથે લગાવી.

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે હું જ્યારે ખ્વાબમાંથી જાગ્યો તો મારી દિલી કેફિયત બદલી ગઈ હતી. એ સમયે મારી ઉંમર વીસ વર્ષની થઈ ગઈ હતી પણ એકધારી મુશ્કેલીઓને કારણે દીની ઈલ્મ હાસિલ કરી શકેલ નહીં.

હવે આપને દીની ઈલ્મનો એવો શોખ લાગ્યો કે એ પ્યાસ આપને અમદાવાદ ખેંચી લાવી. એ સમયમાં અમદાવાદમાં દીની ઈલ્મની ઉત્તમ દર્સગાહો ખુલેલી હતી. શાહ આલમગીર ઔરંગઝેબ (રહ.) નો એ

જમાનો હતો. આપ શરીઅતના અને તરીકતના ઈલ્મથી સારી રીતે માલામાલ થયા અને ત્યાંજ અમદાવાદમાંજ મુકામ કરી લીધો. જે જગ્યા સારંગપુર ચારતોડાના નામે મશહુર છે. જીંદગીના આખરી દિવસો ત્યાંજ રહીને મોમિનકૌમની સુધારણા અને ઈસ્લામની મહેનતમાં વિતાવી નાખ્યા અને 'દિવાને મશાયખ' ને નામે એક કિતાબ મોમિન કૌમને હવાલે કરીને હિજરી ૧૧૦૨માં ૪૨ વર્ષની ઉંમરે વફાત પામ્યા, ત્યાં જ આપની મઝાર છે.

રેહના હમારા અહમદાબાદ માહા
જૂના ચાર તોડા સારંગ હે માહા

## બેઅત અને સુલૂક :

મોમિન કૌમને સૈયદ પીર મશાયખ (રહ.)ના ખાનદાનના સૈયદ પીરોએ પોતાની પીરી મુરીદીમાં જકડી રાખી હતી. અને આ પીરી મુરીદીનો મકસદ ફક્ત દુન્યવી એશ વૈભવ હાસિલ કર્યા સિવાય કશો જ ન હતો. આ પીરોની હાલત અને મોમિન કૌમની ઝિહાલત કાબિલે રહેમ અને કાબિલે ઈસ્લાહ હતી.

આપે પીરી મુરીદી શરૂ કરતાં પહેલાં બાબા ફરીદગંજ શકર (રહ.) ના એક શેખઝાદાથી બેત ફરમાવી. અને એ રીતે આપની રઝામંદી અને ખિલાફત હાસિલ કરીને અલ્લાહની ખુશ્નૂદી મેળવવાનો માર્ગ નક્કી કર્યો. આપે પોતાની એક કિતાબમાં અલ્લાહની ખુશ્નુદી મેળવવા માટેનો એક શજરો પણ દોરેલ છે. ત્યાર પછીજ પોતાને પીરી મુરીદીને લાયક સમજ્યા.

બીજા પીરો તો પીરી મુરીદીને વંશ વારસાની મિલ્કત માનતા હતા. જો બાપ પીર હોય તો એની બાદ પીરી મુરીદી એના દિકરાનો વારસો ગણવામાં આવતી. પછી ભલે ને એમાં પીર થવાની લાયકાત કે સદગુણો ન જ હોય ! આપે આપની કિતાબ 'તરીકત'માં પીર કેવી સિફતોનો માલિક હોવો જોઈએ એ વિષે લખ્યું છે.

આપ ફરમાવે છે કે પીર અને મુરીદના સંબંધ દીનને સમજવા માટે અને અલ્લાહ સુધી પહોંચવાનો ઝરીયો હોય છે. પીર તમામ રસુલોના ઈમામ અને એ માર્ગના પેશવા હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સ.અ.વ.) ની એક એક સુન્નતનો દિવાનો અને પાબંદ હોવો જોઈએ. સુન્નતનો આવો પાબંદ રહેનાર પીર પોતે સાચા માર્ગે હોય છે અને બીજાઓની રેહબરી પણ કરી શકે છે. પણ જે પોતે જ ગુમરાહીની ખાઈમાં પડેલો હોય એ બીજાઓની રેહબરી શું કરી શકવાનો છે ?

આપ ફરમાવે છે કે ઈમાન કોઈ વંશ વારસાની વસ્તુ નથી.

ઈમાનકા વારસા નોહારે
સૂન સૂન બૂઝો દિલ મોહારે
બાપકા ઈમાન બાપ પાસા રે
ઈસકી પૂત ન કીજીયે આસારે
બેટા નૂહ નબીકા ડૂબાયા રે તમે સુનો રે
હુકમ જો મહી ના આયા રે તમે સુનો રે
(કિતાબુલ ઈમાન)

આપ ફરમાવે છે કે ઈમાનમાં વારસાઈ નથી હોતી. આ સચ્ચાઈને ખૂબ સમજી લો. બાપનો ઈમાન બાપની પાસે રહે છે. બેટાએ બાપના ઈમાનમાંથી હિસ્સાની ઉમ્મીદ ન રાખવી જોઈએ. અલ્લાહ તઆલાની નાફરમાનીને કારણે નૂહ અલહિસ્સલામ નબીનો દિકરો પાણીમાં ગરક થઈ ગયો. નબીનો દિકરો નબૂવ્વત અને વિલાયતને લાયક તો શું બને પણ ખુદાઈ અઝાબથી પણ ન બચી શકયો. અને નૂહ અલહિસ્સલામની નઝરની સામે જ પાણીમાં ડૂબી ગયો.

## સૈયદ પીર મશાયખ (રહ.) ના અશઆર :

બહોત શખ્સ કે ફરજઝન્દ કપૂત રે કેહલાએ
રીત બાપ હો કેરી કુછ મન રે ન લાએ
ગએ દુનિયામે લપેટા બહોત રે લુભાએ

બહોત જાહિલ હોવળે વે રે સુનાએ
ઈબ્ને સૈયદ રહમતુલ્લાહ નામ રે કહિએ
ઈબ્ને કબીરૂદ્દીન સદરૂદ્દીન નસલમાં કહીએ
સુનો બહોત થે ફરઝંદ ઓનો હો કેરે
વો જાહિલ હોવળે બહોત સુનિયે સવેરે

(મકતુલનામા)

સૈયદ શમસુલ હક, સદરૂદ્દીન અને કબીરૂદ્દીન (રહ.) આપના ખાનદાનના બુઝુર્ગો છે. આપ ફરમાવે છે કે એમની ઔલાદ દુનિયાની લાલચમાં ખૂબ ડૂબી ગઈ એટલે એમના સંતાનો પણ જાહિલ અને કપૂત પાકયા છે. જ્યારે તેઓ પોતે જ જાહિલ છે તો તમારી રેહબરી તેઓ શું કરી શકવાના છે ? હુઝુર (સ.અ.વ.) ના ખાનદાનમાંથી હોવા છતાં પણ નેક આઅમાલ કર્યા વગર અલ્લાહની માફીને લાયક બની શકાતું નથી,

કાલા પીર ચરપટ રાખે આપ મોંહા
વે અઝાઝીલ કહીએ પીર જ નોંહા
બહોત નામ પીર હે જગ મોંહા
સુધી રહા ઓનો સે પાવે રે નોંહા

ફરેબી અને દુનિયાની લાલચમાં ડૂબેલા પીરને એમણે શૈતાન અને દજ્જાલ ગણાવેલ છે. અને એવાઓની ગુલામી કબૂલ કરીને એમના ફરમાનો મુજબ જીંદગી ગુજારે છે તેઓ પણ દોઝખને લાયક છે. તેઓ રાહે હક (સાચા માર્ગ) ને પામી શકતા નથી.

અલ્લાહ તઆલાએ આપને ખાસ વિલાયત, વિશાળ ઈલ્મ અને બૂલંદ અખ્લાકની દૌલતથી નવાજ્યા હતા. તબીયત અત્યંત સાદગી પસંદ, સ્વભાવ નમ્ર અને દિલ ઈન્સાનીયતના દર્દથી ભરપૂર હતું. આપ ઈખ્લાસ, અમલ અને નમ્રતાના નમૂનારૂપ હતા. એટલે જ આપની વાતચીતમાં ખૂબ ખેંચાણ હતું. જે કોઈ આપની હક્કાનીયતથી છલકતી વાણી સાંભળતો એ આપનો દિલોજાનથી આશીક બની જતો. આપ નમ્રતાથી પણ ઠોસ વિશ્વાસ

સાથે ફરમાવતા કે મારી પાસે મહેશ્વરી, મુનાફિક અથવા શીઆ આવે અને સાચા દિલથી મારી વાતો સાંભળે તો મહેશ્વરીનું કુફ્ર, મુનાફિકનું નિફાક (નાફરમાની) અને શીઆની શીઅત દૂર થઈ જાય. અને એમને અલ્લાહના ફઝલો કરમથી સાચું ઈમાન નસીબ થઈ જાય.

કભી કાફિર રે આવે કે રાફઝી કહેલાતા
કભી તશિયા આવકર પૂછે દિનકી બાતા
દીનકી ખાતિમ નબીકી દોસ્તી, વે ઈમાન રે પાવે
સહી કુફ્રકી રાહા સો હો બેઝાર રે જાવે

## લોકોનું આપની તરફ મહોબ્બતથી ખેંચાવું :

આપની સાદગી, નરમાશ અને પૂરખુલૂસ જદ્દોજહદની એવી અસર થઈ કે મોમિન કૌમ આપની તરફ દીનો ઈમાનની નૂરાની વાતો સાંભળવા માટે ખેંચાવા લાગી. આપે અમદાવાદમાં પોતાના રહેઠાણની પાસે જ એક શાનદાર મસ્જીદ તામીર કરાવી હતી. આપનો મોટા ભાગનો સમય અલ્લાહની ઈબાદતમાં જ પસાર થતો. આપની કિતાબોના લખાણો પરથી માહિતી મળે છે કે મોમિન કૌમની જે જે ટોળકીઓ જિહાલતને કારણે ખોટે માર્ગે ચઢી ગઈ હતી અને જાહિલ પીરોની ગુલામ બની ગઈ હતી તે આપની નૂરાની વાતો સાંભળીને આપની તરફ ખેંચાવા લાગી હતી. અને આપ તન અને મનથી એમને સાચો માર્ગ બતાવવાના નેક કામમાં લાગી ગયા. એ સમયે આપની ઉંમર ૩૫ વર્ષની થઈ ચૂકી હતી. હિજરી સન ૧૯૦૫ નું એ વર્ષ હતું. આપે શરૂ શરૂમાં મોમિન કૌમની ઈસ્લાહ (સુધારણા) માટે નાની નાની કિતાબો લખવાનું શરૂ કર્યું. એક નાની કિતાબ 'હાદી ધરમ' જૈન ધર્મ ના જવાબમાં લખી છે. એ જ રીતે 'તરીકત' વિષે એક કિતાબ લખી છે જેમાં 'પીર' કેવો હોવો જોઈએ ? તેની શરતો અને સિફતો બતાવવામાં આવી છે. એ જ રીતે 'નૂરનામા છોટા' વિગેરે લખેલ છે જે હજુ સુધી પ્રગટ થયેલ નથી.

## આપની અજમાઈશ - કસોટી :

જ્યારે આપે મોમિન કૌમની સુધારણા અને હિદાયત માટે કિતાબ 'દિવાને મશાયખ' લખવાની શરૂઆત કરી અને હજુ એના ચોંત્રીસ ભાગ લખાયા હતા. ત્યાંજ આપના કુટુંબ કબીલાવાળાઓ અને દુનિયાની લાલચમાં ડૂબેલા પીરોએ મોમીનોને ભડકાવવાનું શરૂ કરી દીધું. અને એમણે આપને હેરાન પરેશાન કરવાની શરૂઆત કરી દીધી.

દુનિયાની લાલચમાં ડૂબેલા પીરોની આવકમાં ખતરો ઉભો થઈ ગયો હતો. એટલે એમણે આપની ઉપર જૂઠા જૂઠા આરોપો અને દોષો મૂકવાનું શરૂ કર્યું. અચાનક થયેલા આ હુમલાઓ એટલા ભયંકર હતા કે આપ હેરાન પરેશાન થઈ ગયા અને કિતાબ લખવાનું કામ લગભગ પાંચ વર્ષ સુધી બંધ કરવું પડયું. આપને એ સમયે બેહદ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. આપ ફરમાવે છે કે હઝરત યુસુફ અલયહિસ્સલામે જેટલી તકલીફો સહન કરી છે એ બધી જ તકલીફોના તીર મારી છાતીમાં પણ ભોંકાયા છે. ફક્ત બે જાતની તકલીફો યુસુફ અલયહિસ્સલામની મારાથી વધારે છે. એક તો એમની તકલીફોની મુદ્દત લાંબા સમય સુધી રહી અને મારી ઓછા સમય સુધી. અને બીજી યુસુફ અલયહિસ્સલામ મીસરની બજારમાં વેચાયા અને હું વેચાયો નથી.

સુનો યુસુફ નબી સખ્તી હો જૈસી
વે દેખ સમઝો થી મુઝકો ભી વૈસી
પન દો રે નિશાની ઓછી ઓંનૂં સે રે જાનો
બહોત બરસૂં સખ્તી દૂજા બીકા ના રે માનો

(નૂરનામા)

હુઝુર (સ.અ.વ.) નું ફરમાન છે કે લોકોમાં સૌથી વધારે મુસીબતો અને કસોટીઓ અંબિયા (અ.સ.) પર નાઝિલ થાય છે. એ પછી દરજ્જા પ્રમાણે જે અંબિયા (અ.સ.)ની નજીક હોય છે એમને કસોટીઓમાંથી

પસાર થવું પડે છે. પીર મશાયખ (રહ.) પણ અલ્લાહના વલી અને નાયબે રસુલ (સ.અ.વ.) હતા. એટલે આપ પોતે પણ મુસીબતો અને કસોટીઓના ભોગ બન્યા પણ હરહાલમાં અંબિયા (અ.સ.) ની સુન્નતોને મજબૂતીથી પકડી રહ્યા. સબ્ર અને હિંમતથી રાહે હક પર કાયમ રહ્યા.

## શહેનશાહ આલમગીર (રહ.) થી મુલાકાત અને આપનો આદર સત્કાર :

હજુ આપે 'દીવાને મશાયખ' લખવાનું કામ બીજીવાર શરૂ ફરમાવેલ નહીં. એજ અર્શામાં આપ બીજાપુર અને ગોલકુંડા તશરીફ લઈ ગયા હતા. સૈયદ પીર મશાયખ (રહ.) એ દખ્ખણ એટલે કે બીજાપુર અને ગોલકુંડા તશરીફ લઈ જવાનું કારણ એ લખ્યું છે કે : હું ઈર્ષાખોરોની ઈર્ષાથી અને લગાતાર તકલીફોથી પરેશાન થઈને શાહ આલમગીર (રહ.) ની મુલાકાતની ગરજથી ગયો હતો. (મોજિઝાત)

સંજોગોવસાત શાહ આલમગીર (રહ.) એ પણ એ સમયે દક્ષિણમાં બીજાપુર પાસે પોતાનો લાવલશ્કર લઈને પડાવ નાખેલો હતો. પીર મશાયખ (રહ.) પણ એ દિવસોમાં બીજાપુરમાં હતા. અને લશ્કરની નજીકમાં જ આપનો મુકામ હતો. જેને કારણે લશ્કરના કેટલાય સિપાહીઓ અને સરદારોથી આપની મુલાકાત થતી રહેતી હતી. અને આપ નેકબુઝુર્ગ તરીકે એ બધામાં જાણીતા હતા. એ સમયે બીજાપુરના કિલ્લાનો શાહ આલમગીર (રહ.) ના લશ્કરે ઘેરાવ કરેલો હતો. (શાહ આલમગીર (રહ.) ને લશ્કરનો આ ઘેરાવ કરારભંગ અને બગાવતના કારણે કરવો પડયો હતો) એટલે કેટલાય સિપાહીઓએ આપને દુઆની અરજ કરી. આપે બીજાપુરની ફતેહ અને કામ્યાબી માટે દુઆ ફરમાવી. અલ્લાહની તરફથી આપને બીજાપુરની ફતેહની બશારત થઈ. આપે એ ખુશખબરી સિપાહીઓને સંભળાવી. એટલું જ નહી ફતેહ અને કામ્યાબી મળવાનો સમય પણ કહી દીધો. સિપાહીઓએ આ ખુશખબરી બાદશાહ આલમગીર (રહ.) ને પહોંચાડી. ખુશખબરી સાંભળીને

બાદશાહ ફતેહના દિવસની રાહ જોવા લાગ્યા. બશારત અને ખુશખબરી મુજબ બીજાપુર ઉપર છેવટે ફતેહ મળી ગઈ.અને સુલતાન સિકંદરને કેદ કરવામાં આવ્યો. આ ઘટના બની ગયા બાદ પીર મશાયખ (રહ.) ની શોહરત અને નામના એક કામિલ બુઝુર્ગ અને કામિલ ફકીર તરીકે ચારે તરફ ફેલાઈ ગઈ.

## ગોલકુંડાની ફતેહ માટેની ભવિષ્યવાણી અને બશારત :

બીજાપુરની ફતેહ બાદ પીર મશાયખ (રહ.) ને અલ્લાહ તરફથી ગોલકુંડા ફતેહ થવાની બશારત થઈ. આપે લશ્કરવાળાઓને એ ખુશખબરી સંભળાવી અને કહ્યું કે ૨૪ જીલકાદ હી. ૧૦૯૮ ના દિવસે આલમગીર (રહ.) નું લશ્કર ફતેહ મેળવીને ગોલકુંડા પર કબજો કરશે. અને એનો સુલતાન અબુલહસન તાનાશાહ આપની પાસે પનાહ માંગશે. આ ખુશખબરી સાંભળીને સિપાઈઓ નવાઈ અને હેરતમાં ડૂબી ગયા. કારણ કે હજુ બાદશાહ આલમગીર (રહ.) એ તો ગોલકુંડા સર કરવાનો ઈરાદો પણ નથી કર્યો. અને આ નક્કી કરેલ તારીખ પ્રમાણેની ફતેહની ખુશખબરી કેવી ? હવે આનો પુરાવો પણ કયાંથી મેળવવો. સારા નસીબે બાદશાહ આલમગીર (રહ.) એ લશ્કરના સરદારો અને સિપાઈઓ સાથે ચર્ચા વિચારણા કરી ગોલકુંડા સર કરવાનો ઈરાદો કરી નાખ્યો અને લશ્કરમાં એની જાહેરાત પણ કરી નાખી.

હવે સિપાઈઓએ બાદશાહ આલમગીર (રહ.) ને પીર મશાયખ (રહ.) એ ગોલકુંડા પર ફતેહ મળવાની આપેલ ખુશખબરી પહોંચાડી, બાદશાહે એની તપાસ માટે કેટલાક માણસોને પીર મશાયખ (રહ.) ની ખિદમતમાં મોકલ્યા. આપે ફતેહ મળવાની તારીખ અને સમય બરાબર અગાઉ જણાવ્યાં હતાં. એજ રીતે એ લોકોને પણ એની ખુશખબરી આપી દીધી. એ લોકોએ બાદશાહને આખી વાત જણાવી. બાદશાહે બશારત સાંભળ્યા બાદ ગોલકુંડાનો ઘેરાવ કરવા માટે લશ્કરને હૂકમ આપી દીધો અને લશ્કરે કિલ્લાને ઘેરી લીધો. એવામાં થયું એવું કે અચાનક લશ્કરમાં અનાજનો પૂરવઠો ખૂટી ગયો અને ઉપરથી બિમારીને કારણે ઘોડાઓ પણ મરવા લાગ્યા.

એટલુંજ નહી. ધોધમાર વરસાદ પણ વરસવા લાગ્યો. અને વળી અધૂરામાં પુરું બાદશાહ આલમગીર (રહ.) ને સમાચાર મળ્યા કે મથુરાના ઈલાકામાં એમની વિરુધ્ધમાં બગાવત પણ થઈ ગઈ છે. આ બધાજ સંજોગોને કારણે લશ્કરમાં ગભરાટ ફેલાઈ ગયો. આવી હાલત જોઈને બાદશાહ આલમગીર (રહ.) એ ગોલકુંડાનો ઘેરાવ છોડી દઈને લશ્કરને પાછા બોલાવી લેવાનો હૂકમ જારી કરી દીધો. પીર મશાયખ (રહ.) એ બશારત મુજબ ફતેહ ન મળવાને કારણે બારગાહે ખુદાવંદીમાં ખૂબજ આજીઝીથી દુઆ ગુજારી. અને આપને અલ્લાહની તરફથી ફરીથી અગાઉના જેમજ બશારત થઈ. આપે બાદશાહ આલમગીર (રહ.) ને ખબર મોકલાવી કે કિલ્લાનો ઘેરો ઉઠાવવામાં ન આવે ઈન્શાઅલ્લાહ કામયાબી જરૂર મળશે.

ઉપરાંત જણાવ્યું કે સૌ પ્રથમ વરસાદ રોકાઈ જશે. ત્યારબાદ મથુરાની બગાવત શમી જવાની ખબર આવશે. અને તે પછી ગોલકુંડાનો સુલતાન અબુલહસન તાનાશાહ કિલ્લામાંથી બહાર આવીને આપની પાસે પનાહ માંગશે. ખુદાનું કરવું કે જેવું આપે ફરમાવેલ તેવું જ થયું. વરસાદ તરતજ બંધ થઈ ગયો. આ જોઈને બાદશાહ આલમગીર (રહ.) ને આપની બશારત પર સંતોષ થયો. લશ્કરને કિલ્લાનો ઘેરાવ ચાલુ રાખવાનો હુકમ આપવામાં આવ્યો. બીજે દિવસે મથુરામાં થયેલ બગાવત ખતમ થઈ જવાના સમાચાર પણ મળ્યા. અને આપની બશારત મુજબ ૨૪ જીલકાદ ૧૦૯૮ હીજરીના દિને શાહ આલમગીર (રહ.) ના લશ્કરને ફતેહ મળી. અને ગોલકુંડા જીતી લેવામાં આવ્યું. ત્યાંનો સુલતાન અબુલહસન પણ તાબે થયો. આપની આ કરામત અને બશારત જોઈને શાહ આલમગીર (રહ.) અને લશ્કરે વલી અને કામિલ બુઝુર્ગની હૈસિયતથી આપની કદરદાની ફરમાવી.

શાહ આલમગીર (રહ.) પોતે પણ અલ્લાહના વલી હતા. વલી ને વલી જ જાણી શકે છે. આપની વિલાયતનો મરતબો જોઈને શાહ આલમગીર (રહ.) એ આપની સાથે ખૂબજ અદબ અને

ઈકરામનો વહેવાર કર્યો. (મોજીઝાત)

અલ્લાહતઆલાએ આપને વિલાયતનો મહાન દરજ્જો બક્ષેલ હતો : એ કિમતી નેઅમત વિષે આપ આપની કિતાબોમાં ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ મારી પૂરી નસલમાં ઈમામ ઈસ્માઈલ સુધી મારા જેવો વલી પૈદા નથી કર્યો. વિલાયતની જાહેરાત કરવાનું કારણ પણ આપ બતાવે છે કે આ રીતે મારે મારી મોટાઈ દેખાડવી મકસુદ નથી. પણ મને જે કાંઈ પણ નસીબ થયું છે તે અલ્લાહના ખાસ રહેમો કરમ અને એની બેશુમાર દયાથી જ નસીબ થયું છે. અફસોસ કે મારા તમામ મુરીદો જાહિલ અને ગમાર છે. અને એ બિચારાઓ દુનિયા પરસ્ત પીરોની જાળમાં ફસાઈ ગયેલા છે. એટલે જ મારી આ વિલાયતની નેઅમતનો ઈઝહાર કરું છું. જેથી મારા મુરીદોમાં મારી તરફ મહોબ્બત અને ચાહત પૈદા થાય અને તેઓ મારી વાતોને ખાસ ધ્યાન આપીને સાંભળે. અને તે પ્રમાણે પોતાના આમાલ અને અકીદાની સુધારણામાં લાગી જાય. અને તેમની મારા તરફની મહોબ્બત એ ફક્ત અલ્લાહ અને હબીબે પાક (સ.અ.વ.) ની જ મહોબ્બત હશે. એને આપ ફરમાવે છે :

એસા મેરી રે નસલ નોં હી હુવા કૂ દિખાવે
તમામ ઈસ્માઈલ સુધી જો ઢુંઢને જાવે
એસા કરમ તો રબને હે મુજપર કિતા
સો દોસ્તી નબી કી કભી જાવે રે મીતા

(મકતૂલનામા)

સૈયદ પીર મશાયખ (રહ.) એ શાહ આલમગીર (રહ.) ની દીનદારીની શહાદત આપી છે. અને તેમની ખૂબજ તારીફ ફરમાવી છે.

અરે રહેના હમારા હૈ જિસ ઠામ બૂઝો મુલ્ક હિન્દુસ્તાના
અરે ઉસકી રીત છૂપી નહીં કિસથી સુન સુન ઉસકા બયાના

ફરમાવે છે કે, જે દેશમાં અમે રહીએ છીએ એ દેશનું નામ હિન્દુસ્તાન છે. અને આ દેશના રીત રીવાજો કોઈથી છાનાં નથી એનું બયાન સાંભળ :

અરે બાદશાહ હમારા હૈ દિનદાર નામ ચગદા જાતી
અરે દિનદાર ભી મુલક ભર્યા સાચી સહી બાતી
અરે રોશન ચંદા જૂં કૈસા ઉજાલા વૈસી હૈ ઉસ ઠામ રીતા
અરે રોશની યૂં નબી દિન હસ્તી રે હૈ કીતા
(ઈમાન)

આપ ફરમાવે છે કે અમારો બાદશાહ જાતે મોગલ છે અને પાકો દીનદાર છે. અને આખો દેશ દીનદારીથી છલોછલ છે. જેવું ચંદ્રમાનું અજવાળું હોય છે. હુઝુર પાક (સ.અ.વ.) નો દીન પણ એવી જ રીતે રોશન છે.

પીર મશાયખ (રહ.) નું વજુદ એવા પરહેઝગાર અને મુત્તકી બાદશાહના મુલ્કમાં થયેલ છે એ ફખ્રની બાબત છે.

અહીં શાહ આલમગીર (રહ.) ની પરહેઝગારીના કેટલાક નમૂના કિતાબ 'અકવાલેસલફ' માંથી નકલ કરવામાં આવેલ છે. જેમાં આપણા માટે નસીહત અને સબકની સાથે સાથે ઈબરત પણ સામેલ છે.

હઝરત આલમગીર (રહ.) મઝહબી બાબતોના ખૂબજ પાબંદ હતા. આપ હનફી મઝહબના સુન્ની હતા. પાંચેય વખતોની નમાઝોની ખાસ પાબંદી ફરમાવતા હતા.

સવાબની તલબ અને ગુનાહનો ખોફ આપની નસેનસમાં પથરાયેલો હતો. હંમેશા બા-વઝુ રહેતા હતા. કલ્મએ તૈયબા અને બીજા વઝીફાઓ કાયમ જીભ ઉપર રહેતા હતા. નમાઝ અવ્વલ વખતમાં જ મસ્જીદમાં જમાતની સાથે અદા ફરમાવતા હતા.

જુમ્આની નમાઝ આમ ઈન્સાનોની સાથે 'જુમ્આ મસ્જીદ'માં પઢતા. શરીઅત મુજબની ઝકાતની અદાયગીનું ખૂબ જ ધ્યાન રાખતા હતા. રમઝાન શરીફનો પાક મહિનો નમાઝ અને તરાવીહની પાબંદીમાં પસાર કરતા હતા. દરેક મહિનામાં ૧૩-૧૪-૧૫ તારીખના રોઝાની ખાસ પાબંદી ફરમાવતા હતા. દરેક અઠવાડિયામાં સોમ, જુમેરાત અને જુમ્આના રોઝા પણ

રાખતા. રમઝાનના આખરી હિસ્સામાં મસ્જીદમાં એઅતેકાફ ફરમાવતા. બૈયતુલ્લાહ શરીફની હજ્જના ખાસ મુશ્તાક હતા પણ એ મુબારક મૌકો મળ્યો નહીં. દર વર્ષે અને કયારેક બીજા ત્રીજા વર્ષે મક્કા શરીફના ગરીબ અને મુજાવર લોકોને માટે માતબર રકમ મોકલતા રહેતા હતા. હાજીઓની એક જમાત બાદશાહની તરફથી હજના તવાફ અને સલામ માટે મશ્રૂફ રહેતી હતી. કોઈપણ જાતની નશાખોરીથી આપની સખ્ત પરહેઝી હતી. શરીઅતની ખિલાફનો લિબાસ કયારેય ઈસ્તેમાલ કર્યો નથી. સોના-ચાંદીના વાસણોનો ઉપયોગ નાપસંદ હતો. આપની મજલીસમાં કયારેય કોઈપણ પ્રકારની ગીબત થતી ન હતી. ન્યાય મેળવવા માટે ફરિયાદીઓ કોઈપણ જાતની રોકટોક વગર આપની ખિદમતમાં સીધા જ હાજર થઈ શકતા. વિશાળ દિલ રાખીને ફરિયાદીઓની તમામ ફરિયાદો સાંભળતા અને તેમના હમદર્દ થઈને ફરિયાદીઓને સંતોષ આપતા. વાંચનનો ખૂબ જ શોખ હતો. ઈમામ ગઝાલી (રહ.) વગેરે સુફીયોની રૂહાની કિતાબોનું વાંચન ખાસ ફરમાવતા હતા. ''ફતાવાએ આલમગીરી''ની ઈશાઅત માટે તે સમયે બે લાખ રૂપિયા જેટલી માતબર રકમ ખર્ચી. ઉલેમાએ કિરામના વઝીફા નક્કી કર્યા. પણ એ શર્તની સાથે કે તેઓ હંમેશા દીન શીખવા અને શીખાડવામાં મશગુલ રહે. મશાયખો માટે પણ અમુક રકમો નક્કી કરવામાં આવી તેથી તેઓ અલ્લાહની ઈબાદતમાં દિલ નીચોવીને મશગુલ રહી શકે. વઝીફા આપવામાં તેઓ મુસ્લીમ કે ગેર મુસ્લીમનો ભેદ રાખતા ન હતા. બિમારીની હાલતમાં પણ જમાઅતની સાથે નમાઝ પઢતા રહેવાની અને ઝિક્રનો એહતમામ કરતા રહેવાની પાબંદી હતી.

વફાતના દિવસે એટલે કે ૨૮ જીલકાદ ૧૧૧૮ હીજરી જુમ્આની સવારે ફજરની નમાઝ માટે બહાર તશરીફ લાવ્યા હતા. બેહોશીની હાલતમાં પણ અલ્લાહની યાદથી ગાફેલ ન હતા. જીંદગીની છેલ્લી ઘડીઓમાં સકરાતની હાલતમાં દર્દ અને પીડાની વચ્ચે પણ અલ્લાહના ઝિક્રમાં મશગુલ હતા. આપ ઘણી વખતે ફરમાવતા કે આ દારેફાનીમાંથી સફર કરવા માટે જુમ્આનો

દિવસ ઘણો જ મુબારક છે. આપની એ તમન્ના પૂરી થઈ. મુબારક જુમ્આનાજ દિવસે દિવસના શરૂઆતના હિસ્સામાં જ અલ્લાહની યાદ અને ઝિક્રમાં ડૂબેલા એ પાકબાઝ શહેનશાહની રૂહ આ ફાની દુનિયાને સદાને માટે તરછોડીને અલ્લાહના નેક બંદાઓને જ્યાં હંમેશ માટે રહેવાનું છે એવી જન્નતની સફરે સિધાવી. આપની વસીયત મુજબ આપને ખુલ્દઆબાદ (દૂખ્ખણ) શેખ ઝૈનુદ્દીનના મકબરામાં દફન કરવામાં આવ્યા.

આપણા જેવા નાકારા અને ગાફિલો માટે આપની મુબારક જીંદગી બેશક ઈબ્રત અને નસિહતને લાયક છે કે આપણામાં આપના જેવી પરહેઝગારી, ઈન્સાફપસંદી અને ખિદ્મતે ખલ્કની નૂરાની સિફતો નાયાબ નથી તો ઓછી તો જરૂર છે.એટલે આવી નૂરાની સિફતો આજીઝીથી હાસિલ કરવા માટે હરહંમેશ ખુદાવંદે કરીમની બારગાહમાં દુઆઓ ગુજારીને હિદાયત માટે કોશિશ કરતા રહેવું જોઈએ.

શાહ આલમગીર (રહ.) નો પીર મશાયખ (રહ.) સાથે માન ઈકરામનો એક બીજો કિસ્સો પણ છે. થયું એમ કે કેટલાક ઈર્ષાળુ-અદેખા લોકોએ આપની કિતાબ 'દીવાને મશાયખ' વિશે બાદશાહને ફરિયાદ કરી. આલમગીર (રહ.) એ આપને દરબારમાં બોલાવ્યા. આપ બાદશાહના દરબારમાં 'દીવાને મશાયખ' લઈને હાજર થયા. બાદશાહ આલમગીર (રહ.) એ 'દીવાને મશાયખ' જોયું. જોયા બાદ ફક્ત આપે એની ગવાહી જ ન આપી. પણ તેની ઉપર સચ્ચાઈની શાહી મ્હોર પણ મારી અને આપને બક્ષિસ તરીકે જમીન-જાયદાદ આપવાની દરખાસ્ત કરી.

પણ સૈયદ પીર મશાયખ (રહ.) એ જવાબમાં ફરમાવી દીધું કે "મારા જેવા ફકીરને જમીન જાયદાદની દરકાર નથી." આ કિસ્સામાં એ બંને બુઝુર્ગોની વિલાયત અને હક પરસ્તીનો ખ્યાલ આવી જાય છે.

## બારમી સદીના (મુજદ્દીદ) દીની રેહબર :

સૈયદ પીર મશાયખ (રહ.) ના દીની સુધારણા અને હકકાનીયતના પ્રચારનો જમાનો અગીયારમી સદીનો આખરી હિસ્સો અને

બારમી સદીની શરૂઆતનો સમય છે.

આપ (સ.અ.વ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા આ ઉમ્મતની ભલાઈ અને દીની સુધારણા માટે દર સો વરસે એક નૂરાની શખ્સને દુનિયામાં મોકલે છે. જે દરેક પ્રકારની કૂરબાનીઓ આપીને અલ્લાહના દીનને તાજો કરે છે. આ હદીસે પાકથી જાહેર થાય છે કે અલ્લાહતઆલા આ ઉમ્મતની દીની ભલાઈને માટે દર સો વરસે એક અનોખી શખ્સીયતને દુનિયામાં મોકલે છે. જેને 'મુજદ્દીદ' કહેવામાં આવે છે.

મિશકાત શરીફની તશરીહમાં આવે છે કે આ 'મુજદ્દીદ' એક માણસ પણ હોઈ શકે અને એક આખી જમાઅત પણ હોઈ શકે છે. વળી એક જ સમયે અલગ અલગ મુકામો પર જુદાજુદા 'મુજદ્દીદ' પણ હોઈ શકે છે. મુજદ્દીદનું કામ પોતાના સમયમાં દીનમાં જોવા મળતી બૂરાઈઓને અને બદીઓને દૂર કરવાનું છે. બિદઅત અને સાવ જૂઠ્ઠા રીત રીવાજોનાં મજબૂત પડદાઓ જે દીનની સચ્ચાઈઓ પર પડી જાય છે. મુજદ્દીદ પોતાના નૂરાની ઈલ્મ અને માઅરેફતની તાકતથી એ પડદાઓને ચીરી નાખવાનું કામ કરે છે. અને ઉમ્મતની સામે દીનને બિદઅતની બદીઓની ગંદકીથી પાકસાફ કરી એના અસલી રૂપમાં પેશ કરે છે. (મુઝાહિરે હક)

મિશકાત શરીફમાં મુજદ્દીદની તાઅરીફમાં ફરમાવવામાં આવ્યું છે કે મુજદ્દીદ એ છે કે જે બિદઅત અને સુન્નતનો ભેદ લોકો સામે જાહેર કરે અને દીની ઈલ્મનો ફેલાવો કરે. અને આલિમ-બુઝુર્ગોની કદર અને ઈજ્જત ફરમાવે. અને બિદઅતનો નાશ કરવા માટે બિદઅતીઓની તાકતને કમજોર બનાવે.

અલ્લાહ જલ્લશાનહુએ હુઝુરે અકરમ (સ.અ.વ.) ને આ દુનિયામાં આખરી નબી અને રસુલ બનાવીને મોકલેલ છે અને કયામત સુધી પૂરેપૂરો દીન લઈને તેઓ તશરીફ લાવ્યા છે. હવે કયામત સુધી દુનિયામાં કોઈ નબી કે રસુલ આવનાર નથી અને કોઈ નવી શરીઅત આવનાર નથી. અને મોહંમદુર્રસુલુલ્લાહ (સ.અ.વ.) એ બતાવેલ દીનનો તરીકો કયામત સુધી બાકી રહેનાર છે. એટલે જ આ સાચા દીનને અલ્લાહતઆલાએ

એવી એવી ખૂબીઓથી માલામાલ કરેલ છે કે કયામત સુધી આવનાર તમામ મુશ્કેલીઓ, મુસીબતો અને મુંઝવણોનો ઉકેલ તેમાંથી મળી રહે છે. દીનની એ ખૂબીઓને જાહેર કરવા માટે નૂરાની બુઝુર્ગો પેદા કરવાનો અલ્લાહતઆલાએ વાયદો ફમાવેલ છે.

એટલે જ દરેક સદીમાં એવી અનોખી શખ્સીયતો પેદા થતી રહે છે કે જેઓ (તે સમયે) દીનમાં ફેલાઈ ગયેલ તમામ પ્રકારના ઝેર માટે મારણ સાબીત થાય છે. અને મુશ્રીકાના કામો માટે તેમજ બિદઅતોનો નાશ કરવા માટે ખુલ્લંખુલ્લા જિહાદ કરે છે. અને એવા દીની રેહબરો ઈલ્મી, અખ્લાકી, રૂહાની અને દિમાગી રીતે અણમોલ ખૂબીઓના માલિક હોય છે. જેનાથી તમામ લોકોના દિલ જીતી લઈને તેઓ તેમને સાચા દીન તરફ વાળે છે અને દીને ઈસ્લામને એક નવી તાજગી બક્ષે છે. તેમજ મુસલમાનોમાં મજબૂત ઈમાનો - યકીન પેદા કરે છે.

દરેક જમાનાને જેવા જેવા દીની રેહબરની જરૂર હશે અલ્લાહ તઆલા પોતાના ગેબી નિઝામથી એવાજ નૂરાની બુઝુર્ગો ઈસ્લામના નૂરને ફેલાવવા માટે દુનિયામાં મોકલતા રહેશે.

હદીસે પાકની રોશનીમાં એવી નૂરાની શખ્સીયતોને 'મુજદ્દીદ' કહેવામાં આવે છે. એમના આવવાની બશારત આપવામાં આવેલ છે. જેઓ દુનિયામાં આવીને સાચો દીન ફેલાવવાનું જ કામ કરે છે. અને મુશ્રીકાના કામો તેમજ બિદઅતો અને જુઠ્ઠા રીતરીવાજો ને ચૂરચૂર કરી નાખે છે. તેમના આવવાથી તમામ ઈન્સાનો ને ભલાઈ અને નફો પહોંચે છે. અને તેમની નૂરાની સોબતથી અને તાલીમના ફૈઝથી દીનની સાચી રોશની મળે છે. અને જ્યાં આજ સુધી બુરાઈના અંધારાં ફેલાઈ રહ્યા હતા ત્યાં એમની બરકતોથી ભલાઈની રોશની ફેલાઈ જાય છે અને ફેલાતી રહે છે.

સૈયદ પીર મશાયખ (રહ.)એ દીની સુધારણાનું કામ એક એવી કૌમમાં શરૂ કર્યું કે જે કૌમ જીહાલતમાં, પસ્તીમાં, બિદઅતોમાં, ખોટા રીતરીવાજોમાં અને શીર્કના કામોમાં પૂરેપૂરી ફસાયેલી હતી. વળી

આ બેદીનીને જ એ સાચો દીન સમજી બેઠી હતી. હકીકતમાં ઈસ્લામી આમાલ અને અખ્લાકથી એ હજારો માઈલ દૂર હતી. કલ્મએ તૌહીદ પણ કોઈને સાચી રીતે યાદ ન હતો. ફક્ત નામના જ મુસલમાન હોવાનું અભિમાન એમનામાં ભરેલું હતું. એટલે જ ચારે તરફથી શૈતાની શક્તિઓ એને ગુમરાહ કરવામાં લાગેલી હતી.

આવી ગુમરાહ કૌમને ઈસ્લામી તાલીમથી વાકેફ કરાવીને તેને ઈમાન અને આઅમાલથી શણગારવા માટે આપને બેશુમાર મુશ્કેલીઓ અને કસોટીઓમાંથી પસાર થવું પડયું. આપે આ તમામ હાલતોમાં સબ્રો રઝાની સાથે સાબીત કદમ રહીને કૌમની સુધારણા માટે અનહદ કોશિશો ફરમાવી. આપની આ મહેનતોની તફસીલ હવે પછીના પાના ઉપર આવશે. આપે આપની આ જદ્દોજહદને આપની કિતાબોમાં ઉજાગર કરેલ છે.

સુનો રબને મુઝે ઐસા રે બનાયા
જો ખાતિમ નબીને હે રે ફરમાયા
સો મિશ્કાત કિતાબોમાં રે હદીસ લિખાઈ
વૈસી નબી કી દોસ્તી સે પાઈ રે બડાઈ
હર સદી સદી સેળે રબ કરે રે બંદા
ઉસે રબ તો ખૂબી હૈ રે દેહિન્દા

(મકતૂલનામા)

આપે આપની મુજદ્દીદાના (સુધારક) શાન માટે મિશ્કાત શરીફની હદીસને જ દલીલ બનાવેલ છે કે અલ્લાહતઆલાએ મારી ઉપર એના ફઝલો કરમ નબી (સ.અ.વ.) ના તુફૈલથી ફરમાવેલ છે અને બે સદીનીઓની વચ્ચે મને પેદા કરવામાં આવ્યો જેથી મારા જરીઆથી સુન્નતોને ઝિંદા કરવાનું કામ લે.

## પીર મશાયખ (રહ.) ની નારાજગી અને બેચેની :

આપના મુરીદોની જિહાલત અને બે-દીનીની હાલત જોઈને આપની બેચેની રાત દિન વધતી જતી હતી. બારગાહે ખુદાવંદીમાં આપ ખૂબજ ખાકસારી અને આજીઝી કરીને દુવાઓ ફરમાવતા કે, અય અલ્લાહ !

તું મને તૌફીક અને હિંમત અતા ફરમાવ. અને મને જે બુઝુર્ગીનું ઈનામ આપ્યું છે એની તું લાજ રાખી લે. અને મારા મુરીદો માટે મને એક દીવાન લખવાની ઉમેદ છે. તું મારી આ ઉમેદને પૂરી ફરમાવ. હું એક નાચીઝ બંદો થઈને તમન્ના ઘણી મોટી કરી રહ્યો છું. અય અલ્લાહ ! તું જ મારી આ ઉમેદને પૂરી ફરમાવ. અને આ દીવાન પૂરું કરવાની અને મારાથી તેમાં કોઈપણ વાત બિદઅતની વણાઈ ન જાય એવી મને તૌફીક અતા ફરમાવ.

તુ બખ્શનહાર હે સાહબ મેરા
યા ઈલાહી આલમીન કર કરમ સવેરા
સો દોસ્તી ખાતમ નબી કી તેરી
તુ બખ્શ ઈલાહી તકસીર મેરી
પૂરા દીવાન હોને કા મેરા ઉમીંદ કા ભેદા
યે આજીઝ બંદા રબ ઈતા હે ચાતા

આપ પોતાનું દીવાન એટલી ખૂબીઓથી ભરપૂર અને વિસ્તારથી લખવાની ઉમેદ રાખતા હતા કે આપના મુરીદોને દીની જરૂરીયાતોની તમામે તમામ માહિતીઓ આ દીવાનમાંથી મળી જાય. તેમને એ માટે કોઈ બીજી કિતાબની જરૂરત ન રહે.

જેમ કે ઈમામ ગઝાલી (રહ.) એ 'અહ્યાએ ઉલુમુદ્દીન' નામની દીની ઈલ્મની કેવી ઠોસ કિતાબ લખી છે. મારી તમન્ના પણ એવી જ ઠોસ દીવાન લખવાની છે. ફેર ફક્ત એટલોજ છે કે ઈમામ ગઝાલી (રહ.) એ પોતાની કિતાબ અરબી ભાષામાં લખી છે. પણ મારે મારું દીવાન ગુજરી બોલીમાં લખવું છે કારણકે મારા મુરીદો ફક્ત ગુજરી બોલીજ સમજે છે. આપ ફરમાવે છે :

ઉનૂં તો અરબી હે લિખી ઝબાના
દીવાન મેં લિખતા હું ગુજરી ઝબાના
મેં ચાહું દીવાન રે ઐસા રે બનાવા
કે મેરે રે મુરીદકા હોવે રે ભાવા

## અહ્યાએ ઉલુમુદ્દીન :

ઈમામ ગઝાલી (રહ.) ના ઈસ્લાહી અને ઈન્કલાબી કારનામાઓમાં આપની સદાબહાર નૂરાની કિતાબ ''અહ્યાએ ઉલુમુદ્દીન'' છે. ઈસ્લામની તવારીખમાં જે થોડીક કિતાબોએ મુસલમાનોના દિલો દિમાગ અને એમની આખી જીંદગી ઉપર અસર કરેલ છે. અને જેના નૂરથી ઈસ્લામી સમાજ લાંબા સમય સુધી ફૈઝ હાસિલ કરતો રહ્યો છે. એવી કિતાબોમાં ''અહ્યાએ ઉલુમુદ્દીન'' નું અજોડ મુકામ છે.

હાફિઝ ઝૈનુદ્દીન ઈરાકી ફરમાવે છે કે ઈમામ ગઝાલી (રહ.) ની એ કિતાબ ઈસ્લામની સર્વશ્રેષ્ઠ બેહતરીન કિતાબ છે. અને શેખ મહંમદ ગાઝરોનીનો દાવો હતો કે જો દુનિયાના તમામ ઈલમોનો નાશ કરી દેવામાં આવે તો હું 'અહ્યાએ ઉલુમ' થી એમને ફરીથી નવી જીંદગી બખ્શીશ.

ટૂંકમાં પીર મશાયખ (રહ.) પોતાનું દીવાન 'અહ્યાએ ઉલુમ' જેવીજ ખૂબીઓથી ભરપૂર લખવા માટે બારગાહે ઈલાહીમાં ખૂબજ ઈન્કસારીથી દુવાઓ ફરમાવતા રહ્યા. અને છેવટે અલ્લાહ તઆલાએ આપની એ તમન્ના પણ પૂરી ફરમાવી. અને આપે દીવાને મશાયખ લખવાનું કામ હિજરી ૧૦૯૯ માં એટલેકે જ્યારે આપની ઉંમર ઓગણચાળીસ વરસની હતી. ત્યારે શરૂ ફરમાવ્યું. (જમાદિલ અવ્વલની ૨૦ મી તારીખનો એ નૂરાની દિન હતો.)

## પીર મશાયખ (રહ.) નું ઈસ્લાહી અને ઈન્કલાબી કારનામું

આપે મોમિન કૌમની સુધારણા અને ભલાઈને માટે ''દીવાને મશાયખ'' જેવો નૂરાની ગ્રંથ લખ્યો. જેમાં કુલ ૧૩ કિતાબો છે. જે ગુજરી બોલીમાં આપે આ કિતાબો લખી છે એ સમયમાં ગુજરાતમાં એજ બોલીનુ ચલણ હતું.

અને આ ગુજરી બોલીમાં ફારસી અને અરબીના સેંકડો શબ્દો ભળેલા છે. એનાથી ગુજરાતના તે સમયે બીજા મુલ્કોની સાથે પણ સંબંધ

હોવાના અણસાર મળે છે. કારણકે બીજા મુલ્કોની પ્રજાઓને આવવા જવા માટે ગુજરાતના બંદરો જ ઉપયોગમાં આવતા હતા. જેવાં કે. દીવ, દમણ, ખંભાત અને સુરતના બંદરો વિગેરે વિગેરે.

સૈયદ પીર મશાયખ (રહ.) ના જમાનામાં પણ આ ગુજરી બોલીનું જ ચલણ હતું. જોકે આપની એ માતૃભાષા ન હતી. પણ આપના મુરીદોની એ માતૃભાષા હતી. એટલે આપે આપના મુરીદોની ભલાઈને ધ્યાનમાં રાખીને પહેલાં ગુજરી બોલી શીખી અને બાદમાં એજ બોલીમાં પોતાનું નૂરાની દીવાન લખ્યું. જે આપના બેહદ ખુલુસ અને મુરીદો તરફની સાચી લાગણીનો નમૂનો છે. એજ વાતને આપ ફરમાવે છે :

અરે ગંવાર રેહતે જંગલ માહા
વહ ગુજરી હૈ બિના ઔર ન સમજે નાહા
મુજે ઉનકે વાસ્તે કિતાબે રે કરના
તો સમઝે ઉનકો ઉનકી બોલીમેં ધરના

મારા મુરીદો જાહિલ અને ગંવાર છે. તેઓ જંગલોમાં રહે છે. ગુજરી બોલી સિવાય કોઈ ભાષા જાણતા નથી. એમને માટે મારે ગુજરી બોલીમાં જ કિતાબ લખવી છે.

જો આપે લખેલ દીવાન ફારસી - અરબી - કે ઉર્દુમાં લખ્યું હોત તો એની ચારે તરફ ચર્ચાઓ થઈ હોત. અને બુલંદ શોહરત પણ મળતી. પણ એનાથી આપના મુરીદોને કોઈ લાભ થતો નહીં. માટે જ આપના ઈખ્લાસની ખૂબી એ છે કે આપે આપના મુરીદોની ભલાઈ માટે ગુજરીબોલીને પસંદ ફરમાવી.

હઝરત ખ્વાજા હસન નિઝામી (રહ. ) આ વિષે લખે છે કે હઝરત પીર મશાયખ (રહ.) નું એ મહાન કારનામું છે. જો આ કામ આજની ચલણી ભાષાઓમાં થયું હોત તો એની કદરદાનીનો કોઈ પાર ન રહેતો. (ફાતમી દાવતે ઈસ્લામ)

આપે આપનું દીવાન ગુજરી બોલી અને શેરો - શાયરીના

અંદાજમાં લખેલ છે. જેની તેર કિતાબોમાં કાફિયા બંદીનો ખ્યાલ રાખીને આશરે ચાલીસ હજાર જેટલા અશ્આર લખેલ છે. એ સમયે ગુજરાતમાં ગાવાનો અને ભજનોનો રીવાજ હતો. એ માટે આપે આપની કિતાબ માટે પણ શેરો-શાયરીનો અંદાજ અપનાવેલ છે. આપ ફરમાવે છે કે ચિશ્તીયા સિલસિલાથી મારો નાતો છે. અને ચીશ્તીયા ખાનદાનોમાં સમાઅ અને રાગની ખાસ અહમતીયત છે. કારણ કે એનાથી તબીયતમાં જોશ પણ પેદા થાય છે અને સુકૂન પણ મળે છે. એટલે આપે આપની કિતાબમાં એજ તરીકો અખતિયાર કરેલ છે.

ચિશ્તીકા હૈ મેરા ખાનવાદા
ચિશ્તી રાગ કિયા હૈ આબાદા
દિલકો રાગ બનાકર ન હિલાવે
તો દિલ હાલ નિભાને ક્યૂં આવે
તો ખાનવાદા ચિશ્તી નહીં રાગ બિના
તો મુજકો રાગ ચાહિએ ઈસ ખાનવાદા મના

આપ ફરમાવે છે કે હું ચિશ્તી ખાનદાનમાંથી છું. અને ચિશ્તી આદમીને રાગ વગર હાલ અને જોશ પેદા થતો નથી.

'દીવાને મશાયખ' માં દીન અને ઈમાનની તમામ વાતો અને જીંદગીના તમામ શોઅબાઓની જરૂરીયાતોના મસલા અને ફઝાઈલ તેમજ ઈસ્લાહી અને તરગીબી વાતો દીનની મોઅતબર કિતાબોમાંથી જમા કરવામાં આવેલ છે જેમકે બુખારી શરીફ, મુસ્લીમ શરીફ, મિશ્કાત શરીફ, હિદાયા, શરહે વકાયા, કન્ઝુલદકાઈક, અહ્યાઉલ ઉલુમ, ખુલાસતુસ્સીયર વિગેરેના હવાલાઓ તેમાં વણી લઈને તેને ઠોશ રીતે શણગારવામાં આવેલ છે. ટૂંકમાં વાંચનાર અને સાંભળનાર બેઉના દિલને અસર કરે એ રીતે તેમાં શેરો-શાયરીની ચાસણી મેળવીને તેને રોનક બક્ષવામાં આવી છે. જેમાં દિલના ઉંડાણમાં સીધી ઉતરી જનારી દર્દભરી વાએઝો અને નસીહતો ઉપરાંત નવી નવી મિસાલો, દાખલાઓ, ઈબરતનાક કિસ્સાઓ વણી લઈને દીન અને

ઈમાનની વાતોને અસરકારક રીતે સમજાવવાની કોશિશ કરવામાં આવેલ છે. અને ઈમાનની વાતોને સમજાવવા માટે નવા નવા તરીકાઓ અપનાવવામાં આવેલ છે. એકજ વાતને જુદીજુદી રીતે કેટલીક રીતોથી બયાન ફરમાવેલ છે. જેથી કોઈપણ રીતે સાંભળનારના દિલો-દિમાગમાં તે તીરની જેમ ખૂંપી જાય. વાંચનાર અને સાંભળનારના દિલો-દિમાગમાંથી આ કિતાબની એક એક વાત સાદગીથી અને સરળતાથી ઉતરી જાય એવી લાગણી આપના દિલમાં હંમેશા ઉછાળો મારતી રહી છે. આપની એકજ તમન્ના અને એકજ ઉમેદ રહી છે કે કોઈપણ રીતે સાચા દીનથી ભટકી ગયેલ મોમિન કૌમ આ કિતાબ વાંચીને ફરીથી રાહે હક પર આવી જાય. અને એથી જીંદગીમાં દીન અને ઈમાનનું નૂર ફેલાઈ જાય. બ કૌલ ઈકબાલ "અય કાશ ! ઉતર જાએ તેરે દિલમેં મેરી બાત."

અલ્લાહ બેહતર જાણે છે કે આ કિતાબ કેવા ઈખ્લાસ અને મહોબ્બતથી લખવામાં આવી હતી કે એની અસર એ થઈ કે લગભગ મોમિન કૌમે અઢીસો વર્ષ સુધી આ નૂરાની કિતાબને છાતીથી લગાવી રાખી. અને પોતાની મજલિસોમાં ખૂબ જ શોખ અને ખુશી ખુશીથી એને પઢતા રહ્યા.

આ નૂરાની કિતાબની જ બરકત છે કે આજે મોમિન કૌમ પોતાને સુન્ની, હનફી ચિશ્તી તરીકે ઓળખાવી શકે છે. આ કિતાબની જ બરકત હતી કે બે-દીનીના ભયંકર તોફાનોમાં પણ સાચા દીનની હવાઓ લેહરાતી રહી....ગુમરાહીના વાદળો વિખરાઈ ગયા. હક્કાનીયત અને હિદાયતના આફતાબનું નૂર ચારે તરફ ફેલાતું જ રહ્યું. બિદઅતનો અને બુરાઈઓનો અંધકાર એની રોશનીને ઝાંખી પાડી શક્યો નહીં. નહિતર એંસી વર્ષ પહેલાં આ કૌમ ઉપર એવો ભયંકર સમય પણ આવ્યો હતો કે એને સાચા દીનથી ભટકાવીને શીઅતની ખાઈમાં ધકેલી દેવાની કોશિશો કરવામાં આવી હતી.

પણ એ ભયંકર કસોટીના સમયે સૈયદ પીર મશાયખ (રહ.) ની આ જ નૂરાની કિતાબ શીઅતના અંધારામાં ઝળહળતો આફતાબ બનીને કૌમને સાચી રોશની દેખાડતી રહી.આ કૌમને માટે દીનની સૌથી મોટી અને

ઠોસ દલીલ આ કિતાબ 'દીવાને મશાયખ' જ છે. આ કિતાબ સિવાય બીજી કોઈ દલીલ આ કૌમને માટે કાબિલે કબૂલ હતી જ નહીં. એ વિષેના હાલાત હવે પછી આગળનાં પાનાં પર ત્રીજા દૌરમાં વાંચી શકશો.

## આપની સૌથી મોટી કરામત :

આપે દીવાને મશાયખ ૩૯ વર્ષની ઉંમરે લખવાનું શરૂ ફરમાવ્યું હતું અને બેંતાલીસ વર્ષની ઉંમરે એ નૂરાની કામને પૂરું કરેલ છે. મતલબ કે ત્રણજ વર્ષના ગાળામાં આટલો મોટો ગ્રંથ જેમાં તેર કિતાબો ચાલીસ હજાર જેટલા અશ્આરથી ભરપૂર છે. વળી હેરતની વાતતો એ છે કે આ ત્રણ વર્ષના ગાળામાં ફર્ઝો, નવાફિલો, જીંદગીની જરૂરિયાતો, કૌમને માટે વાએઝો, નસીહતોનો સમય સામેલ છે. જો આ ત્રણ વર્ષના ગાળામાંથી ઉપરોક્ત કામોનો સમય બાદ કરી દેવામાં આવે તો કેટલો ઓછો સમય બાકી રહે છે ! આટલા ઓછા સમયમાં આટલો મોટો નૂરાની ગ્રંથ લખવો એ ખરેખર આપની સૌથી મોટી કરામત ગણાવાને લાયક છે. અને આપ ૪૨ વર્ષની ઉંમરે તો અલ્લાહને પ્યારા થઈ ગયા. આટલી નાની જીંદગીમાં આ મહાન કારનામું અને એની મકબૂલીયત એવી કે વર્ષોના વર્ષ સુધી મોમિન કૌમે એનો લાભ લીધો છે. બેશક એ આપના ઈખ્લાસ અને નેક નિય્યતનો પૂરાવો છે.

તે દેખો રે કૈસા મુઝે ઈલ્મ હૈ દેતા<br>
કે જૈસે રે નામ સૂં મુઝે મશાયખ કિતા<br>
ઈસકી રે નિશાની તમે દેખો રે નૈના<br>
ઝાહિરકો કયા કુછ લિખકર રે કેના

આપ ફમાવે છે કે આ દીવાનને જોઈને મને અલ્લાહે બખ્શેલ ઈલ્મનો અંદાજો લગાવી લો. એ બારીતઆલાએ મને જેવું નામ આપ્યું છે. એના ફઝલો કરમથી એવુંજ ઈલ્મ પણ ઈનાયત ફરમાવેલ છે. આપ અલ્લાહની એ બેમિસાલ નેઅમતની શુક્રગુઝારીના તૌર પર ફરમાવે છે કે, "અલ્લાહ અગર તૌફિક ન દે ઈન્સાનકે બસકી બાત નહીં."

મૌલાના રૂમ (રહ.) પણ ફરમાવે છે કે : તું ખૂબ સમજી લે કે આ બધી મહેરબાનીઓ કંઈ માટીની કે પાણીની નથી પણ એમાંથી ઈન્સાનને પેદા કરનાર ખાલિક અને માલિકની રહેમતનું જ એ ફળ છે. એના સિવાય એ મુમકીન નથી જ નથી.

આપનું આ દીવાન સાદગી અને સાદાઈની સાથે સાથે મીઠાસ અને મધૂરતાનો પણ નમુનો છે. કોઈએ ખૂબ સાચું જ કહ્યું છે કે ભાષા કે બોલી ગમે તે હોય પણ તેમાં વણાયેલ સાદગી અને મીઠાશ જ કીમતી વસ્તુ છે. જેનાથી એક તરફ તો કહેનારની વાત તરતજ સમજમાં આવીને દિલ પર ચોંટી જાય છે. તો બીજી તરફ સાંભળનારના દિલો-દિમાગમાં એ વાત કહેનારની નૂરાની ઝાત પણ ઉજાગર થઈ જાય છે. દરેક કલામની કામયાબી આ બંને ગુણો ઉપર જ આધાર રાખે છે.

સમજમેં સાફ આ જાએ ફસાહત ઈસકો કેહતે હૈં.
અસર હો સુનનેવાલોં પર બલાગત ઈસકો કેહતે હૈં.

## મોમિન કૌમનો ''દીવાને મશાયખ'' સાથે દિલોજાનનો સંબંધ :

દીવાને મશાયખના શબ્દે-શબ્દમાં વણાયેલ આપના ખુલૂસ-મહોબ્બત, દર્દ અને અને લાગણીથી ભરપૂર બયાનોએ મોમિન કૌમના દિલો ઉપર એવી અસર કરી દીધી હતી કે તમામ મોમિન કૌમને દીવાને મશાયખની મોહિની લાગી ગઈ. એની નૂરાનીયતમાં ને મહોબ્બતમાં આખી કૌમ ગરકાવ થઈ ગઈ.

એ સમયે આજની જેમ છાપખાનાઓની કોઈ સગવડ હતી નહીં. એટલે ગામેગામમાં એક બે, એક બે નકલો તૈયાર થતી ગઈ. વળી દરેક ગામમાં તેને દર્દીલી વાણીમાં હલકદાર કંઠે વાંચનારાઓ પણ હતા. મોમિન કૌમ આ નૂરાની કિતાબને કુરઆન અને હદીસનો જ અર્ક માનતી હતી. અને એને જ પોતાનો માર્ગદર્શક અને રેહબર માનતી.

ખુશીના અવસરોમાં કે દુઃખના પ્રસંગોમાં ઉપરાંત મોહર્રમના

માતમી દિવસોમાં તેમજ પોતાના જાનવરોમાં કોઈ રોગચાળો ફાટી નીકળ્યો હોય, કોઈ માણસ ઉપર ભૂતપલિતની અસર થઈ ગઈ હોય વિગેરે વિગેરે તમામ સારા-બૂરા સમયે આ કિતાબને દિલથી દર્દભરી વાણીમાં વાંચતા અને સાંભળતા.....વાંચનાર એક શેર વાંચે અને સાંભળનારાઓ બધાજ તેને એક સાથે દોહરાવે અને છેલ્લે ''રે તુહી રે તુહી'' કહેતા. કેટલીકવાર તો વાંચનારના દિલોદિમાગ પર તેની એવી અસર થઈ જતી કે તે એકદમ વજદમાં આવીને ઝૂમવા લાગતો. તમામ મજલિસવાળાઓ પણ મસ્તીમાં આવી જઈ ઝૂમવા લાગતા અને તેનો નૂરાની આનંદ હાસિલ કરતા. (રે તુહી એટલે કે બકા તારે માટે જ છે બાકી રહેનાર તુંજ છે.) મૌમિન કૌમે લગભગ અઢીસો વરસ સુધી આ નૂરાની અને હિદાયતથી ભરપૂર કિતાબને છાતીથી લગાવી રાખી છે.

---

નોંધ : પાટણની નજીકમાં રણુંજ ગામ છે. જેમાં મૌમિન બિરાદરીના લોકો રહે છે. રણુંજના લોકો સૈયદ પીર મશાયખ (રહ.) ને પીરના દરજ્જામાં માને છે. અને આપની બાદ એ કોઈને પણ પીરનો દરજ્જો આપતા નથી. જેનું કારણ એમ બતાવવામાં આવે છે કે રણુંજના આ લોકોના સંબંધો અગાઉના જમાનામાં પાટણના સોદાગરોની સાથે હતા. અને ધંધા વેપાર માટે એમની સાથે તેઓ અરબસ્તાનના મુલ્કોમાં જતા આવતા હતા. જેને કારણે એમના અકીદાઓ અને ઈસ્લામની જાણકારીઓ સારી હતી.

જ્યારે પીર મશાયખ (રહ.) અલ્લાહને પ્યારા થઈ ગયા. ત્યાર બાદ એમણે આપના સિવાય આપના વંશમાં કોઈને પણ પીર તરીકે કબૂલ ફરમાવેલ નથી, કારણકે પીરી મુરીદી કોઈ વંશપરંપરાની વસ્તુ નથી. આજથી લગભગ સો વરસ પહેલાં ફક્ત રણુંજમાં જ લગભગ સો જેટલા કુરઆનના હાફિઝો અને કેટલાય આલિમો હતા.

---

સૈયદ અહમદહુસૈન અને સૈયદ મેહરહુસૈને પીર મશાયખ (રહ.) ની આ કિતાબોને ખતમ કરવાની સાઝિશો કરી. (જેથી આખી કૌમને શીઅતની તરફ ધકેલી દેવામાં આવે) તેઓ ગામે ગામ જઈને છપાઈની ભૂલોચૂકો

સુધારવાને બ્હાને આ કિતાબની નકલો હાસિલ કરીને તેને બાળી નાખતા અથવા તો ઊંડા કૂવામાં પધરાવી દેતા. એવા નાજુક સમયે મૌમિન કોમના આગેવાન ઝિમ્મેદાર હાજી જમાલુદ્દીન સાલેહ અને તેમના સાથીઓએ એ કિતાબને ફરીવાર છપાવવાનું બીડું ઉઠાવી લીધું. (એ માટે પોતાની જાની - માલી કુરબાનીઓ આપનારાઓનાં નામ આગળના પાનાં પર આપ વાંચી શકશો)

એ બુઝુર્ગોએ કેટલાય ગામોમાં જઈને ત્યાં સુધી કે છેક કાઠિયાવાડ સુધી પહોંચીને દીવાને મશાયખની નકલોને નવેસરથી છપાવવાની મહેનતો કરેલ છે. એમણે જાન - માલની ઘણી મોટી કુરબાનીઓ આપીને એ મુબારક કામ અંજામ આપેલ છે. (અલ્લાહ એમને બેહતર બદલો આપે.)

આ નૂરાની કિતાબને દુનિયામાંથી નેસ્તો - નાબૂદ કરવાની કેટલીયે કોશિશો કરવામાં આવી પણ બારીતઆલાએ આ કિતાબને જાનો-દિલથી ચાહનારા એવા દીવાનાઓ પેદા કરી દીધા કે એમણે આ કિતાબોને નવેસરથી છપાવીને તેનો ગામે ગામ અને ઘરે ઘરમાં ફેલાવો કરી દીધો. દીવાને મશાયખની મકબૂલીયત અને પીર મશાયખ (રહ.) સાથે બેહદ મહોબ્બતનો એ પૂરાવો છે.

આમ આ કિતાબની સાથે મોમિન કૌમનો દિલો જાનથી નાતો રહ્યો છે. આ કિતાબ પીર મશાયખ (રહ.) ના કમાલ અને ઈખ્લાસની ઠોસ દલીલ છે. ત્યાં સુધી કે આપની બાદ આવનાર દીનના સાચા રેહબર હઝરત મૌલાના મોહંમદ નઝીર સા. આ કિતાબના હવાલાથી જ કૌમને સમજાવતા. આ નૂરાની કિતાબ સાથે દિલી સંબંધનો ફાયદો એ થયો કે મોમિન કૌમ ખોટા રીત-રીવાજો અને બેદિનીના માહોલમાં પણ પોતાનો મસ્લક અને અકીદો સુન્ની - હનફી ચીશ્તીજ માનતી રહી. અને બિદઅત અને શીઅતનું લેબલ પોતાની જાત ઉપર લાગવા દીધું નહીં. આ ફૈઝ અને બરકત સૈયદ પીર મશાયખ (રહ.) ના મુબારક દીવાનને કારણે જ હતી.

મૈં ચાહું દીવાન એ ઐસા રે બનાવા
કે મેરે રે મુરીદ કા પૂરા હોવે રે ભાવા
અવર દેખને કી ઉસે હાજત ન રેવે
દીનકી હકીકત સબ ઈસમોંથી લેવે

ફરમાવે છે કે હું એવો દીવાન લખવાની ઉમ્મીદ રાખું છું કે મારા મુરીદોની તમામ દીની જરૂરીયાતો એ દીવાનથી જ પૂરી થઈ જાય. એમને દીની રેહબરી માટે બીજી કોઈ કિતાબની જરૂરત જ ન રહે બધીજ દીની-વાતો એમને એ કિતાબમાંથી જ મળી જાય.

દીવાને મશાયખમાં કુલ ૧૩ મોટી કિતાબો છે. તેમાં આવેલ બયાનો ખૂબજ વિગતવાર બતાવેલ છે. નમૂના રૂપે અમે એનો અહીં ઝિક્ર કરીશું.

કુરઆન અને હદીસનો તરજુમો આપે ગુજરી બોલીમાં મૌમિન કૌમને ધ્યાનમાં રાખીને કરેલ છે. જોકે આ અશ્આર ગુજરી બોલીમાં છે. પણ એમાં દીનો – ઈમાનની વાતો વણેલ છે. બેશક અલ્લાહના એક વલીની મુબારક જબાનમાંથી નીકળેલી એ દર્દભરી વાતો છે. એટલે જ એને દિલથી અને શોખથી પઢતા રહેવામાં પણ ફાયદોજ ફાયદો અને બરકતો જ બરકતો છે.

## દીન અને ઈમાનની દઅવત :

તૂ સુન રે ઈમાની દીન કે ભાઈ
હૈ હમના અને તુમના કે દીન કેરી સગાઈ
બૂઝો હમતુમ દીનકા જ દોસ્ત કેહલાએ
દીન કા જે હમતુમ ભાઈ રે ગિનાએ
ભાઈ આપસકા કુફ્ર છોડ દિન માહે આતા
ઉસે હકીકી ભાઈ ફિર નહીં રે ચાતા

આપ કેટલી લાગણીથી ફરમાવે છે, ઓ ઈમાનવાળા ! મારા દીની ભાઈ ! મારી વાત સાંભળ કે મારો અને તારો રીસ્તો દીનનો રીશ્તો છે. હું અને તું દીનના નાતે જ દોસ્ત અને ભાઈ ગણાઈએ છીએ. કોઈ કાફરનો ભાઈ કુફ્ર છોડીને દીનમાં આવી જાય છે તો એનો સગો ભાઈ પણ એનાથી

નફરત કરે છે પણ આપણે તો સગાં સબંધી ન હોવાં છતાં પણ એક દીનને કારણે, એક કલમાને કારણે, એક અલ્લાહની અને એક નબીની મહોબ્બતને કારણે સગા ભાઈઓ જેવા છીએ.

આપ ઊંચા સૈયદ ખાનદાનના નબીરા હોવા છતાં પણ પોતાના ગમાર અને જાહિલ જેવા મુરીદની સાથે પણ કેટલી નરમાશ અને લાગણીનો વહેવાર કરે છે અને એને દીની સમજણ આપે છે કે મારો અને તમારો સંબંધ આ મુબારક દીનને કારણેજ છે. અને આપણે આ દીનને કારણેજ ભાઈઓ અને દોસ્ત ગણાઈએ છીએ.

આ વાતને તેઓ એક ખાસ મિસાલ આપીને સમજાવે છે કે કોઈ કાફર જ્યારે કુફ્ર છોડી દઈને ઈસ્લામમાં દાખલ થઈ જાય છે. તો એનો સગો ભાઈ પણ એની સાથેના તમામ સંબંધો તોડી નાખીને તેનાથી નફરત કરવા લાગે છે કારણ કે એ બંનેનો દીન જૂદો જૂદો થઈ જાય છે. જ્યારે તમારો અને અમારો દીન તો એક જ છે માટે જ આપણે એક - બીજાના ભાઈ ભાઈ અને દોસ્ત છીએ. હવે આ વાતને જરા જુદી રીતે અલગ અંદાજથી સમજાવે છે.

ભાઈ દીન કે ઈમાની રે તમે સુનો રે
દીન કાજે ભાઈ દીન કી નિશાની રે તમે સુનો રે
પરગટ ઉસકી નિશાની રે તમે સુનો રે
તિલ જેતી નહીં છાની રે તમે સુનો રે

ફરમાવે છે કે દીનના એતબારથી ભાઈ ભાઈ હોવું એ દીની રીશ્તાની ખૂલ્લી નિશાની છે. આ વાત તલ બરાબર પણ ઢંકાયેલી કે છૂપાયેલી નથી.

વળી પાછી આજ વાતને જુદી રીતે બયાન ફરમાવે છે (દરેક બયાનમાંથી થોડીક લીટીઓ અહીં ફક્ત નમૂના ખાતર નકલ કરવામાં આવેલ છે. નહિતર આપના બયાનો તો ખૂબજ વિગતવાર અને લાંબા છે. જે દરેક નાસમજ અને જાહિલ માણસને પણ સહેલાઈથી સમજાઈ જાય છે.)

સુન ને મનધર દીનકે ભાઈ રે
મિલના હમારા સૂં દીનકી સગાઈ રે
જગ સારે મોહે એ રીતા રે
ભાઈપને કી હૈ દીન કી પીતા રે
પથ્થર સૂનને હોતા આધા ના રે
નેહ કરી ઈસે હોતી સાના રે
ઐસા પટન્તરા ઝાહિર દિયા રે
હાથ કંગન કો નહીં ચાહે અરિસા રે

ફરમાવે છે : ઓ મારા દીનીભાઈ ! મારી વાત સાંભળીને દિલમાં ઉતારી લો તમારું અને અમારું મળવું ફક્ત દીનને ખાતર છે. અને દુનિયાનો દસ્તૂર છે કે ભાઈચારો દીનને જ કારણે હોય છે. જો પથ્થરને કાન મળ્યા હોતતો તે પણ આ નૂરાની બયાનો સાંભળીને પીગળી જાત અને મહોબ્બતથી દીનની વાતો કબૂલ કરી લેતો.

આ મિસાલો ખુલ્લંખુલ્લી છે. હાથનું કંગન જોવા માટે આયનાની જરૂર પડતી નથી. એટલેકે એકજ દીન હોવાને નાતે આ ભાઈચારો કાયમ છે. આ વાત દરેક માણસ સમજે છે કે ભાઈચારો હંમેશા દીનને કારણે કાયમ રહે છે. આ સીધી સાદી વાત સમજાવવા માટે કોઈ બીજા દાખલા દલીલની જરૂરત રહેતી નથી.

આપે એ જ વાતને જૂદાજૂદા બયાનોમાં અંદાજ બદલી-બદલીને સમજાવવાની કોશિશ કરી છે. અને પૂરા દીવાને મશાયખમાં આપનો તરીકો લગભગ આજ પ્રમાણે રહ્યો છે. જેનાથી સામાન્યમાં સામાન્ય અને જાહિલ માણસને પણ વાત સમજવી સહેલી થઈ જાય છે. દીનની ઊંડામાં ઊંડી વાતને સાવ સાદી રીતે દિલમાં ઉતારી દેવી એ ખુદાએ ખાસ કાબેલીયત બખ્શી હોય તોજ મુમકીન થઈ શકે.

કુરઆને પાકના બયાનોનો અંદાજ પણ આજ પ્રકારનો છે. ફક્ત મુસા (અ.સ.) નો જ કિસ્સો લો. એકજ કિસ્સાને કેટકેટલા

જુદા જુદા અંદાજોમાં સમજાવેલ છે. એજ રીતે કયામતના વાકેઆને જૂઓ મતલબ કે એક જ વાતને જુદી જુદી રીતે અલગ અલગ અંદાજથી સમજાવવાથી સાંભળનારાઓને સહેલાઈ પણ પડે છે અને વાતમાં મીઠાશ અને મધૂરતાનો અનુભવ પણ થાય છે.

## દીનની વાતો સાંભળવી ઈમાનની નિશાની છે :

અય સુન્ને ઈમાની મોમિન ઈમાની
સુન ઈમાન હો કેરી કર સહીરે નિશાની
સહી સુનતે સુનતે હોવેગા ઈમાની
સહી દીન બાત સુનની રે મોમિન નિશાની

ફરમાવે છે ઓ ઈમાનવાળા મોમિન ! મારી વાત સાંભળ અને ઈમાનની નિશાનીને સહી કરી લે. દીનની વાત સાંભળવી એ ઈમાનની નિશાની છે. અને દીનની વાતો સાંભળવાથી ઈમાન આવે છે. માના પેટમાં માણસ કાફર નથી હોતો પણ તે મોમિન કે કાફર દુનિયામાં આવ્યા બાદ બને છે.

આપ મોમિનોને સમજાવે છે કે દીનની વાત સાંભળવી ઈમાનની નિશાની છે. અને દીની વાતો સાંભળતા રહેવાથી જ ઈમાન આવે છે. માના પેટમાં કોઈ કાફર નથી હોતો. પણ માણસ દુનિયામાં આવ્યા બાદ દીનથી બેપરવાઈ કરે છે અને દીનની વાતો સાંભળતો નથી. એટલેજ એને ઈમાનની દૌલત નસીબ થતી નથી. અસલમાં એક હદીસ શરીફનો એ તરજુમો છે. ફરમાવ્યું રસુલ (સ.અ.વ.) એ કે "દરેક બાળક પોતાની ફિતરત પ્રમાણે પેદા થાય છે. બાદમાં તેના વાલૈદેન તેને યહુદી, નસરાની કે મજૂસી બનાવી દે છે."

## ઈમાનની દઅવત માટેની મહેનત :

અરે સુનને ઈમાની દીનકે ભાઈ
ઈસ સુનને માહે રે બળાઈ
દિલ સુનતે મોમિન હોવે રે તેરા
જો આધાન હોકર સુનેરે સવેરા

ઓ ઈમાનવાળા દીનીભાઈ ! દીનની વાંત સાંભળવામાં આપણી ભલાઈ છે. જો તું ધ્યાનથી સાંભળશે તો તારું દિલ મોમિન બનશે. ઈમાનની વાત સાંભળીને એને દિલમાં ઉતારો. બારીતઆલાની બારગાહમાં આજીઝી અખ્તયાર કરવી એમાંજ બંદાની ભલાઈ છે. કયામતના દિવસે ખુશી ખુશી અલ્લાહને મોઢું બતાવી શકશો. અને જન્નતમાં દાખલ થઈને ત્યાંની નેઅમતો હાસિલ કરી શકશો. અરે ઓ બે ખબર ! દીન અને ઈમાનની વાતો સાંભળ્યા વગર રહી જશે તો એમાં તારું નુકસાન છે, બરબાદી છે. ફરમાવે છે કે દીનો ઈમાનની વાતોને ખૂબ દિલથી અને ધ્યાનથી સાંભળો અને અલ્લાહની સામે આજીઝી અખ્તયાર કરો. ખુદાવંદે કરીમ ખુશ થઈને કયામતના દિવસે તમોને જન્નતમાં દાખલ કરશે. અને જો દીન અને ઈમાનની વાતોથી ગાફેલ રહેશે અગર એમાં શંકાઓ કરશે તો કયામતના દિવસે તારી હલાકત અને બરબાદી છે. આજ વાતને મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે બહારની મોસમમાં પથ્થર કેવી રીતે લીલોછમ્મ થઈ શકે ? કારણકે એ પથ્થર છે. તમે માટી જેવા નમ્ર થઈ જાઓ જેથી રંગબેરંગી ફૂલો ખીલી શકે એટલેકે આજીઝી અખ્તીયાર કરો.

## દીનને માટે માલની કુરબાની આપવાનો જોશ પેદા કરવો :

બાંધ કમર બેગે આહો ભાઈ રે
દીન કે કાજે સો દોડો ધાઈ રે
અપન મિલ દીનકા કીજે સામા નારે
બેરબેર નોંહી આતા એસા તાના રે
માલ કો આહો ફના, કર દીજીયે રે
દીન કેરા લે ખઝાના કીજીયે રે
ભાઈ નેક સુનો બાતી રે
એક તિલ ઝપ મુઝે નોંહી આતી રે

(ઈમાન)

દીનને માટે કમર બાંધો અને બધાજ સાથે હળીમળીને દોડો આપણે સૌ એક થઈને દીનને માટે તૈયારી કરીએ. વારેવારે આવો મોકો આવતો નથી. આવો દીનને માટે માલની કુરબાની આપી દઈએ. અને બદલામાં દીનનો કીમતી ખજાનો હાસિલ કરી લઈએ. ભાઈઓ ! મારી એક વાત સાંભળો તમારી (બેદીનીની અને જીહાલતની) હાલત જોઈને મને ઘડીભર પણ ચેન પડતું નથી.

ઉપરના બયાનથી આપની દીન અને આખેરતની ફીક્રનો અંદાજો થાય છે. પોતાના મુરીદોને પણ આપ આવીજ ફીક્રમાં સામેલ કરવાની ઉમ્મીદ રાખતા હતા કે પોતાના માલસામાનની કુરબાની આપીને હરઘડી દીનનો ખજાનો હાસિલ કરવા તૈયાર રહો અને પોતાનો પૂરેપૂરો માલ અલ્લાહના દીન પર લૂંટાવીને દીનની દૌલત હાસિલ કરી લો. આ બહુ જ સસ્તો સોદો છે.

## દીનને માટે જાનની કુરબાની આપવાનો જોશ પેદા કરવો :

કે કદમ તો સાબિત દીન મોં ધરના
એક જીવ હે સો ફિદા રે કરના
જો હોવે લાખ જીયા તો વારનેં દીજે
તો એક રે જીવકા ના લોભે રે કીજે
(ઈમાન)

દીનના મારગમાં સાબીત કદમ રહો. એક જાન છે. એને દીનને માટે નિછાવર અને કુરબાન કરી દો. જો લાખ જાનો હોય તો પણ આવા પાક અને સાચા દીનને માટે કુરબાન કરી દેવી જોઈએ. તો પછી એક જાનની તે શું ઓખાત છે ?

બારીતઆલા ફરમાવે છે " બેશક અલ્લાહતઆલાએ મોમિનના જાન અને માલને જન્નતના બદલામાં ખરીદી લીધેલ છે."

## દીનને માટે સાબીત કદમ રહેવાનો સબક :

સહી સરકે સાટે દીન કરો પ્યારા
અપને પગ તો મોંડો ખૂબ કરને કરારા
જો ડુંગર ખસે પણ પગ ન ખસાવે
સહી દીન મોમિન એસા રે લાવે

(ગઝવાત)

મારા વ્હાલા ભાઈ ! દીનના બદલામાં માથું કુરબાન કરી દો. અને દીનના મારગમાં પોતાના કદમોને ખૂબ મજબૂતીથી જમાવી લો. પહાડ પોતાની જગ્યાએથી ભલે ખસી જાય પણ તમારા કદમ દીનના મારગેથી ખસે નહીં. દીનને માટે સાચા મોમિનનો એજ તરીકો છે.

## દીન અને ઈમાન વગર ફકત માણસ છો :

ભાઈ તૂ દીન કે ધ ધ આહો રે
બાતોં તો દીનકી સુન મન લાહો રે
સુન સુન બિના ઈમાન ઈમાની રે
મોમિન કેરી જે હે નિશાની રે
ફૂલ વે ચમેલી કા બાસું ના મારે
જબ લગ બાસ વેસી ઈસ ઠામા રે
જબ વે બાસ ના ફૂલથી જાવે રે
ફૂલ તો અકેલા નામ કહાવે રે

(ઈમાન)

ભાઈઓ ! તમે દીનની વાતો સાંભળવા માટે દોડી દોડીને આવો. અને દીનની વાત સાંભળીને એને દિલમાં બરાબર ઉતારી લો. હે મોમિન ! તું ઈમાનથી ભરપૂર બયાનો સાંભળ. ઈમાનની વાતો સાંભળતા રહેવું એ મોમિનની નિશાની છે, ઓળખાણ છે.

કોઈપણ ફૂલમાં જ્યાં સુધી ખુશ્બૂ હોય છે. ત્યાં સુધી જ એને ફૂલ કહેવામાં આવે છે. અને લોકો એને સુંઘતા રહે છે. અને જ્યારે

એમાંથી ખુશ્બૂ ખતમ થઈ જાય છે તો ફક્ત દેખાવનો ફૂલ રહી જાય છે. એ સુંઘવાના કામમાં આવતું નથી.

આપ દીન અને ઈમાનની વાતો અને બયાનો સાંભળવા માટે લોકોમાં શોખ અને ઉત્સાહ પેદા કરી રહ્યા છે કે આ તરફ દોડીને ખેંચાઈને આવો. દીન અને ઈમાનની વાતો સાંભળવી એ મોમિન હોવાની નિશાની છે. જો તમારી પાસે દીન અને ઈમાન નથી. તો આપ મિસાલ આપીને સમજાવે છે કે તમે એવા ફૂલ છો જેમાં ખુશ્બૂ જ નથી. અને ખુશ્બૂ વગરનું ફૂલ ફક્ત નામનું ફૂલ હોય છે. એને સુંઘવા માટે કોઈ તૈયાર નથી થતું. ફરમાવે છે કે દીનને ઈમાન વગરનો માણસ ફક્ત આદમની ઔલાદ ગણાશે પણ તે મોમિન કહેવડાવવાનો હકદાર નથી. આજ વાતને મૌલાના રૂમ (રહ.) આ રીતે સમજાવે છે.

દરેક ઈન્સાનમાં ઈન્સાનીયતનું હોવું જરૂરી છે. કારણકે અગરબત્તીમાં ખુશ્બૂ ન હોય તો તે ફક્ત બાળવાની લાકડી કહેવાય તેવી રીતે ઈન્સાનમાં જો ઈન્સાનીયતના ગુણો ન હોય (દીન અને ઈમાનની સીફતો ન હોય ) તો એ ખરેખર ઈન્સાન ન ગણાય.

માણસ ફક્ત ગોશ્ત - ખાલ અને ચરબીનું જ નામ નથી. માણસ તો એ છે કે જે બારીતઆલાની રઝામંદીવાળા જ કામો કરે.

## ત્રણ ટેવોથી ઈમાનમાં મીઠાસ પેદા થાય છે :

વે તીન ખસલતો પરગટ પાવે
સહી ઈમાન કી મીઠાશ ઉનકો જનાવે
કરે અલ્લાહને અલ્લાહકે રસુલ મોં નેહા
સો ઓર સૂં અદકા નેહ કરે આપ દેહા

હુઝુર (સ.અ.વ.) એ ફરમાવ્યું કે જેનામાં આ ત્રણ ટેવો હશે તે ઈમાનની મીઠાશને મેળવી શકશે. પહેલી ટેવ એ છે કે અલ્લાહ અને એના રસુલ (સ.અ.વ.) સાથે સૌથી વધારે 'મહોબ્બત રાખે. એવી

મહોબ્બત બીજા કોની સાથે ન હોય.

સૈયદ પીર મશાયખ (રહ.) એ અલ્લાહ અને રસુલ (સ.અ.વ.) ની મહોબ્બતને કેટલીય બયાનોમાં જુદાજુદા અંદાજોથી જુદીજુદી મિસાલો આપીને સમજાવવાની કોશિશ કરેલ છે કે સૌથી વધારે મહોબ્બતના હકદાર અલ્લાહ અને એના રસુલ (સ.અ.વ.) જ છે.

અલ્લાહે ઈન્સાનને પેદા કર્યો પોતાનો બંદો બનાવ્યો. એને આંખ-કાન-જીભ અને દિલ જેવા તમામ કીમતી અંગો આપ્યા. બંદો એજ અંગોથી દુનિયામાં તમામ પ્રકારના ફાયદાઓ હાસિલ કરે છે. તો બંદાએ એના ખાલિક અને માલિકના શુક્રગુઝાર પણ બનવું જોઈએ. અને એનાથીજ મહોબ્બત પણ રાખવી જોઈએ.

ખુદાની પાકજાત બાદ રસુલ (સ.અ.વ.) એટલેકે હઝરત મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) મહોબ્બતના સૌથી વધારે હકદાર છે. કારણકે અલ્લાહ સુધી પહોંચવા માટેનો જરીયો આપની ઝાતે મુબારક છે. આપે જ બંદાઓને અલ્લાહની પાક ઝાતની અને સીફતોની ઓળખાણ કરાવી. અને આપના ઝરીઆથી જ ઈન્સાન ખુદાને ઓળખી શક્યો એટલેજ ખુદા અને રસુલ (સ.અ.વ.) જ મહોબ્બતને લાયક થયા. અને જે બંદામાં અલ્લાહ અને રસુલ (સ.અ.વ.) ની મહોબ્બત દુનિયાની તમામ ચીજોથી વધારે હશે તો એ બંદો ઈમાનની સાચી મીઠાશને જરૂર મેળવી શકશો.

તૂ તિલતિલ શુક્ર તુઝકો કરના
જબ સવાદ વે પાવે
બૂઝ એસા રબનેં મુઝે બનાયા
પીત ઈસ સંગ લાવે
અરે પીત ભી ઈશ્કે રસૂલ જાનો જીનેં રબ દિખાયા
સો ખાતિમ નબી નામે મુહમ્મદ ઈનોંથી રબ હૈ પાયા

હે બંદા ! અલ્લાહે તને જે જે કીમતી અંગોની નવાજીશ કરી છે

એનો લાભ અને આનંદ ઉઠાવીને તું હરઘડી હરપળ અલ્લાહનો શુક્ર કરતો રહે. અને વિચાર કર કે મને અલ્લાહે કેવો બનાવ્યો છે ? અને દિલમાં અલ્લાહ પાકની મહોબ્બત પેદા કર. અને એજ રીતે અલ્લાહના નબી (સ.અ.વ.) ની સાથે મહોબ્બત કર કે જેણે ખુદાની તને ઓળખાણ કરાવી એટલેકે એની પાકઝાત અને સિફાત નૂર તને દેખાડ્યું હુઝુર (સ.અ.વ.) ના પાક ફરમાનનો તરજૂમો છે. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે "તમે પૂરેપૂરા કામિલ મોમિન ત્યાં સુધી નહીં થઈ શકો જ્યાં સુધી તમારા વાલેદૈન, તમારી ઔલાદ અને તમામ લોકોથી વધારે મારાથી મહોબ્બત નહીં કરો."

## બીજી ટેવ :

અને દૂજા એક બંદે સૂં જો કરે રે પીતા
સહી નહીં રે કરની પીત કી રીતા
મગર વાસતા ખુદાકા બંદેકો ચાવે
કે વાસતે ખુદા કે દિલ મોંહે લાવે

ઈમાનની મીઠાશ હાંસિલ કરવા માટેની બીજી ટેવ એટલેકે બંદો દુનિયામાં જેની સાથે પણ મહોબ્બત કરે એ ફક્ત અલ્લાહને માટે જ કરે. એમાં દુનિયાની કોઈ લાલચ સામેલ ન હોય. દુન્યવી કામકાજના સંબંધો પણ ફક્ત અલ્લાહને માટે જ રાખે.

બંદે સો હોવે જો દીનકા કામા રે
તો ઉસે મિત્ર કહો નામા રે
ભી કુછ હોવે કામ હક્કાની રે
તો કરે ઈસ સૂં પીત નિશાની રે
દેખો દૂની કામે પીત ના કીજે રે
નીત ચિંતા મનમોંહી દીજે રે

જે બંદો દીનના કામો કરે છે તેની સાથે મહોબ્બત રાખો અને એનેજ દોસ્ત બનાવો. અને જેઓ અલ્લાહના વલીઓ જેવા કામો

કરે એમનાથીજ મોહબ્બત રાખો. દુનિયાને ખાતર મહોબ્બત ન કરવાનું હંમેશા ધ્યાનમાં રાખો.

**ત્રીજી ટેવ :**

અને તીજા એક કુફ્રકી તરફ ના જાવે
ફિર કુફ્રમાં જાના સંખ્યા મન લાવે
કે સંખ્યા કુફ્રકી બહોત મન રે કરની
કે કુફ્ર કી કરાહત મનમોંહી રે ધરની
કે કુફ્ર થી ઉસકો રે બાહર રે કઢાયા
રે દિયા રે ઈમાન મોમિન કેહલાયા

ઈમાનની મીઠાસ હાંસિલ કરવાની ત્રીજી ટેવ એ છે કે બંદો ઈમાન લાવ્યા બાદ કુફ્રના મારગે ન જાય. બલકે એ તરફ જવા માટે એના દિલમાં નફરત અને અણગમો થઈ જાય. અલ્લાહે જેને કુફ્રમાંથી કાઢીને ઈમાનની દોલતથી નવાજ્યો અને એના તુફેલથી એ મોમિન થયો એટલે હવે એના દિલમાં કુફ્ર અને શીર્કથી ભરપૂર નફરત થઈ જવી જોઈએ. એવોજ બંદો મીઠાસને મહેસુસ કરી શકશે.

એટલેજ હુઝુર (સ.અ.વ.) એ ઉમ્મતે આ દુઆ શીખવાડી છે. "અય અલ્લાહ ! અમોને ઈમાનની મહોબ્બત નસીબ ફરમાવ. અને અમારા દિલોની એને રોનક બનાવી દે અને અમારે માટે કુફ્ર, ફિસ્ક અને ગુનાહોને નાપસંદ બનાવી દે અને હિદાયત પામેલા નેક બંદાઓમાં અમારો શુમાર ફરમાવ...આમીન...

## ઈમાનની સાથે આઅમાલ જરૂરી છે :

સુનો જીવ હો ! સુનો વીર હો !
કલમા કૂંચી જન્નત કેરી પીત સૂં બૂઝો સવેરી
ઉચી સેતી ખોલ સી બારા રે આધારા જી
સુનો જીવ હો ! સુનો વીર હો !
કૂંચી કો હે દાંતે તાલા તો ખુલતે સુનાતે
ખોલ સીના પામ ખોરે બિના રાખો મનાજી

સૈયદ પીર મશાયખ (રહ.) પ્યાર અને મહોબ્બત ભર્યા અલ્ફાઝોથી સમજાવે છે કે સુણો જીવ ! સુણો વીર ! (આ લાડ અને પ્યારના અલ્ફાઝ છે) કેટલાક બયાનોમાં દરેક બે શેર બાદ તકીયા કલામની જેમ વારંવાર એ અલ્ફાઝોને દોહરાવે છે.

ફરમાવે છે કે કલમો જન્નતની ચાવી છે, જન્નતનો દરવાજો ખોલવા માટે ચાવી એટલેકે કલમાની જરૂરત છે. અને કલમાથીજ ઈમાન છે. પણ એક વાત યાદ રાખો કે દરેક ચાવીમાં દાંતા પડેલાં હોય છે અને એનાથી જ તાળું ઉઘડે છે. જે ચાવીમાં આવા દાંતા નથી હોતાં એ ચાવીથી તાળો ખૂલતો નથી. તો ઈમાન એક ચાવી છે. અને એના દાંતા આઅમાલ છે. ઈમાનની સાથે નેક આઅમાલ અખ્તીયાર કરો. જેવી રીતે ચાવીની સાથે દાંતાની જરૂરી છે. એવી જ રીતે ઈમાનની સાથે આમાલ પણ એટલા જ જરૂરી છે. કુરઆન અને હદીસમાં ઈમાનના ફઝાઈલ અને એની એહમીયતને ખૂબ સારી પેઠે બયાન ફરમાવેલ છે.

સૈયદ પીર મશાયખ (રહ.) એ પણ એ જ એહમીયતને ધ્યાનમાં રાખીને આપની કિતાબ ઈમાન (ભાગ ૧ અને ૨) માં કુલ ચારસો પાંચ બયાનો ખૂબજ વિગતવાર લખેલ છે. જેમાં ઈમાનની હકીકત એની એહમીયત, ફઝીલત અને એ માટેની તરગીબ વિશે તમામ હદીસોની તશરીહ (વર્ણન) ફરમાવીને એને પોતાના ખાસ અંદાઝમાં અલગ અલગ રીતે ખૂબ સારી પેઠે સમજાવવાની કોશિશ કરેલ છે.

જ્યારે આપ ઈમાનના ફઝાઈલ અને તેની એહમીયત સમજાવે છે ત્યારે આપની રસભરી મીઠી જબાનમાંથી લાગણી અને મહોબ્બતથી ભરપૂર અલ્ફાઝ પૂરા બયાનમાં તકીયા કલામની જેમ વણાયેલાં જોવા મળે છે. જેમ કે, "સુણો જીવ" ! સુણો વીર !" અને "તમે સુણો રે" વિગેરે વિગેરે...

જેઓ ઈમાનની બેકદરી કરે છે એવા લોકો વિશે જ્યારે આપ સમજાવે છે. ત્યારે નસીહત રૂપે ડરાવવા - ધમકાવવાની ભાષા વાપરે છે. જેમકે

"સુણ ગાફિલ" ! "સુણ ગમાર" ! "સુણ મુનાફિક ટોલી !"
આવા બયાનો વાંચવાથી જાણવા મળે છે કે અલ્લાહ તઆલાએ આપને ઈમાનની મીઠાશથી માલામાલ ફરમાવ્યા હતા.

આપ જ્યારે ઈમાનની અને મોમિનની સિફતોનો ઝિક્ર ફરમાવે છે ત્યારે આપની રૂહ ખુશીથી ઝૂમી ઉઠે છે અને તેની મહોબ્બત અને મીઠાસ આપની મુબારક જબાનમાંથી જાહેર થઈ જાય છે.

અને આપ જ્યારે ઈમાનની બેકદરી કરનારાઓનો ઝિક્ર ફરમાવે છે ત્યારે એની ગંદી આદતો તરફ આપની નારાજગી જાહેર થતી જોવા મળે છે. એ રીતે આપે દીન અને ઈમાનની વાતોને ખૂબજ વિસ્તારથી વિગતવાર રીતે સમજાવેલ છે. અને એના તરફનો શોખ તેમજ એનો ફેલાવો કરવાનો જુસ્સો જે રીતે આપના દિલમાં સમાયેલાં હતા એવો જ જુસ્સો પોતાના મુરીદોમાં પણ પેદા કરવાની કોશિશ આપે ફરમાવી છે.

## આમાલ વગરનું ઈમાન ખુદાની પકડને લાયક છે :

જે લોકો ઈમાનની સાથે આમાલને જરૂરી નથી માનતા પીર મશાયખ (રહ.) એવા લોકોને જવાબ આપે છે કે જે લોકો આમાલ અને ઈબાદતના ચોર હોય છે. એ લોકો મજઝુબ (પાગલ) ફકીરોના કોલ અને આમાલને દલીલ બનાવીને પેશ કરે છે. તેઓ કહે છે કે આ લોકો પણ અલ્લાહવાળા છે પણ તેઓ ઈબાદત અને આમાલ નથી કરતા તે છતાં પણ ખુદાનો કરમ તેમની ઉપર થતો રહે છે. અને અલ્લાહ એમની ઉપર રહેમ ફરમાવે છે. જો ઈમાનને માટે આમાલ જરૂરી હોત તો એ લોકો ઉપર પણ અલ્લાહનો ગુસ્સો જરૂર નાઝિલ થતો.

સૈયદ પીર મશાયખ (રહ.) આ દલીલનો જવાબ આપતાં ફરમાવે છે કે, એવા કિસ્સાઓ તો ભાગ્યેજ કદી થતાં હોય છે. જો કે પહેલાં તો એ લોકોપણ બાઅમલ હોય છે. પાછળથી મજનૂન (દીવાના) બની જવાથી લાચાર થઈ જાય છે. અને આવા લાચાર લોકોની અલ્લાહ તરફથી પકડ થતી નથી. અને આવા

લોકો દુન્યવી કામોથી પણ બેધ્યાન હોય છે.

અને જેઓ ફિકરમંદ સુફી બુઝુર્ગો હોય છે તેઓ દીનના કામોથી પણ બાખબર હોય છે. અને તેઓનું નૂર દુનિયામાં ચારે તરફ ફેલાયેલું છે. દુનિયામાંથી ચાલ્યા ગયા બાદ પણ એમના કોલ અને આમાલની લોકો કદર કરતા રહે છે. અને અલ્લાહના આવા ઔલિયાએ કિરામથી દુનિયા ભરેલી છે.

આવા બાઅમલ બુઝુર્ગોની તો દલીલ પેશ કરવામાં આવતી નથી. અને જેના-બહુજ થોડા કિસ્સાઓ છે એવા બેઅમલ લોકોની મોત બાદ દુનિયામાં કોઈ નિશાની બાકી રહેતી નથી. એવા લોકોના કોલ અને અમલ દલીલને લાયક પણ નથી. એમની મિસાલ એવી છે કે અનાજમાં કેટલાક દાણા પોચા પણ હોય છે. પણ આવા પોચા દાણાઓ તરફ કોઈ ધ્યાન આપતું નથી. બધાં લોકો સારા દળદાર દાણાઓનેજ જૂએ છે. અને પોચા દાણાઓ તરફથી પોતાનું ધ્યાન હટાવી લે છે. પણ તું ઈબાદતનો અને અમલનો ચોર છે. એટલે આવા પોચા દાણા જેવા લાચાર લોકોને જ ધ્યાનમાં રાખે છે.

દુનિ કામથી વે દિવાને રે<br>
કોઈ કોઈ એસૂં હુએ જાને રે<br>
તો ભી ઉનકે એક ખોટ આઈ રે<br>
મુએ પિછે નહીં કેનીનેં જાને રે

જે ફકીરો પાગલ જેવા હોય છે. તેઓ દુનિયાના કામોથી પણ બેખબર હોય છે. અને એવા લોકો બહુ ઓછા હોય છે. એવા ફકીરોની એક ખામી એ હોય છે કે ગુજરી ગયા બાદ એમની કોઈ નિશાની બાકી રહેતી નથી. પણ, જે અલ્લાહવાળા ફકીરો છે તેઓ અલ્લાહની ખૂબ ઈબાદત કરે છે. અને દુનિયામાં એમના ગુજરી ગયા બાદ પણ એમની ખૂબીઓ અને કરામતોની નિશાનીઓને બધા લોકો યાદ કરે છે. અને એવા અલ્લાહવાળા લોકોથી દુનિયા ભરેલી છે. જેવી રીતે દરિયામાં ચોખ્ખું પાણી સંઘરાયેલું હોય છે.

આજ વાતને મૌલાના રૂમ (રહ.) આ રીતે ફરમાવે છે કે હજ્જારો ઔલિયાએ કિરામ અને દીનના સાચા રેહબરોના કિસ્સાઓ તારા ગુમરાહ દિલમાં અસર નથી કરતા અને બહુજ થોડાક કિસ્સાઓની જાળમાં તું ફસાઈ જાય છે. ખરેખર તું બદનસીબ અને બેવકુફની ઔલાદ નથી તો શું છે ? અલ્લાહના એ નેક બુઝુર્ગોની જીંદગીમાંથી દેશ અને દુનિયાના કરોડો લોકોએ નૂર હાસિલ કર્યું છે. પણ એમના કોલ અને આઅમાલ તારા જેવા બદનસીબ અને ગુમરાહના દિલ પર અસર નથી કરતા જ્યારે કોઈ ઈક્કા દુક્કા કિસ્સાઓને તું દલીલ બનાવી લે છે. ખરેખર તો આજ વાત તારી ગુમરાહી અને બદનસીબીનો પૂરાવો છે. આગળ મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે પૂરી દુનિયાને મોતીઓથી ભરી દઉં. પણ જો એમાં તારો હિસ્સો ન હોય તો હું શું કરી શકું ?

## ઈસ્લામનો કલ્મો દુનિયાના ઘરેઘરમાં પહોંચીને રહેશે :

કે ખાતિમ નબીને યૂં ફરમાયા
વે મિકદાદ (રદિ.) સુનકર બયાન બતાયા
કહા ઝમીનકી પીઠ પર નહીં રેહવે કો ખાના
જીસે ઘર તો ઈંટ કેરા રે જાના

હઝરત મિકદાદ (રદી.) અન્હુથી રિવાયત છે કે હુઝુર (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે ધરતીની ગોદમાં કોઈપણ કાચું - પાકું મકાન એવું નહીં હોય કે જ્યાં મારો લાવેલ કલમો પહોંચ્યો નહીં હોય. પછી ભલે એ મકાન તંબુની સૂરતમાંજ કેમ ન હોય ! ધરતીની દરેક દરેક જગ્યાએ મારો કલ્મો પહોંચીને જ રહેશે. અને જે કોઈ આ કલ્માને દિલોજાનથી કબૂલ કરીને ખુશીથી મોમિન બનશે... એને આ કલ્મો દુનિયામાં ઈજ્જત અપાવશે. અને જેઓ આ નેઅમતને ઠૂકરાવશે તેઓ દુનિયામાં બેઈજ્જત થશે.

સબ જગ મોં હે પહોંચશે કલમા જે ઈસ્લામ રે
ઈજ્જત દેવે એક્કો ખાર કરે એક ઠામ રે

ઈસ્લામનો કલ્મો દુનિયામાં દરેકે દરેક જગ્યાએ પહોંચીનેજ રહેશે. જે કોઈ દિલોજાનથી આ કલમો પઢશે તેને ઈજ્જત મળશે. અને જેઓ આ કલમાને કબૂલ નહીં કરે તે બેઈજ્જત થશે.

હુઝુર (સ.અ.વ.) નું ફરમાન છે : તમામ જમીન ઉપર એક પણ કાચું કે પાકું મકાન બાકી નહીં રહે. જ્યાં મારો લાવેલ કલ્મો પહોંચ્યો ન હોય. કોઈ એને મહોબ્બતથી અને દિલથી કબૂલ કરશે તો કોઈ મજબુરીથી.

**દીન અને ઈમાનની વાતોને ફેલાવવા માટે ઈજતેમા કરો :**

પીર મશાયખ (રહ.) ફરમાવે છે હે મારા મોમિન ભાઈઓ ! તમે બધા દીન અને ઈમાનની વાતો પોતાના દિલોમાં ઉતારવા માટે જુદીજુદી જગ્યાઓ ઉપર દીની ઈજ્તેમા કરો. એક બધા સંપ થઈને શૈતાની લશ્કરનો મુકાબલો કરો. જેથી તમારા ઉપર હૂમલો ન કરી શકે. શૈતાની હૂમલાઓ એટલેકે તમારા દિલોમાં જે શંકાકુશંકાઓ અને વહેમો પેદા થાય છે તે જેવી રીતે ડાકૂ ગામ લૂંટવા માટે હૂમલા કરે છે. એવીજ રીતે તમારા દિલોમાં જે વહેમો અને શંકાઓ પેદા થાય છે તે શૈતાની હૂમલાઓ છે.

એટલે તમે લોકો દીન અને ઈમાનની વાતો ફેલાવીને એકબીજાની મદદ કરો. અને એ નૂરાની વાતોથી દિલને ભરી દો. જેથી શૈતાની વસવસાઓ માટે દિલમાં કોઈ જગા જ બાકી ન રહે અને એ જ રીતે દીની ઈજ્તેમાઓ કરવાથી શૈતાની લશ્કર હારી થાકીને ભાગી જશે. જ્યારે પણ તમારા દિલોમાં કોઈપણ જાતની શંકાકુશંકાઓ પેદા થાય તો તમે બધા દીનને ખાતર એક જગ્યાએ જમા થઈ જાઓ. અને દીન અને ઈમાનની વાતોમાં પરોવાઈ જાઓ જેથી તમામ શંકાકુશંકાઓ દૂર થઈ જશે. દીન અને ઈમાનનું નૂર તમારા દિલની દુનિયાને રોશન કરી દેશે. આ માટે તમો સૌ હંમેશા ફિકર ચિંતામાં ડૂબેલા રહો. કારણ કે સાચા મોમિને કદી બેફિકર રહેવું જ ન જોઈએ.

ઈમાની વી કરોનેં મિલાવા રે તમે સુનો રે
ભાઈ દિન મિલ કરો ચાવા રે તમે સુનો રે
નાકે નાકે મોરચે બંધાવો રે તમે સુનો રે
સુર પુરા મોંહે લાવો રે તમે સુનો રે
ધાળ મારો દુરીજન કેરી રે તમે સુનો રે
લૂંટને જે આતી હે સવેરી રે તમે સુનો રે
મદદ હૈ એક એકકી કરની રે તમે સુનો રે
દિલ મોંહી બાત દીન ભરનીરે તમે સુનો રે
ઈસ કાજે મિલો ઝાઝી ટોલી રે તમે સુનો રે
મેલા કરો દીન કેરી બોલી રે તમે સુનો રે

(ઈમાન)

ઉપરોક્ત અશઆરનો સાર ઉપર બતાવી દીધેલ છે. જેમાં બધાને હળીમળીને દીનો ઈમાનની વાતોનો ફેલાવો કરવાની હિદાયત કરવામાં આવી છે.

## તૌહીદનો સબક :

આપ ફરમાવે છે કે ખુદાની સાથે કોઈને પણ શરીક ન કરો એટલે કે શીર્ક ન કરો. ભલે પછી તમારે જાન આપી દેવી પડે કે આગમાં બળી મરવું પડે.

## વહેદાનીયત (ખુદાના એક હોવાની) ની મિસાલ :

'ખુદા હય્યો કય્યુમ છે' તે જાતે ખુદ હંમેશ હંમેશ માટે કાયમ રહેનાર છે. તેને ન તો કોઈએ જન્મ આપ્યો છે. અને ન તો તે કોઈને જન્મ આપે છે. સૈયદ પીર મશાયખ (રહ.) સુરા 'કુલ વલ્લાહો અહદ' ની તફસીર કર્યા બાદ વહેદાનિયતને મિસાલ આપીને સમજાવે છે કે જેથી એક મામુલી અને જાહિલ માણસને પણ તે સમજવું સહેલું થઈ જાય.

ખાલિકે હૈ ખલકત કેરા રે તમે સુનો રે
સબ સૂં આપ હૈ અનેરા રે તમે સુનો રે
ઈસકા કૂં બેટા કયૂં કેહલાવે રે તમે સુનો રે
કયૂં બાત એતી મન લાવે રે તમે સુનો રે
કોઈ હૈ જો પૂતર કેહલાતા રે તમે સુનો રે
વૈસા નહીં કુછ કયૂં બનાતા રે તમે સુનો રે
કીડી દેખો બૈઝા હૈ બનાવે રે તમે સુનો રે
પેદા કીડી ઈસથી કરાવે રે તમે સુનો રે

(ઈમાન)

આપ ફરમાવે છે કે આ બધી કાયનાતનો સર્જનહાર સૌથી અનોખો અને નિરાળો છે. એને વળી સંતાન કેવી રીતે થઈ શકે ? અને તમે પોતે સમજવાની કોશિશ કરો. અલ્લાહની જાત બિલકુલ એકજ છે, તન્હા છે. અને હય્યો કય્યુમ છે. જો એને કોઈ સંતાન હોત તો તે આવીને બીજી કાયનાત કેમ નથી બનાવતો ? જેમકે કીડી જેવી ઈંડું મૂકે છે. તેમાંથી બીજી કીડી જનમ લે છે. અને તે બીજી કીડી મોટી થઈ ઈંડુ મૂકે છે. તેમાંથી તેના જેવી બીજી કીડી વળી પેદા થાય છે. એજ રીતે દરેક ઈંડુ આપનાર પંખી પોતાનો માળો બનાવે છે. અને તેમાં ઈંડા મૂકે છે. અને તેમાંથી બીજાં બચ્ચાં પેદા થાય છે. અને તેમાંથી બીજાં બચ્ચાં જન્મે છે.

જેવી રીતે આવા નાનકડા જીવજંતુઓ પણ પોતાની કારીગરી બતાવે છે તો જો ખુદાનો બેટો હોત તો એણે પણ ખુદાએ બનાવી છે તેવી બીજી કાયનાત (દુનિયા) બનાવવી જોઈએ. પણ ખુદાની કોઈ ઔલાદ નથી. એટલેજ બીજી કાયનાતનું વજુદ પણ નથી. આ તો તરત જ સમજમાં આવી જાય એવી વાત છે. તેને સમજવા બીજી દલીલની જરૂર નથી જેવા રીતે હાથના કંગન માટે આરસીની જરૂર રહેતી નથી.

## દરેક કામમાં અલ્લાહનું ધ્યાન જરૂરી છે એની એક અજોડ મિસાલ :

દીનના અથવા દુનિયાના કામોમાં અલ્લાહનું ધ્યાન નસીબ થઈ જાય એ બારીતઆલાની ઘણી મોટી નેઅમત છે. જ્યારે બંદો કોઈ કામ અલ્લાહને ધ્યાનમાં રાખીને કરે છે. તો તે દરેક પ્રકારના નાના-મોટા ગુનાહોથી મેહફૂઝ રહે છે બચે છે. અને ખુદા એમના રસુલે પાક (સ.અ. વ.) ના હૂકમો મુજબ તે કામ પૂરું કરે છે. આ ધ્યાન કેવું હોવું જોઈએ એની મિસાલ આપતા ફરમાવે છે....

જીવ વ જીવ પનિયારી પાનિ ભર આવે
તો શીશ ધરી મટકા લાવે
હાથ હિલાળે ને બાથળા ભીડે
તો મટકીમાં ધ્યાન ધરાવે
(તરીકત)

પાણી ભરનાર ઔરત જ્યારે પોતાના માથા ઉપર પાણીથી ભરેલું માટલું લઈને ચાલે છે તો પોતાના હાથ પણ હલાવે છે. અને બીજી ઔરતોથી વાતો કરીને હાથ પણ મિલાવે છે. પણ એનું તમામ ધ્યાન માથા ઉપરના માટલામાં જ હોય છે. એજ કારણથી તમામ પ્રકારનું હલનચલન કરવા છતાં માટલું માથા ઉપર સલામત રહે છે. જો માટલામાંથી તે ધ્યાન હટાવી લે તો માટલું માથા ઉપર સલામત રહી શકે નહીં. બસ એજ રીતે બંદાનું ધ્યાન હરહંમેશ દરેક કામ કરતી વેળા ખુદાની તરફ રહેવું જોઈએ. આમ કરવાથી તે કામ અલ્લાહની મરજી મુજબ પાર પડશે. અને જે કામ અલ્લાહની મરજી મુજબ કામ પાર પડે તો એની કામયાબી અને બરકતોનો કોઈ પાર રહે ખરો ?

## નમાઝની દઅવત :

ઘર ઘર ગાફિલ જાને જગાહો રે
એસી નસિહત ઓનૂં કો બતાવો રે
નમાઝ જે નહીં કરતા સુનાતા રે
ઉસથી દેખો ઊંટ હૈ નાસ પાતા રે

ઘેર ઘેર જઈને ગાફિલોને જગાડો. અને તેમને નસીહત કરો. જે નમાઝ પઢતો નથી એનાથી ઊંટ પણ દૂર ભાગે છે. જો તું નમાઝ નહીં પઢે અને અમારી નસીહતને ધ્યાનમાં નહીં લે તો તમારો અમારો કોઈ સંબંધ નહીં રહે.

અલ્લાહે આપણને પેદા કર્યો છે. અને નમાઝની તાકીદ માટે અંબિયા (અ. સ.) ને દુનિયામાં મોકલ્યા છે. જો અમે આ નસીહત તમારાથી સંતાડીએ અને છાની રાખીએ તો અમે ઊંટથી પણ વધારે પાગલ ગણાઈશું.

## જીહાલતનું બહાનું ચાલશે નહીં :

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે તમો દુનિયાના કામોતો ઘણા હોશિયાર અને ચાલાક રહો છો. પણ દીનના કામોમાં ભોળા અને અજાણ્યા બની જાઓ છો. કયામતના દિવસે તમારી અજાણતાનું કોઈ બહાનું ચાલશે નહીં.

લુહાર પાસે ના ખાટ ઘડાહો રે
સુથાર કે પાસ કસામા કટાહો રે
મોચી કે પાસ લેઝામા સિલાહો રે
પેજાર દરજી કે પાસ સંધાહો રે
યે અબ કાજ દાવે કે હો કરતે રે
દીનકો ઢૂંઢને ઉલ્ટે હો ફિરતે રે
કામ દૂનિ કે હો ડાયે કેલાતે રે
દીન કે કામૂં ઘેલે દિખાતે રે

(મકતૂલનામા)

આપ ફરમાવે છે કે તમો લૂહાર પાસે લાકડાનો માંચો નથી બનાવતા. અને સુથારની પાસે ખેતીના લોખંડ ના ઓજારો બનાવવા નથી જતા. મોચીની પાસે કપડાં સીવડાવવા નથી જતા અને જોડાં બનાવવા દરજી પાસે નથી જતા. આ બધાજ કામો તો સમજી વિચારીને કરો છો પણ

દીનના બધાં કામો અવળી રીતે કરો છો. દુનિયાના કામોમાં તો અક્કલવાળા સાબિત થાઓ છો અને દીનના કામોમાં ભોળા અને અજાણયા બની જાઓ છો.

સુને બિના દીનકો ખાના કયૂંકર ભાત રે
સુને બિના હોતા મુમના તો ના રેતી કાફિરકી ઝાત રે

આપ ફમાવે છે કે દીન અને ઈમાનની વાતો સાંભળ્યા વગર ખાવાનું કેમ સારૂં લાગે છે ? જો દીન અને ઈમાનની વાતો સાંભળ્યા વગર ઈમાન હાસિલ થઈ જતું તો પછી દુનિયામાં કોઈપણ કાફર રહેતો જ નહીં. મારા વ્હાલા ભાઈઓ ! દીન અને ઈમાનની વાતો સાંભળીને ઈલ્મ હાસિલ કરો અને તે ઈલ્મ પ્રમાણે અમલ કરતા રહો.

પાલે બિના મોમિન ના હોના રે
પાલે બિના ઈમાન હે ખોના રે

અમલ વગર મોમિન નહી થઈ શકો બલકે અમલ વગર તો ઈમાનનો પણ નાશ કરી નાખશો.

## ઈબાદતની તાકીદ :

ખાતિમ રસૂલ જે જાનો રે
સુલતાન અંબિયા પિછાનો રે
યે બહોત ઈબાદત કરતે રે
તેહઝૂદકી નમાઝ થે પઢતે રે
નફિલ કી નમાઝ કરાતે રે
બહોત નબી ઈબાદત ચાહતે રે
તૂ જો ઉમ્મતી કેલાતા રે
કયૂં ના વે રીત મન લાતા રે
ખોલફાએ રાશેદીન જાનો રે
નબી બાદ ખલીફે પિછાનો રે

(ઈમાન)

સૈયદ પીર મશાયખ (રહ.) ઈબાદત કરવાની તાકીદ ફરમાવે છે. હુઝુરે અકરમ (સ.અ.વ.) ખાતિમુલ અંબિયા અને સુલતાનુલ અંબિયા છે. આપ ખુદાની બેહદ ઈબાદત કરતા હતા. તહજ્જુદ અને નફિલોની પણ ખૂબ પાબંદી ફરમાવતા હતા.

જ્યારે આપ બારીતઆલાની ખુશ્નૂદી હાસિલ કરેલા અને તમામ ગુનાહોથી પાક, માસુમ હતા તે છતાં પણ આપ અલ્લાહની ઈબાદતની આટલી હદે પાબંદી ફરમાવતા હતા. અને તું એજ નબી (સ.અ.વ.) નો ગુનેગાર ઉમ્મતી થઈને પણ આપની વાતને દિલમાં કેમ નથી ઉતારતો ?

ઉપરાંત ખુલ્ફાએ રાશેદીન, સહાબાએ કિરામ (રદી.) અને મુજતહદીન પણ ખુદાની ઈબાદત પાબંદીથી કરતા હોય તો તું આ નસીહતને કેમ ધ્યાનમાં લેતો નથી ? તને તારી બેપરવાહી પર શરમ આવવી જોઈએ.

## ઈબાદતનો તરીકો એહલે સુન્નત વલજમાઅતના તરીકા પ્રમાણેજ હોવો જોઈએ :

આપ ફરમાવે છે અઈમ્માએ મુજતહદીન ચાર છે. એહલે સુન્નત વલજમાઅતનો તરીકો આ ચારે તરીકામાં સમાયેલો છે. એટલે અલ્લાહની ઈબાદત આ ચાર તરીકાઓમાંથી ગમે તે એક તરીકા મુજબ કરશો તો જ સુન્નત તરીકો ગણાશે. એના વગર સુન્નત તરીકા મુજબની ઈબાદત થશે નહીં.

એ અકીદા સુન્નત જમાત હો કેરા
યે સુનસુન સહી કર લીજીયો સવેરા
જે સુન્નત જમાત કહીયે ચાર ચારી
એ અકીદા ઓનૂંકા જે જમાત રે સારી
સો મુજતહિદોં કેરે મઝહબ મોંહા
વે મઝહબ બિના કો સુની રે નોંહા

## દીનને માટે તબ્લીગ કરવી એ સુન્નત તરીકો છે :

ઉમ્મતી કર વૈસી સુન્નત રીતા રે
જો કામ અપને નબીજી ને કીતા રે

સુન એ ભાઈ ધસધસ જાહો રે
તલકીન કર કર દીન મોંહે લાહો રે
હાથ પોંચે તો છોડા નોંહા રે
ખેંચ પકડ લાહો દીનકે મોંહા રે
યે કામ તો નબીજી કો થા ભાતા રે
ઉમ્મતી હોવે પીત સો વે હે ચાતા રે
(મોઅજીઝાત)

આપ ફરમાવે છે કે આપણે સૌ નબીએ કરીમ (સ.અ.વ.) ના ઉમ્મતી છીએ. આપ (સ.અ.વ.) એ દીનને માટે જાતે મહેનત ફરમાવી છે. જો આપણે બેદીનોને હાથ પકડીને દીનની તરફ લાવી શકીએ તો એમને એ રીતે ખેંચીને દીનની તરફ લઈ આવીએ. દીનની દઅવતનું કામ આપ નબીએ કરીમ (સ.અ.વ.) ને ખૂબજ પ્યારું હતું. આપના ઉમ્મતી હોવાને નાતે આપણને પણ દઅવતના આ કામ અને સુન્નત તરીકાથી મહોબ્બત હોવી જોઈએ અને દીનની દઅવતના કામને અપનાવવું જોઈએ.

## જેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેટલીજ હદે દીનથી મહોબ્બત વધવી જોઈએ :

જૂં જૂં કસની તન કસાવે રે
તૂં તૂં દીન સો નેહલાવે રે
આખિર હોવે જબ ઝમાના રે
હોવેગી સખતી તબ નિશાના રે

આપ ફરમાવે છે કે જેમ જેમ મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેમ તેમ દીનથી મહોબ્બત વધતી રહેવી જોઈએ. જ્યારે આખરી જમાનો આવશે ત્યારે તું સખ્તીઓનો, મુશ્કેલીઓનો વધારે શિકાર થશે પણ જે રીતે મુશ્કેલીઓ વધતી રહે તેજ રીતે દીનની મહોબ્બતમાં પણ વધારો થવો જોઈએ. એનો સવાબ તને અલ્લાહને ત્યાં બેહિસાબ મળશે. અલ્લાહ તમારી મહેનતને તલ બરાબર પણ બેકાર નહીં જવા દે. નબીએ કરીમ (સ.અ.વ.) નો પણ આજ હુકમ છે. તેને સમજવાની કોશિશ કરો અને તે પ્રમાણે અમલ કરતા રહો.

## કુરાન અને હદીસને મજબૂતીથી પકડી રાખો તો ગુમરાહ નહી થાઓ :

હુઝુરે અકરમ (સ.અ.વ.) નું ફરમાન છે જેનો સાર એ છે કે હું (દુનિયામાં) બે વસ્તુઓ છોડી જાઉં છું એક કુરાને પાક અને બીજી સુન્નત, જો આ બે વાતો મુજબ જીંદગી ગુજારશો તો ભટકશો નહીં.

કહા નબીજીને મેં છોડિયા દો ચીઝૂં તમૂં મોંહા
તો ગુમરાહ તમ ના હોંગે રે નોંહા
વે અલ્લાહ કેરી કિતાબ એક કુરાન રે જાનો
અને હદીસોં નબી કી દૂજી રે જાનો
(ઈમાન)

મોમિન કુરાન અને હદીસ મુજબ પોતાની જીંદગી બસર કરે તો હુઝુરે અકરમ (સ.અ.વ.) ના ફરમાન મુજબ ગુમરાહ નહી થાય.

## સુન્નત ઝિંદા કરવાની ફઝીલત અને બિદઅતનો નાશ :

આપ ઓ બાયે રે મન સૂં જે કો કરશે કામા
નાહી વે સુન્નત કેરડા નાહી કિતાબ ઠામા
મરદૂદ કિયે વે કામ રે ખાતિમને આખા
બાતિલ હે વે કામ રે હુકમ હે આકા

સૈયદ પીર મશાયખ (રહ.) એ હદીસનો મતલબ બયાન કરતાં ફરમાવે છે કે જે કોઈ દીનના મામલામાં પોતાની મનમાની કરીને બિદઅતના કામને દીનનું કામ સમજી લેશે (અને હદીસની કિતાબોમાં એનો કોઈ પૂરાવો પણ ન હોય) એટલેકે હુઝુર (સ.અ.વ.) ના બતાવેલ દીની તરીકામાં એ તરીકો કે અમલ ન હોય તો એવા કામને "બિદઅત" કહેવામાં આવે છે. અને આપ (સ.અ.વ.) એ બિદઅતને 'મરદુદ' અને 'બાતિલ' ગણાવેલ છે.

અને બૂરી વે બાતી અને બૂરા વે કામા
જે નવા રે પેદા કિયા દીન કે ઠામા
જે હુકમ બિના કિયા બિદત કેલાઈ
એ બૂરી રે સું કર નબીને બતાઈ (ઈબાદત)

આપ બિદઅત વિશે ફરમાવે છે કે દરેક બૂરી વાત અને બૂરું કામ દીન સમજીને કરશો (જેનો દીનમાં કોઈ સબૂત નથી) તો એનેજ આપ (સ.અ.વ.) એ "બિદઅત" ગણાવેલ છે.

## ઉમ્મતીની શાન સુન્નતની પેરવીમાંજ છે :

ઉમ્મત નબીકી પેરવી કરસી સુન્નત ચાલ રે
જે સુન્નતથી અવલા કરે તો ઉમ્મતીકા નોંહે હાલ રે

(નૂરનામા)

આપ ફરમાવે છે કે ઉમ્મતીની શાન એ જ છે કે તે સુન્નત પ્રમાણે જીંદગી ગુજારે. જે માણસ સુન્નતની ખિલાફ અમલ કરશે તે ઉમ્મતી કેહવડાવવાને લાયક નથી.

જો ઉમ્મતી હોને કા હૈ તુઝે રે ચાવા
તો પેરવી સુન્નતકી સર લે કમાવા
જો આપ તન મતલબ કરે રે કામા
તો કામ નોં આવે યૂં લેના નામા

(ગઝવાત)

આપ ફરમાવે છે કે તને ઉમ્મતી હોવાની લગન છે તો સુન્નતની પેરવી કરવાનું જરૂરી સમજી લે. જે માણસ મનમાની કરશે અને સુન્નતની પેરવી નહીં કરે ફક્ત નામનો ઉમ્મતી હોવાથી એને કોઈ ફાયદો નહીં થાય.

## ખુલ્ફાએ રાશીદીનની સુન્નત :

કહીયા નબીજીને સુન્નત જે બૂઝો રે મેરી
વે તમૂં પર વાજીબ કીજીયો સવેરી
ભી ખુલફાએ રાશીદીન સુન્નત હે સહી
વો ભી લાઝિમ કીજીયો યે હદીસ રે કહી
તો ખુલફાએ રાશીદીન કી સુન્નત વે કહિએ
યે સુન સુન નિતદિન ઈતના કહીએ

(ખુલફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે હુઝુર (સ.અ.વ.) ના ફરમાન મુજબ આપ (સ.અ.વ.) નો દરેક કૌલ અને કામ તો હદીસ છે જ. જેની ઉપર અમલ કરવો જરૂરી છે. એજ રીતે ખુલ્ફાએ રાશીદીનના જમાનામાં દીનના જે જે કામો થયાં એ પણ ખુલ્ફાએ રાશેદીનની સુન્નત ગણાશે અને હુઝુર (સ.અ.વ.) ના ફરમાન મુજબ તેની ઉપર અમલ કરવો પણ જરૂરી છે.

## સુન્નતને જીવંત કરનારા માટે નબી (સ.અ.વ.) ની ખુશખબરી :

સુન્નતકો ઝાએ દેખકરં કરે જો ઈસકી રીત રે
અજર પાવે વે અંત ઘના હુકમ સહીયે દીત રે
તબ વે કોઈ પેરવી કરે સુન્નત રે મેરી
સો શહીદોં કેચ પાવે સવાબ રે સવેરી
ઝાએ ના વે સુન્નત જાવે; અજર ઉસકા બહોત પાવે
શહીદોં સો કા હોવે સવાબા બૂઝો સંતાબા જે

આપ (સ.અ.વ.) ફરમાવે છે કે જે સુન્નત મુર્દા થઈ ગઈ હોય એટલે કે લોકોએ એની ઉપર અમલ કરવાનું છોડી દીધું હોય એવી સુન્નતને સજીવન કરનાર બારગાહે ઈલાહીમાં બેશુમાર નેકીઓનો હકદાર બનશે અને આગળ હુઝુરે અકરમ (સ.અ.વ.) ની બશારત સંભાળાવે છે કે જે માણસ મુર્દા સુન્નતને ફરી સજીવન કરશે એને સો શહીદોનો સવાબ મળશે. ફરમાવે છે કે સુન્નતને સજીવન કરનારનો સવાબ બેકાર નહીં જાય એને સો શહીદોનો સવાબ દરબારે ઈલાહીમાં મળશે.

ઉસે જીવતી કા કરનારા અજર રે પાવે
ઉસ સુન્નત મોં અમલ જેતા કૂં કમાવે
ઉસ સુન્નતકા કરનાર જે તે અમલ રે પાવે
અને અજર વે જીવતી કરનારે કો લિખાવે
નુકસાન ના હોવે ઉનૂં અજર કે મોંહા
કે દોંનોં કે અજર મોં કી આવે રે નોંહા

(ઈમાન)

આપ ફરમાવે છે કે "જે સુન્નત પર અમલ કરવાનું છોડી દેવામાં આવ્યું હોય તે સુન્નતને સજીવન કરનારો બેહદ સવાબનો હકદાર થાય છે. અને એની બાદ જે કોઈ પણ એ સુન્નત પર અમલ કરતો થશે તો એનો પણ સવાબ એ સુન્નતને સજીવન કરનારને મળતો રહેશે અને બંનેના સવાબમાં કોઈ કમી થશે નહીં."

એ જ રીતે જે દુનિયામાં બિદઅત શરૂ કરશે એનો ગુનો પણ એ બિદઅત શરૂ કરનારને થશે. અને જે કોઈ એ બિદઅત ઉપર અમલ કરશે એનો ગુનો પણ એટલોજ એ બિદઅત શરૂ કરનારને થશે અને બંનેના ગુનાહોમાં કોઈ કમી થશે નહીં.

કિતાબ "તારીખે દાવતો અઝીમત" માંથી થોડીક ફાયદેમંદ વાતો નકલ કરું છું. જેમાં બિદઅતીઓની હાલતનું બયાન છે. એમાંથી એમની ગુમરાહી અને દીની પસ્તીનો થોડો ઘણો ખ્યાલ આવી જશે.

## અલ્લાહથી નીડરતા અને મઝારવાળાથી ડર અને ભય !

આ જાહિલ લોકોનો કબરો અને મઝારો ઉપરનો વિશ્વાસ એટલો અટલ અને મજબૂત થયેલો હોય છે કે તેઓ જરાપણ અચકાયા વગર કબરો અને મઝારો ઉપર ન કરવાના કામો કરતા રહે છે પણ જ્યારે તેઓ મઝારનો ગુંબજ કે કળશ જુએ છે તો ગભરાઈ જાય છે અને એકબીજાને કહે છે કે ખબરદાર આ ગુંબજ અને કળશ આપણા કરતૂતોને જુએ છે. આ જાહિલ ગુનેગારોને એ મઝારમાં સૂતેલા બુઝુર્ગનો તો ખ્યાલ અને ડર હોય છે પણ એ બારીતઆલાનો જરાપણ ખૌફ કે લિહાઝ નથી હોતો જે આસમાન અને જમીનનો માલિક છે. અને જેના હુકમથી ચાંદ ઘટે છે અને વધે છે. આ જાહિલ લોકોથી કોઈ બહેસ કરે તો તેઓ બહેસ કરનારાને પેલા મઝારોમાં સૂતેલા બુઝુર્ગોના ગુસ્સા અને કરામતોથી ડરાવે છે. બિલકુલ એવી જ રીતે કે જેવી રીતે મુશરીકોએ હઝરત ઈબ્રાહીમ (અ.સ.) ને ડરાવ્યા હતા.

## મઝારોને ઉપજાવી કાઢનાર રાફઝીઓ અને બિદઅતીઓ છે :

સૌથી પહેલાં જેમણે મઝારોની ઝિયારત કરવાની ફઝીલતમાં

હદીસો ઉપજાવી કાઢી એ લોકો રાફજીઓ અને બિદઅતીઓ છે. જેમનો દસ્તૂર એ છે કે તેઓ મસ્જીદોને નમાઝો વગર વેરાન કરતા રહે છે. અને મઝારોને જેમાં શીર્ક, ખોટા વાદવિવાદો અને ઈસ્લામમાં જેનું કોઈ સ્થાન નથી એવા એક નવા દીનનો સિલસિલો ચાલુ રાખે છે. એને શણગારી મઠારીને આબાદ કરતા રહે છે. અને તેમનો ખૂબજ અદબ અને ઈકરામ કરે છે. કુરઆન અને હદીસમાં મઝારોને બદલે મસ્જીદોનો જુદી જુદી જગ્યાએ ઝિક્ર આવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે "અને બેશક મસ્જીદો અલ્લાહને માટે છે. માટે તમો અલ્લાહની ઝાત સિવાય કોઈને પણ પૂકારો નહીં" (સુરા જિન ૧૮)

તે ઉપરાંત અહીં હદીસથી સાબિત છે કે ફરમાવ્યું આપ (સ.અ.વ.) એ કે તમારાથી પહેલાં જે લોકો યહૂદી અને નસારા હતા તેઓ કબરોને મસ્જીદ બનાવી લેતા હતા. જુઓ યાદ રાખજો કે તમો કબરોને મસ્જીદો બનાવી લેશો નહીં. હું તમોને એ માટે મનાઈ ફરમાવું છું.

## કેટલીય મઝારો બનાવટી છે :

શેખુલ ઈસ્લામ ઈબ્ને તૈમીયાહ (રહ.) ની તેહકીક છે કે મશહૂર મઝારોમાંથી કેટલીયે બનાવટી અને ઉપજાવી કાઢેલ છે. આપ આ વિશે કેટલી બેહતરીન વાત લખે છે કે શરીઅતની ઓળખ માટે મઝારોના પૂરાવાની કોઈ જરૂરત નથી. અને તે શરીઅતમાં દાખલ પણ નથી. (દીનની હિફાઝત તો અલ્લાહે પોતાને ઝિમ્મે લીધેલ છે) કેટલીયે મઝારોમાં બનાવટ અને ધોકો થયેલ છે. જેનાં કોઈ સબૂત અને આધારો મળતા નથી છતાં લોકોનાં ટોળાંને ટોળાં એમના વિશે અનેક પ્રકારની ગેરસમજણોમાં ફસાયેલાં છે. (તારીખે દાવતો અઝીમત)

## પીર મશાયખ (રહ.) પર આરોપ છે કે દીનની વાતોને ગુજરીબોલીમાં લખવી બિદઅત છે :

આપના જાહિલ અને ભોળાં મુરીદોને કોઈને કોઈ ચાલાકીથી દુનિયાની માયામાં ડૂબેલા પીરો ગુમરાહ કરવાની કોશિશ કરતા રહેતા. જ્યાં અને જ્યારે

પણ એમને મામુલીમાં મામુલી છીદ્ર જોવા મળતું તો તેઓ ચૂકતા નહીં.

આપે જ્યારે બિદઅતનો ખાતમો કરવાનું વિચાર્યું અને એ વિશેના બયાનો લખવાનું શરૂ કર્યું તો આપ પર એવો આરોપ મૂકવામાં આવ્યો કે દીન અને ઈમાનની વાતો ગુજરીબોલીમાં લખવી 'બિદઅત' છે. એટલે આપે આપના મુરીદોને બિદઅતની હકીકતથી વાકેફ કરતાં ફરમાવ્યું :

સુનસુન ભાઈ દીન કે ઐસે હૈં દીન કે ચોર રે
મૂરખ કૂં જો વો હાક સે જૂં ચોર હોંકે ઢોર રે

ઓ મારા દીની ભાઈ ! તું સાંભળ ! કે જેઓ દીનના ચોર છે (એટલે કે બેઅમલ લોકો છે) તેઓ દીનથી બેખબર લોકોને હાંકે છે અને તેમને ખોટા મારગે લઈ જાય છે: જેવી રીતે ચોર ઢોરને હાંકીને લઈ જાય છે. એટલેજ તમો દીનની સાચી વાતો સુણી સુણીને અકલમંદી હાસિલ કરો અને સાચી વાતોને પોતાના દિલો દિમાગમાં મજબૂતીથી જમાવી લો. જેથી એ બેઅમલ લોકોની સાઝિશોથી તું મેહફુઝ રહે અને તને શાંતિ અને સુકૂન નસીબ થઈ જાય.

આપ ફરમાવે છે કે આ બેઅમલ લોકો મને બિદઅત કરનારો કહે છે. હું કહું છું કે પહેલાં એમને પૂછો કે બિદઅત કોને કહે છે ? 'બિદઅત' નામ છે દીનના હૂકમોમાં પોતાના તરફથી મરજી મુજબનો વધારો-ઘટાડો કરવાનું. હુઝુરે અકરમ (સ.અ.વ.) એ આ બિદઅતને ગુમરાહી બતાવેલ છે. જેમાં મરજી મુજબના તરીકાઓને દીન સમજીને અખ્તીયાર કરવામાં આવે. હા ! દીનની મદદ અને ફેલાવા માટે કોઈ રીત અથવા તરીકો અખ્તીયાર કરવામાં આવે તો તે બિદઅત નથી. કારણકે એ તરીકા કે રીત ઉપર અમલ કરનાર તેને દીન નથી માનતો. ફક્ત દીનના ફેલાવા માટે તેનો ઉપયોગ કરે છે ; તેની છૂટ છે.

જેવી રીતે મેં દીન અને ઈમાનની વાતો સમજાવવા માટે ગુજરીબોલીનો ઉપયોગ કર્યો છે. એ રીતે દીન અને ઈમાનની વાતો સમજાવવા માટે કોઈપણ બોલી કે ભાષાનો ઉપયોગ કરી શકાય છે. જેમકે ફારસી ભાષામાં ઘણી બધી કિતાબો લખવામાં આવી છે. જેવી રીતે ફારસીમાં બોલવું કે

લખવું બિદઅત નથી. એ જ રીતે ગુજરીબોલીમાં પણ લખવું કે બોલવું બિદઅત નથી.

હુઝુરે અકરમ (સ.અ.વ.) ની ભાષા ફારસી ન હતી. તે છતાં પણ અનેક બુલંદ દરજ્જાના આલિમોએ અને દીનના જાણકારોએ ફારસીમાં દીન અને ઈમાનની વાતો લખી છે. જે વાતો કુરઆન અને હદીસથી સાબિત છે એજ દીની વાતોને મેં ગુજરી બોલીમાં લખી છે. કારણકે આ મુલકના લોકો ગુજરી બોલીથી વાકેફ છે. એમને દીન અને ઈમાનની હકીકત સમજાવવા માટે મેં ગુંજરી બોલીનો ઉપયોગ કર્યો છે.

કલામ મેં ગુજરી કિયા એ તો હૈં બાતોં દીન રે
ઢૂંઢ ઢૂંઢ કિતાબોં સહી કલામ એ મેં કીન રે
હુકમ બિના બાત કસૂં લિખિયા નાહી એક બયાન રે
સારા કલામ તો દેખને ઢૂંઢ કાઢ એક તો કીન રે
ફારસી કિતાબોં જો લિખિ વૈસા યે કલામ રે
મૈંને જે હુકમ કેરે રે લિખેં હૈં ફારસી ઠામ રે

(ઈમાન ભાગ-૨)

આપ ફરમાવે છે કે મેં કિતાબોમાં તલાશ કરી કરીને દીનની વાતો ગુજરીબોલીમાં લખી છે અને દીની હુકમો સિવાય મારી તમામ કિતાબોમાં એક પણ બયાન નથી અને જો હોય તો કાઢીને મને બતાવો.

આ ગુજરી બોલીમાં લખેલા મારા બયાનો તો એવા છે જેવી રીતે ફારસી બોલીમાં દીન અને ઈમાનની વાતો લખવામાં આવી છે.

## સૈયદ પીર મશાયખ (રહ.) નું સુધારણા વિશેનું બીજું અગત્યનું કારનામું :

મોગલ સલ્તનતના શરૂઆતના સમયમાં જ્યારે બાબરના શાહજાદા હુમાયુએ શેરશાહ સૂરી સાથેની લડાઈમાં હારી જઈને ઈરાનના બાદશાહ પાસે મદદ માંગી હતી. ત્યારે ઈરાનના બાદશાહે હુમાયુને મદદ કરવા માટે ઈરાનથી એક લશ્કર મોકલ્યું હતું. એ ઈરાની લશ્કર સાથે તે સમયે કેટલાંય શીઆ પ્રચારકો ભારતમાં આવી ગયા હતા. અને હુમાયુના દરબારમાં

ઊંચા-ઊંચા હોદ્દાઓ ઉપર એમણે કબજો મેળવી લીધો હતો. જો કે હુમાયુ પોતે સુન્ની અકીદાનો હતો, પણ ઈરાનના બાદશાહ તરફથી મળેલ મદદના એહસાનને કારણે આ શીઆ પ્રચારકોનો તે વિરોધ કરતો નહીં. અને શીઆ પ્રચારકો ખબર પણ ન પડે એવી રીતે શીઅતનો ફેલાવો કરી રહ્યા હતા.

જેની અસર એ થઈ કે આખા ભારતમાં શીઆઓની સાથે સુન્નીઓ પણ તાજીયાદારીમાં સામેલ થવા લાગ્યા હતા. હઝરત આલમગીર (રહ.) ની હકુમતના સમયમાં પણ કેટલાય અમલદારો (બકૌલે હોલસ્ટર વિગેરે) શીઆ હતા. જ્યારે આલમગીર (રહ.) નો ઈન્તેકાલ થયો તો એમના શાહજાદાએ અમદાવાદના ખતીબને આદેશ આપ્યો હતો કે અઝાનમાં અલી, વલી , વશીએ રસુલુલ્લાહના અલ્ફાઝ વધારી દેવામાં આવે. જોકે સુન્ની લોકોએ એ હુકમ ઉપર અમલ થવા દીધો નહીં. (કિતાબ રૂદે કૌસર)

ઉપરાંત બનુ અબ્બાસના જમાનામાં કેટલાક અમલદારોની સખતીઓથી હેરાન થઈને શીઅતની દઅવત આપનારાઓ સિંધ અને ગુજરાતમાં પહેલાંથી આવી ગયા હતા. કરામતા - ખોજા અને વહોરા કૌમોમાં શીઅત મોજુદ હતી. અહીંના મુસલમાનો જાહિલ હતા. અને રસુલ (સ.અ.વ.) ની ઔલાદની ફક્ત નામની મહોબ્બત અને અઝમત એમના દિલોમાં હતી. એટલેજ એ લોકો શીઆઓના તમામ રીતરીવાજોમાં સામેલ થઈ જતા હતા. ઈસ્માઈલી, અસ્ના અશરી, જાફરી, દાઉદી, સુલેમાની, કરામતા, ખોજા, આગાખાની બધા જ એક જ ઝાડની જુદી જુદી ડાળીઓ જેવાં છે.

મૌલાના કાઝી અતહર મુબારકપુરી (રહ.) એ પોતાની કિતાબ "આરબોની હકુમતો" માં લખ્યું છે કે યમનથી ઈસ્માઈલી દાઈઓને મોકલવામાં આવ્યા એમણે ગુજરાત ઉપરાંત દખ્ખણના શહેરો અને ગામડાઓમાં એ દઅવતને આમ બનાવી દીધી.

ઈસ્માઈલી દઅવત યમનમાંથી નીકળીને હિજરી ૯૪૪માં ભારતમાં આવી ગઈ તેથી એ સમયે ઈસ્માઈલી દઅવત અને મજહબનું મરકઝ ગુજરાત બની ગયું.

સૈયદ પીર મશાયખ (રહ.) ના સમયમાં શીઅતના દાઈઓ દૂરદૂરના ગામડાઓમાં પહોંચી જઈને ભલાં ભોળાં એવાં ગામડાના લોકોને શીઆ અકીદાની ગુમરાહ કરનારી તાલીમ આપતા હતા.

કે ઈસરે મુલક મોં બહોત રાફજી હૈં રેતે
વે ખલ્ક કો બદરાહ કી બાત હૈં કેતે
અને ગવારોં હોં સેતી મુઝે પડિયા હે કામા
વે મુઝથી હૈં દૂર રેતે કહીં કહીં ગામા
વો રાફજી ઓનૂં કો હૈં બદરાહ કરતે
સો ફરેબ ખાતિર હૈં ગામ ગામ ફિરતે

આપ ફરમાવે છે કે "આ મુલકમાં ઘણા બધા રાફજીઓ રહે છે. જેઓ અલ્લાહની ભોળી મખલુકને ગુમરાહ કરતા રહે છે. અને મારો પનારો પણ ગમાર અને જાહિલ લોકોની સાથે પડ્યો છે. અને આ લોકો દૂરદૂરના ગામડાઓમાં રહે છે. આ રાફજીઓ ગામે ગામ ફરીફરીને એમને સાચા માર્ગેથી ભટકાવતા રહે છે."

ગુમરાહ કરવાના તરીકાઓ પણ જુદા જુદા હતા. દાખલા તરીકે ઈમામોને માસુમોના ઝુરમટમાં સામેલ કરીને એમનો દરજ્જો અંબિયાઓથી પણ મોટો સાબિત કરતા હતા. ઉપરાંત મોહર્રમના દિવસોની ફઝીલત તેઓ રમઝાન મુબારક કરતાં પણ વધારે બતાવતા હતા. એટલું જ નહીં પણ આ ઈમામોના આગેવાનને 'હાજરપીર' નો ખિતાબ આપીને તેને દીન અને દુનિયાની કામયાબીની ચાવીનો એજ માલિક છે એવું ઠસાવવામાં આવતું હતું. ફક્ત હાજરપીરની ખિદમત ગુજારીને જ જન્નતનું સર્ટીફીકેટ માનવામાં આવતું હતું. આ બધીજ બૂરાઈઓ મજબહને નામે થઈ રહી હતી. જેનાથી અકીદાઓ તો બગડી જ રહ્યા હતા. પણ સાથે સાથે બેઅમલી પણ વધતી રહી હતી. નેક આમાલોને બદલે બદઆમાલીની ચારે તરફ બોલબાલા હતી. તકિયાને નામે જૂઠ અને મુતાઅ (બાંધી મુદતનો નિકાહ) ને નામે જિનાકારી આમ થઈ રહી હતી. અને મસ્જીદના ફઝાઈલોનો મઝારોને માટે ઉપયોગ થવા લાગ્યો હતો. મસ્જીદોને વેરાન અને મઝારોને આબાદ કરવામાં આવી

રહ્યાં હતાં. આવી હાલતમાં જરૂરત હતી. એક એવા ઠોસ અને હોનહાર આલિમની કે જે એમની જ બોલીમાં અસલી અને નકલીને અલગ પાડીને એહલે સુન્નતવલ જમાઅતના મસલક (અકીદા) ને ઉજાગર કરી શકે. અને કુરાન - હદીસની રૌશનીમાં એ મસ્લકની સચ્ચાઈ અને શીઆ મસ્લકની જૂઠી હકીકતોને સમજાવી શકે.

એટલે સૈયદ પીર મશાયખ (રહ.) જેઓ ઠોસ આલિમ અને કૌમના સાચા સુધારક હતા. આપે કૌમના શરીરમાં ફેલાઈ ગયેલી બિમારીને ખૂબ સારી રીતે સમજી, પારખી અને તેને દૂર કરવા માટે તેમજ એહલે સુન્નતવલ જમાતનો મસલક ઉજાગર કરવા માટે "ખુલફાએ રાશેદીન" નામની એક કિતાબ લખી, જેમાં ખુલફાએ રાશીદીનના ફઝાઈલ અને તારીફો કુરાન અને હદીસની રોશનીમાં ખૂબજ વિગતવાર લખ્યાં. ઉપરાંત તેમાં ખલીફાઓના કારનામાઓ તેમજ એમના આપસમાં એક બીજાથી સંબંધો અને મહોબ્બત રાખવાના બેસુમાર કિસ્સાઓ ખૂબ વિગતથી લખવામાં આવ્યા છે અને શીઆઓની ગુમરાહી ભરેલ વાતોને ખૂલ્લી પાડવામાં આવેલ છે.

## ખુલફાએ રાશીદીનની સાથે હુઝુર (સ.અ.વ.) ની મહોબ્બત :

યે ખુલફાએ રાશેદીન કેરા રે બયાના
સુનો ઓનૂં કો કૈસે કિયે રે રહમાના
સો ખલિફે ચારું નબીજી કે કેહલાયે
જો હેરે યે યારોં કે નામ સો બતાયે
વે ખુલફાએ રાશીદીન થે ચાર યારા
નબીજી કા ઓનૂં પર થારે બહોત પ્યારા
ઈલાહી તુ મુઝકો કર ચાર યારી
જિનૂં નબીજી કો દેતી રે યારી

(ખુલફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે હું ખુલફાએ રાશીદીન (રહ.) ની શાનમાં બયાન લખી રહ્યો છું. સુણો અલ્લાહે એમને કેવા નવાજ્યા હતા. એ ચારે

હઝરાત હુઝુર (સ.અ.વ.) ના નાયબો અને ખલીફાઓ કહેવાયા. એમનાં નામો આ મુજબ છે. (૧) અબુબક્ર (રદી.) (૨) ઉમર (રદી.) (૩) ઉસ્માન (રદી.) (૪) અલી (રદી.)

આ ચારેય ખુલફાએ રાશીદીન એકબીજાની સાથે બેહદ મહોબ્બત રાખતા હતા અને નબીએ કરીમ (સ.અ.વ.) પણ એ ચારેયની સાથે ખૂબ મહોબ્બત ફરમાવતા હતા. સૈયદ પીર મશાયખ (રહ.) દુવા ફરમાવે છે કે યા ઈલાહી ! મને પણ એ ચારેની સાથે મહોબ્બત રાખનારો બનાવ. જેવી રીતે નબી (સ.અ.વ.) એ એમની સાથે મહોબ્બત ફરમાવી હતી.

## ખુલફાએ રાશીદીનમાંથી કોઈ એકની સાથે પણ શીઆઓને મહોબ્બત નથી :

ખુલફાએ રાશીદીનના એક બયાનમાં આપ લખે છે કે આ શીઆઓને જુઓ. તેઓ નમાઝ, રોઝા, તરાવીહ વિગેરે બિલકુલ અદા કરતા નથી અને હઝરત અલી (રદી.) ની સાથે મહોબ્બતનો દમ ભરે છે. અને અબુબક્ર અને ઉમર (રદી.) ને બૂરા-ભલા કહે છે. હકીકતમાં શરીઅતના એહકામોને અદા ન કરનારો હઝરત અલી (રદી.) નો દોસ્ત અને મહેબૂબ કેવી રીતે થઈ શકે ? ચોર જ્યારે ચોરીના માલની સાથે હાથોહાથ પકડાઈ જાય તો તેના ચોર હોવા વિશે કોને શક થઈ શકે ? એવોજ હાલ આ રાફઝીઓનો છે કે એમના બૂરા કરતૂતો ખુદ એનો પૂરાવો છે કે તેઓ હઝરત અલી (રદી.) ના દુશ્મનો છે. બલકે ચારેય ખુલફાએ રાશીદીનના પણ દુશ્મન છે.

તમે તો દેખો નહીં નમાઝ કરાતે રે
દોસ્તી અલી મન કૈસી ધરાતે રે
રોઝે બી તુમ નહીં ધરાતે રે
તરાવી કી નમાઝ નહીં કરાતે રે
દોસ્ત અલી કે કૈસે કેલાતે રે
જવાબ કૂં હમ કૂં નહીં બતાતે રે
રાફઝી નાહી તમૂં જવાબકી ઠામા રે
તોબા કરો છોડો રાફઝીકા કામા રે

ચારોં યારોં કે દુશ્મન તમના રે
તેહકીક યે સહી બૂઝા હમના રે
(ખુલફાએ રાશીદીન)

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે નમાઝ, રોઝા, તરાવીહ કંઈજ કરવું ધરવું નથી અને હઝરત અલી (રદી.) ની સાથે દોસ્તીનો દાવો કરો છો ? આ કેવી દોસ્તી છે ? અમોને એનો જવાબ આપો. અરે તમો રાફજીઓની પાસે એનો કોઈ જવાબ નથી. તૌબા કરો અને રાફજીઓવાળાં કામ છોડી દો. તમે ચારેય ખલીફાઓના દુશ્મન છો ! આ વાતને અમે સારી રીતે સમજીને સચ્ચાઈપૂર્વક લખી છે.

## એહલે સુન્નતવલ જમાઅત તમામ સહાબા-કિરામ (રદી.) ની તારીફમાં રચેલા બસેલા છે :

ખલીફે રાશીદીન જાનિએ નબી કેરે ચાર ચાર રે
સુન્ની હૈ યાતા ચારકો કર દિલમોં પ્યાર રે
અને સુન્ની જે મુસલમાન વે હોવે ચાર યારી
વો તારીફ કિસીકી ના છોડે રે બસારી
(ખુલફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે સુન્ની મુસલમાન કોઈને બૂરો ભલો કહેવાનું તો દૂર રહ્યું પરંતુ તમામ સહાબાએ કિરામની સાથે મહોબ્બત રાખે છે અને તેઓની તારીફ કરે છે.

## શેખૈન અબુબક્ર અને ઉમર (રદી.) ઉપર મેણાં ટોણાં કરનાર લાનતનો હક્કદાર છે :

હઝરત અબુબક્ર અને ઉમર (રદી.) ને શિઆ લોકો બૂરાભલા કહે છે અને તબર્રાબાઝી (ગાળીગલોચ) કરે છે. એમના વિશે આપ ફરમાવે છે કે :

યે શૈખેન રદીયલ્લાહો અનહોમા રે જાનો
જીસે દુશ્મન દોનોં કે હુવે રે પિછાનો
હુવા ઉનકે હકમેં ઐસા નબી ફરમાના

તમે સુનો રે ઈસકા કાન ધર બયાના
કહિયા અસ્હાબો તરફ જે જીભરે ચલાવે
સો નામાકૂલ સખૂન જીભ પર લાવે
ભી લાનત ખલકત સારી હો કેરી
સો અસીર હંમેશા હોવે રે સવેરી
(ખુલ્ફાએ રાશીદીન)

આપના બયાન તો ખૂબજ લાંબા છે. અહીં થોડાક અશ્આર લખેલ છે. આપ ફરમાવે છે કે શૈખેન (રદી.) ના જેઓ દુશ્મન છે અને એમની જેઓ બૂરાઈઓ કરે છે. એવીજ રીતે બીજા સહાબાએ કિરામ (રદી.) ને માટે પણ એમના જીભેથી ખરાબ વાતો નીકળે છે. એમના વિશે હુઝૂર (સ.અ.વ.) નું ફરમાન સાંભળી લો.

આપ ફરમાવે છે કે "એવા લોકો ઉપર તમામ મખ્લુક તરફથી રાત દિન લાનત વરસતી રહે છે અને તેમના નેક કામો પણ અલ્લાહને ત્યાં કબૂલ નથી થતા." ઈમામ શાફી (રહ.) થી પણ એવીજ રિવાયત નકલ થઈ છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે "જેણે કોઈએ મારા સહાબા કિરામ (રદી.) ની સાથે ગાલીગલોચ કર્યો એણે જાણે મારી ઉપર ગાલીગલોચ કર્યો. અને જેણે મારી ઉપર ગાલીગલોચ કર્યો એણે જાણે અલ્લાહ ઉપર ગાલીગલોચ કર્યો અને એવા લોકો ઉપર તમામ ફરીશ્તાઓ અને તમામ મખ્લુકની તરફથી રાતદિન લાનત થતી રહે છે."

## શીઆઓ માટે હઝરત અલી (રદી.) નું ફરમાન :

સૈયદ પીર મશાયખ (રહ.) એ ખૂબજ સખ્ત શબ્દોમાં શીઆપંથનો રદ ફરમાવેલ છે અને હઝરત અલી (રદી.) ની ચાહતનો જૂઠો દાવો કરનારાઓની ખૂબ ઈસ્લાહ ફરમાવી છે.

દોસ્ત હો ભી અલી કે કેહલાતે તમે સુનો રે
કામ સબ હો અવલા બનાતે રે તમે સુનો રે
અલીકે ગુસ્સેકી રીતા રે તમે સુનો રે

ફરમુદા મન જો ના દીતા રે તમે સુનો રે
અબુબક્ર, ઉમરકા દુશ્મના રે તમે સુનો રે
દુશ્મન વે ભી મેરે તનના રે તમે સુનો રે
(ખુલ્ફાએ રાશેદીન)

આપ ફરમાવે છે કે "તમો હઝરત અલી (રદી.) ને ચાહનારા ગણાઓ છો અને કામ ઉલ્ટા કરો છો ? આ તો હઝરત અલી (રદી.) ને નારાજ કરનારી અને ગુસ્સો અપાવનારી વાતો છે" અને હઝરત અલી (રદી.)નું ફરમાન પણ સાંભળી લો ! આપ ફરમાવે છે કે "હઝરત અબુબક્ર અને ઉમર (રદી.) ની સાથે દુશ્મની રાખનાર મારો પણ દુશ્મન છે."

## શીઆ હઝરત અલી (રદી.) ના દોસ્ત નથી પણ દુશ્મન છે :

કિયે કામ દુરીજન કેરે રે તમે સુનો રે
દુરિજન તમે હો સવેરે રે તમે સુનો રે
ચાર યાર મૂં કિસી નોંહી ચાતે રે તમે સુનો રે
અલી દોસ્ત હો, મકર કરખાતે રે તમે સુનો રે

ફરમાવે છે કે (શીઆઓ !) તમારા બધા કામો દુશ્મનો જેવા છે. એટલે તમો પણ હઝરત અલી (રદી.) ના દુશ્મન થયા. ધ્યાન આપીને સાંભળી લો કે તમો ચારેય ખુલ્ફાએ રાશીદીનમાંથી કોઈને પણ ચાહતા નથી અને હઝરત અલી (રદી.)ના નામે છળકપટ કરો છો.

## દીનના તમામ હુકમોને દિલથી કબૂલ કરી લો :

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે દીનના એહકામોનો ફક્ત જીભથી ઈકરાર કરવો અને દિલથી ન માનવાં એ તો મુનાફિકોનો તરીકો છે.

કે દિલ સૂ સહીકર હુકમો કો જાનો
સો હુકમ રે જેતે દીનકે માનો
જો તૂ ના કબૂલે દિલકે મોંહા

તો મોમિનો મોંહે તૂ હુવા રે નોંહા
સુનો વો તો કેહલાતી હે મુનાફિક ટોલી
જો દિલે ના કબૂલે કરે જીભે રે બોલીં
(ખુલ્ફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે જ્યાં સુધી તું દીનના એહકામોને દિલથી કબૂલ નથી કરી લેતો ત્યાં સુધી તારો મોમિનોમાં શુમાર નથી થઈ શકતો. જેઓ જીભથી ઈકરાર કરે અને દિલથી માને નહીં એમને તો મુનાફિકોની ટોળી કહેવામાં આવે છે.

તમે સુનો રે મુનાફિક ટોલી મોમિનો કેરી
તમો દોઝખ જાઓગે યે સુનો રે સવેરી
નામ મોમિન તમારા મુનાફિક રે નિશાની
જો મોમિન કેહલાકર રાહા દીન રે ના જાની
(ખુલ્ફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે મોમિન નામ રાખીને દિલમાંથી નિફાક (બનાવટ) દૂર નહીં કરો તો સાંભળી લો કે તમો મુનાફિક ગણાશો અને મુનાફિકોનું ઠેકાણું છેવટે દોઝખમાં છે. દરેક મોમિનને માટે દીની એહકામોની જાણકારી જરૂરી છે. દીનનો સાચો મારગ જાણ્યા વગર નિફાક કેવી રીતે દૂર થશે ?

## મુનાફિકોથી દૂર રહો :

મુનાફિક બહોત હે બૂરી ઝાતિ રે
મત તમે કીજીયો ઉસ સંગ બાતિ રે
સત્તર કાફિરોં મિલનેં જાનો રે
એક મુનાફિક વૈસા પિછાનો રે
મુનાફિકોં બસ્તી તો રહિયો દૂરી રે
આસ હોવે કભી બેહિશ્ત કી પૂરી રે
(ખુલ્ફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે મુનાફિકો ખૂબ જ બૂરાઈને માર્ગે છે. તમો એમની સોબતોથી બચતા રહો. સિત્તેર કાફિરો બરાબર એક મુનાફિક હોય છે.

એને બરાબર ઓળખી લો. મુનાફિકોથી દૂર રહેશો તો જ જન્નતના હકદાર બની શકશો.

શીઅતની આંધીઓ જેટલી જોરાવર હતી એટલીજ સખ્તાઈથી સૈયદ પીર મશાયખ (રહ.) એ તેની મુખાલિફત ફરમાવી છે અને એહલે સુન્નતવલ જમાઅતની સચ્ચાઈઓને કુરાન અને હદીસની રોશનીમાં સાચી સાબિત કરી આપી છે.

ચોરું કેરા મૂંહ હે મદાયા રે
લાખ ડૂચા ઉનૂં મુખ લાયા રે
નોહી રહેવે બોલનેકી ઠામા રે
ઠગાઈકા દૂર કિયા કામા રે
(મકતૂલનામા)

આપ ફરમાવે છે કે મેં આ રાફઝીઓના મોંઢા બંધ કરી દીધાં છે. જેઓ અમલ કરવાના ચોર છે. એમના મોંઢામાં ભારે ડૂચા મારી દીધાં છે. હવે એમનામાં બોલવાની કોઈ તાકાત નથી રહી કે છળકપટ કરી શકે એવી પણ એમની હાલત નથી રહી.

## રાફઝી અને ખારજી બંનેથી દૂર રહો. :

ચારયારી હોના સુનો ભાઈ દીન કેરી
સુન્નત જમાત અકીદા યે સુનો સવેરી
સો ચાર રે ચારોંકી સિફત રે પિછાનો
સો ખુલફાએ રાશીદીન નામ સો જાનો
રખે રાફઝી હો કેરા બોલ સુનો કામા
મત ખારજીયોં કેરા સુનો રે બયાના
(ખુલફાએ રાશીદીન)

આપ ફરમાવે છે કે ચારેય ખુલફાએ રાશીદીનને બરહક માનીને એમની સાથે મહોબ્બત રાખવી એ સુન્નતવલ જમાતનો અકીદો છે. રાફઝી અને ખારજી એ બંને ફિરકાઓ ગુમરાહ છે, ભટકી ગયેલા છે. એમના છળકપટોથી બચો, સમજો અને એમની વાતોને સાંભળો નહીં.

## દિલને શંકાઓ અને વહેમોથી પાક રાખો. :

સુન સુન બાતી કરો આપ ઝાતી
દિલ ખતરે કેરી મત રાખો રે બાતી
હોવે મોમિન કા દિલ જૈસા સાફ રે અરિસા
નોંહી પાતક કેર હોવે મોમિન કી રીતા

આપ ફરમાવે છે કે તમો પોતાના દિલને બધીજ જાતના વહેમો અને શંકાઓથી તેમજ કીના કપટથી પાક સાફ રાખો. જેવી રીતે આયનો સાફ હોય છે તેવી રીતે દિલમાં પણ કોઈ જાતનો દાગ ન રાખો. દરેક ખોટા તોર તરીકાથી પોતાની જાતને બચાવી લો.

## હઝરત અબુબક્ર અને હઝરત ઉમર (રદી. ) ને બૂરા કહેનારાઓનો બૂરો અંજામ :

ખુલફાએ રાશીદીનની બૂરાઈ કરનારાઓનો અંજામ દુનિયામાંજ કેવો ભયંકર આવ્યો છે એના કેટલાય કિસ્સા સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબ 'ખુલફાએ રાશીદીન' માં લખેલા છે.

કેટલાક બૂરાઈ કરનારાઓની હાલત સુવ્વર જેવી થઈ ગઈ અને એકની મૈયતને જ્યારે ગુસલ આપવાની શરૂઆત કરી તો તેની ચારે તરફ સાપ લપેટાઈ ગયો. એટલે એની લાશને ગુસલ આપવાની પણ કોઈ હિંમત કરી શક્યું નહી. એટલે જ આપ ફરમાવે છે કે :-

યે સુનસુન બાતી પાક કરો આપ ઝાતી
મત તલ રે બિસારો દિન ઔર રાતી
તો શૈખેન હો સેતી અદબ હૈ કરની
અને ફઝિલત ઓંનોકી મનમોં હે ધરની
(ખુલફાએ રાશીદીન)

આવા ઈબરતનાક કિસ્સાઓ સાંભળીને પોતાના દિલને દરેક જાતની ગંદકીથી પાક સાફ રાખો અને આંખનો પલકારો મારવા જેટલી પણ ગફલત ન વરતો. ખુલ્ફાએ રાશીદીનની ફઝીલતો ઉપર ધ્યાન આપો અને એમની તરફ ભરપૂર અદબ અને ઈકરામ રાખો.

## શીઆઓની સાઝિશ અને તકીયાનો આરોપ :

સૈયદ પીર મશાયખ (રહ.) ની તમામ જદ્દોજહદ અને ચિંતાઓ તેમજ કોઈનાથી પણ ઈખ્તેલાફ અને વિરોધ કરવાનો ફક્ત એકજ મકસદ હતો, અલ્લાહ અને એના રસુલ (સ.અ.વ.) એ બતાવેલ હુકમોનું પાલન કરવું અને એનો ફેલાવો કરવો અને લોકોને કુરાન અને હદીસનો સાચો મારગ બતાવવો. દરેકે દરેક કામોને અલ્લાહ અને અલ્લાહના રસુલ (સ.અ.વ.) ની મરજી પ્રમાણે કરવાં.

આપનો આ મકસદ ખરેખર કાબિલે તારીફ અને કાબિલે કબૂલ હતો આપ એ હદીસનો પૂરેપૂરો નમૂનો હતા જેનો મફહુમ છે કે ત્રણ વાતો જેનામાં હશે એને ઈમાનની મીઠાશ મહેસુસ થશે.

એક તો એ કે એને અલ્લાહ અને એના રસુલ (સ.અ.વ.) દુનિયાના તમામ સંબંધોથી અને ચીઝોથી વધારે મહેબૂબ હોય, બીજી એ કે ઈન્સાન કોઈની પણ સાથે ફક્ત અલ્લાહની ખાતર જ મહોબ્બત રાખે અને ત્રીજી વાત એ છે કે એને કુફ્રની તરફ પાછા જવા માટે એવીજ નફરત થઈ જાય જેવી રીતે આગમાં નાખવાથી થાય છે.

સૈયદ પીર મશાયખ (રહ.) ની આ દીની ફિક્ર અને જોશ જુસ્સાથી ભરપૂર બયાનોની આમ મુસલમાનોમાં સારી અસર થઈ રહી હતી પણ આપના વિરોધીઓ દીની સચ્ચાઈઓની થઈ રહેલી બોલબોલા જોઈને ઈર્ષા અને અદેખાઈની આગમાં અંદરોઅંદર બળી રહ્યા હતા.

એટલે એમણે આમ લોકોને બહેકાવવા માટે છળકપટ અને સાજીશો કરી લોકોમાં એવું જુઠાણું ફેલાવવા માંડ્યું કે હઝરત શાહ આલમગીર (રહ.) જેઓ સુન્નત વલજમાઅતનો અકીદો ધરાવતા હતા એમનાથી ડરી જઈને સૈયદ પીર મશાયખ (રહ.) એ બેધારી ચાલ અખતીયાર કરી છે કે ઉપર ઉપરથી તેઓ શીઆપંથનો વિરોધ કરી રહ્યા છે પણ અંદરથી તો તેઓ શીઆ અકીદોજ રાખે છે "તકીયો" કરી રહ્યા છે.

અને શીયાઓની એ ઘણી જૂની આદત છે કે દુનિયાની તલબને માટે તેઓ દીન અને ઔલિયાએ કિરામની અઝમત અને વકારનો પણ ખ્યાલ કરતા નથી બલકે તેમનાથી થઈ શકે એટલા એ બુઝુર્ગોને બેઈજ્જત અને બદનામ કરવાની કોશિશો કરતા રહે છે. ત્યાં સુધી કે હઝરત અલી (રદી.) અને હુઝુરે અકરમ (સ.અ.વ.) ને પણ તેમણે પોતાની છળકપટ ભરેલી હરકતોથી બકાત નથી રાખ્યા.

શીઅતની દાઅવત આપનારાઓ જેઓ પોતે છળકપટ અને જૂઠ આચરતા હતા તેઓ સૈયદ પીર મશાયખ (રહ.) વિશે ખોટી ખોટી અફવાઓ ફેલાવા લાગ્યા કે બાદશાહ આલમગીર (રહ.) ની બીકથી આપ 'તકીયો' કરે છે આવી આવી વાતો ફેલાવીને લોકોને સાચા માર્ગેથી ગુમરાહ કરવાની કોશિશો થવા લાગી.

અલ્લાહનબીકો ખલક તોહમત લગાઈ જાન રે, તોહમત લગાઈ જાન
તો મેં તો હું ઉમ્મતી ઉનકા સહી કર મુઝે માનરે, સહી કર મુઝે માન

આપ ફરમાવે છે કે અલ્લાહના મહેબૂબમાં મહેબૂબ નબી પણ લોકોના મેણાં-ટોણાં - જૂઠ અને તોહમતથી બચી ન શકયા તો હું તો આપનો એક અદનો ઉમ્મતી છું, ઉમ્મતી હોવાને નાતે મારી ઉપર આવી તોહમત મૂકાય એ કોઈ મોટી વાત નથી.

કૂવે પર ઘડે કંઈ ભોંગીએ ભી ભોંગે ઘડ માલ રે
કૂવે કો ના જોખમ હુવા રહા સલામત હાલ રે

આપ ખોટી તહોમતને એક મિસાલ આપીને સમજાવે છે કે જો કોઈ પર ખોટી તહોમત લગાવવામાં આવી તો તેની મીસાલ એવા શખ્સ જેવી છે કે જે કૂવાને તોડવા માટે પોતાનો ઘડો કૂવા ઉપર મારે જાય છે આમ કરવાથી તો ઘડાના જ ટુકડે ટુકડા થવાના છે, કૂવાને કોઈ નુકશાન થશે નહીં.

ઘડાને કૂવા પર મારીને તો તું તારું જ નુકસાન કરી રહ્યો છે. કૂવો તો જેમનો તેમ સલામત રહેશે તેનું કંઈજ બગડશે નહીં. એજ રીતે ખોટી તહોમતો લગાડવાથી તારું પોતાનું નુકસાન થશે જેની ઉપર ખોટી તોહમતો લગાડવામાં આવી છે તેનું તો કંઈ જ બગડશે નહીં.

જો ધૂલ નાંખની ચાંદકે સામી ઉસે પહોંચે નૂં હાં
પીછી તો ધૂલ આવેકર પળે ઉસકી હી આંખ મૂં હાં

બીજી મિસાલ આપીને સમજાવે છે કે ચાંદની સામે ગમે તેટલી ધૂળ ફેંકો પણ એ ધૂળ ચાંદ સુધી પહોંચશે નહીં બલ્કે નાખનારની આંખોમાં પાછી આવીને પડશે.

ઔલિયાએ કિરામની શાનમાં એબ જોવાની હરકતો વિશે મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે :- ઔલિયાએ કિરામની શાનમાં એબ જોવાની હરકત કરવી એવી છે કે જાણે કે તું ચાંદમાં એબ શોધી રહ્યો છે અને જન્નતમાં કાંટા તલાશ કરી રહ્યો છે જો તું જન્નતમાં કાંટો શોધવા જશે તો ત્યાં તારા સિવાય બીજો કોઈ કાંટો જોવા નહીં મળે.

## ખુલફાએ રાશીદીન હક પર હોવાનું કબૂલ કરવું અને તેમનાથી મહોબ્બત રાખવી વાજિબ છે.

ત્યારબાદના બયાનોમાં આપ અલલ એલાન પોતાનો અકીદો જાહેર કરવા લાગ્યા જેથી એ જૂઠા અને મક્કાર ચાલબાજીઓની ચાલાકીઓ ખરી પડતા તારાઓની જેમ તૂટીને વેરવિખેર થઈ જાય.

હે ઉમ્મીદ તૌફિક નેક રે આવે
કે ચાર યારી મોમિન બંદા રે કેલાવે
ખુલફાએ રાશીદીન કેરા નહીં રે આવે
અને સિફત ઉનૂંકી નિત દિલ મોં લાવે

ફરમાવે છે કે ખુલફાએ રાશીદીનની સચ્ચાઈને જે કોઈપણ દિલોજાનથી કબૂલ કરશે તો ઉમ્મીદ છે કે તેને ખુદા સારી તૌફિક અતા ફરમાવશે અને એને ચારેય ખુલફાથી મહોબ્બત કરવાવાળો બનાવી દેશે.

મત અકીદે મોં કોઈ શક રે લે આના
કે સુન્નત જમાઅત બિન મુઝે રે બતાના
મેં કયામત દિન ઉસે દાઅવા હી કરા હું
હો મુદ્દઈ ઈસકા મેં વાહરે ચાહું
કે ચાર યારી મેરા અકીદા હૈ સહી
મેં ગવાહી કરતા હું વે જે આપ દહી

(ઈબાદત)

જે લોકો શીઆ દાઈઓની જૂઠી જાળોમાં ફસાઈ ગયા હતા એમને આપ ફરમાવે છે કે મારા અકીદામાં તમે કોઈ શંકા કરશો નહીં અને જે કોઈ એહલે સુન્નતવલ જમાઅતની ખિલાફમાં મારો અકીદો બતાવશે તો હું કયામતના દિને એની ખિલાફમાં દાવો કરીશ. કારણકે અલ્લાહની તરફથી ખુલફાએ રાશીદીનને રઝામંદીનો પરવાનો મળી ચૂકયો છે અને એમના હક રાહ પર હોવાની ખુદાઈ ગવાહી છે. ખુંલફાએ રાશીદીન હક પર છે અને એમની સાથે મહોબ્બત રાખવી દરેક મોમિન પર વાજીબ છે એ જ મારો અકીદો છે.

## મારો મસ્લક હનફી છે :

ઈમામે આઝમ કેરા હૈ મઝહબ મેરા
અબી હનફી જે કેહતે હૈં બૂઝીયો સવેરા
મત અકીદે મોં શક રે લે આના
કે સુન્નત રે જમાઅત બિન મુઝે રે બતાના

(ઈબાદત)

ફરમાવે છે કે ઈમામ આઝમ જેમને અબુ હનીફા (રહ.) કહે છે હું એમની પેરવી કરનારો છું. એટલે કે સુન્નતવલ જમાઅતની સાથે હનફી મસલકનો છું. આગળ એનો ખુલાસો કરતાં ફરમાવે છે :

કહિયે અપને ઈમામને હક હૈ પાયા
જે હનફી મઝહબ હૈ રે કેહલાયા
સહી રેહમત ઉનૂં કો કરે રે દહી
અનૂ ઈજતહાદ કેરી બાત સહી રે લહી
યે. મુંજતહિદ ઈમામે આઝમ રે કહિયે
જિ નૂં મઝહબ કીતા યે સુનકર લહિયે

(ઈબાદત)

આપ ફરમાવે છે કે ઈમામ અબુ હનીફા (રહ.) પોતાની કોશિશોમાં ખુદાની રહેમતથી સચ્ચાઈની મંઝિલ સુધી પહોંચ્યા છે અને જે

વાતો આપે આપની કોશિશોથી કરી છે એજ બરહક અને સાચી છે અને જેમણે હનફી મસલકનો પાયો નાખ્યો એમને જ 'મુજતહિદે ઈમામે આઝમ' કહેવામાં આવે છે.

શુક્ર હૈ કરના ઈલાહી રે
એસી રાહ શોધી હે પાઈ રે
હનફી હુવે મોમિન કીજીયે ઈબાદત રીત રે
જૈસી ઈસ મઝહબ મોં વે મનધરની પીત રે
(ગઝવાત)

ફરમાવે છે કે આપણે અલ્લાહના શુક્રગુઝાર થવું જોઈએ કે આપણને સાચો તરીકો નસીબ ફરમાવ્યો. હવે આપણે ઈબાદત પણ હનફી તરીકા પ્રમાણે અદા કરવી જોઈએ અને હનફી મસલકથી જ અકીદત રાખવી જોઈએ.

## મારા બયાનો કીમતી રત્નો જેવા છે :

અરે સુન યે બયાન હૈ ઝવેર રે જૈસે
સુન ચુનચુન લીજે જૂં મોતી રે વેસે
સુનો દીન કેરે ભાઈયો યે હૈ માનક બયાના
ઓ સે ચુનચુન લેકર કહો દિલકી રે શાના

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે મારા બયાનો હીરા-ઝવેરાત જેવાં છે. જેવી રીતે મોતીઓને કીમતી માનીને વીણીવીણીને લઈ લો છો એવી જ રીતે મારા બયાનોને પણ કીમતી સમજીને સાંભળો અને સાચા દિલની શાન એજ છે કે બયાનોને કીમતી માનીનેજ સાંભળવામાં આવે.

## મહોબ્બત એકમાત્ર અલ્લાહને ખાતર કરો :

નેહ કરો વાસ્તે અલ્લાહ હી રે તમે સુનો રે
દીન કાજ ચાહો કૈસે ભાઈ રે તમે સુનો રે
ગુસ્સા કરો વાસ્તે રેહમાના રે તમે સુનો રે
દુનિ કાજ નૂં હી બીચ લાના રે તમે સુનો રે

ફરમાવે છે કે મારા ભાઈઓ! સાંભળો! મહોબ્બત એકમાત્ર અલ્લાહને ખાતર જ કરો. જો કોઈ ભાઈની સાથે મહોબ્બત અને દોસ્તી રાખો

તો એનો મકસદ દીનને જ બનાવો અને જો ગુસ્સો કરવાની નોબત આવી જાય તો ગુસ્સો પણ અલ્લાહને માટે જ કરો. પોતાના નફસને અને દુન્યવી ગરજને વચ્ચે ન લાવો.

થોડાક વધારે ખુલાસાને ખાતર ઉમ્મતના પેશવાઓમાંથી હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રહ.) અને શેખુલ ઈસ્લામ ઈબ્ને તૈમીયા (રહ.) ના થોડાક મલ્ફુઝાત અહીં પેશ કરવામાં આવે છે જે આપણા માટે બોધપાત્ર છે.

મુજદ્દીદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે જેમણે સહાબાએ કિરામ (રદી.) ની ઈજ્જત અને અદબ નથી જાળવી એ તો જાણે રસુલુલ્લાહ (સ.અ.વ.) ઉપર ઈમાન નથી લાવ્યો. આપ (સ.અ.વ.) એ આપના સહાબા એ કિરામની શાનમાં ફરમાવ્યું છે કે જેણે સહાબાથી મહોબ્બત કરી એણે જાણે મારી સાથે મહોબ્બત કરી કારણકે એણે મારે જ કારણે સહાબાથી મહોબ્બત કરી છે અને જેમણે એમની સાથે અદેખાઈ અને ઈર્ષા રાખી એણે મારી સાથે ઈર્ષા રાખવાથી જ સહાબા સાથે પણ ઈર્ષા રાખી.

એટલા માટે જ નબીએ કરીમ (સ.અ.વ.) ની મહોબ્બત માટે સહાબાએ કિરામની સાથે મહોબ્બત હોવી જરૂરી છે અને સહાબાએ કિરામથી ઈર્ષા રાખવી એ નબી (સ.અ.વ.) સાથે ઈર્ષા રાખવા બરાબર છે. આ વિશે જ આપ ફરમાવે છે કે :-

કાશ ! હું એ સમજી શકતો કે દીનના અકાબીરો અને ઈસ્લામના પેશવાઓને બૂરા કહેવા માટે એ લોકોને કઈ ચીજે આકર્ષેલ છે ? ખરેખર તો કોઈ ફાસિક કે કાફિર ઉપર પણ ગાલીગલોચ કરવાને શરીઅતે ઈબાદત, કરામત, બુઝુર્ગી અને છૂટકારાનો વસીલો નથી ગણ્યો તો પછી દીનની હિદાયત પામેલાઓ અને દીનની હિદાયત કરનારા ઉપર ગાલીગલોચ અને મેણાં ટોણાં કરવાં કેવી રીતે ઈબાદત અને કરામત બની શકે ?

કુરાને પાકમાં પયગંબર (સ.અ.વ.) ના સહાબાએ કિરામ વિશેની સિફતો બયાન કરવામાં આવેલ છે કે, "તેઓ આપસમાં એકબીજા સાથે રહેમદિલ છે."

તો પછી એ નેક બુઝુર્ગો વિશે એવી બદગુમાનીઓ કરી લેવી કે તેઓ આપસમાં એકબીજાથી દુશ્મની અને છળકપટ રાખતા હતા. એતો કુરાને કરીમની આયતના પણ ખિલાફ છે. માટે જ એ નેક બુઝુર્ગોની આપસમાં અદાવત અને કીનો સાબિત કરવાં એ બેઉ તરફે વખોડવાને લાયક છે.

આમ કરવાથી તો એ બંનેના એકબીજા ઉપરનો વિશ્વાસ અને અકીદત નાશ પામે છે. પરિણામે સહાબાએ કિરામ (રદી.) ના બંને વર્ગોની બદનામી થશે. (નઉઝોબિલ્લાહ)

ટૂંકમાં આવી હરકતોથી અંબિયાકિરામ બાદ જેઓ આદમની બેહતરીન ઔલાદ છે તેઓ બદતરીન ગણાઈ જશે એટલે કે જેઓ દુનિયામાં સૌથી મહાન છે તેઓ સૌથી ખરાબ સાબિત થશે.

હઝરત અલી (રદી.) ની સાથે આ કયા પ્રકારની અકીદત અને મહોબ્બત સાબિત થશે કે ત્રણે ખલીફાને એમની સાથે દુશ્મની રાખનાર બતાવવામાં આવે ? અને ખુદ હઝરત અલી (રદી.) ને પણ એમની સાથે ખાનગીમાં દુશ્મનાવટ રાખનાર જાહેર કરવામાં આવે ! આ તો એમને અરસ પરસ બંને તરફી કલંક લગાડવા જેવું થયું. ખરેખર તો અલ્લાહના એ પ્યારા બંદાઓને અરસપરસ એકબીજાની સાથે ખૂબ જ મેળમિલાપ અને મહોબ્બત રાખનારા શા માટે જાહેર કરવામાં ન આવે ?

ખિલાફતનું કામ એ મહાન બુઝુર્ગો માટે કોઈ પસંદગીની કે મોભાની બાબત હતી જ નહીં કે જેને કારણે દુશ્મનાવટો કે છળકપટ કરવાં પડે !

## મુસલમાનોમાં જે કંઈપણ ભલાઈઓ છે એ સહાબાએ કિરામ (રદી.) ની બરકતોથી છે :

શૈખુલ ઈસ્લામ ઈબ્ને તૈમિયા (રહ.) બિલકુલ સાચું ફરમાવે છે કે આજના સમયમાં મુસલમાનોની પાસે ઈલ્મ અને દીનની જે કંઈ પણ દૌલત છે; ખૈર અને બરકતનો જે કંઈ પણ ખજાનો છે, ઈસ્લામની શાન શૌકત અને બુલંદીને દર્શાવતા જે કંઈ પણ સાધનો છે અને એથી વિશેષ આગળ કહીએ તો પૂરી દુનિયામાં આજે જે કંઈ પણ સુલેહશાંતિ અને ભલાઈઓ જોવામાં આવી રહી છે એ તમામ સહાબાએ કિરામ (રદી.) ના ઈખ્લાસ,

જદોજહદ અને કુરબાનીઓનું જ ફળ છે અને એમના પાક દિલોની જ નૂરાનીયત અને બરકતનું પરિણામ છે.

જે કોઈપણ મુસલમાન અલ્લાહ પર ઈમાન લાવ્યો એની ઉપર સહાબાએ કિરામ (રદી.) નો એહસાન કયામત સુધી રહેશે જ અને શીઆઓ તેમજ બીજા અકીદાવાળાઓને પણ જે કંઈ ભલાઈઓ હાસિલ થયેલ છે એ સૌ સહાબાએ કિરામ (રદી.) ની બરકતોથી છે અને સહાબાએ કિરામ (રદી.) ની ભલાઈઓ ખુલફાએ રાશીદીનની ભલાઈઓને તાબે છે. કારણ કે દીન અને દુનિયાની તમામ ચીજો અને ભલાઈઓના તેઓ જીમ્મેદાર અને નૂરાની ઝરણાઓ સમાન હતા. (તારીખે દાવતો અઝીમત)

## હઝરત અબુબક્ર(રદી.) ની ખિલાફત નબૂવ્વતની દલીલ અને સચ્ચાઈનો નમૂનો છે :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) એ એક ખૂબ જ જરૂરી વાત લખી છે કે હઝરત અબુબક્ર (રદી.) ની ખિલાફત અને જાંનશીની આપ હઝરત (સ.અ.વ.) ની નબૂવ્વતના કમાલની એક ઠોસ દલીલ છે અને એ વાતનો નક્કર પૂરાવો છે કે આપ સાચા નબી હતા. અને આપનો મિજાજ નબૂવ્વતના મિજાજ પ્રમાણેનો હતો. કોઈ સિયાસી મિજાજ જેવો ન હતો અને દુનિયાના બાદશાહો અને સુલતાનોની સાથે આપની કોઈ સરખામણી થઈ શકે નહીં. જેઓ હંમેશા પોતાના સંતાનો અથવા ખાનદાની માણસોને પોતાની ગાદીના વારસદારો બનાવે છે. જો આપનામાં પણ (મઆઝલ્લાહ) સલ્તનત અને ખાનદાનપરસ્તીનો અંશમાત્ર પણ હોત તો હઝરત અલી (રદી.) અને અબ્બાસ (રદી.) સિવાય બની હાસિમ કબીલાના બીજા કેટલાય માણસો હતા જેમને પોતાના વારસદાર બનાવીને એક ખાનદાની સલ્તનતનો પાયો નાખી શકાતો હતો અને એ સત્તા અને વકાર જે આપને અલ્લાહ તરફથી મળેલ હતાં એને પોતાના જ ખાનદાનમાં સલામત રાખી શકયા હોત !

હઝરત અબુબક્ર (રદી.) ની ખિલાફત એ વાતની પણ ઘણી મોટી દલીલ છે કે હઝરત મહંમદ (સ.અ.વ.) અલ્લાહના બંદા અને અલ્લાહના રસુલ (સ.અ.વ.) છે. તેઓ કોઈ બાદશાહ નથી કારણ કે આપે

ખિલાફત માટે કોઈને ફકત પોતાના વંશના હોવાથી કે ખાનદાની સંબંધો ને કારણે આગળ નથી કર્યા પણ ઈમાન અને તકવા (પરહેઝગારી) ને કારણે નક્કી કરેલ છે. (તારીખે દાવતો અઝીમત)

## જાહિલોની ઔલાદ પરસ્તી :

આ તમામ ફિરકાઓમાં જેઓ હઝરત અલી (રદી.) ના 'વસી' હોવાના દાવેદાર છે અને જેમના મગજમાં એ વાત નથી ઉતરતી કે સગા કાકાનો દીકરો (ભાઈ) અને જમાઈ હોવા છતાં કોઈ બીજો શખ્સ પણ ખલીફા બની શકે છે. ખરેખર તો એમનામાં જિહાલતની બૂ અને જાહિલ લોકોની વંશપરસ્તી જોવા મળે છે.

જેઓ એ વાતનો વિચાર પણ કરી શકતા નથી કે મરતબાઓ અને લાયકાતો માત્ર વંશવારસોની રૂએ નહીં પણ કાબેલીયત, આવડતો અને ઊંચા ગુણોથી મેળવી શકાય છે. અરબસ્તાન, ઈરાન, હિન્દુસ્તાન આ બધા જ મુલ્કોમાં ઈસ્લામ પહેલાં એવી જ માન્યતાઓ હતી.

એવા જ લોકોએ ફેંસલો જાહેર કરી દીધો અને પૂરેપૂરી રીતે એ માની જ લીધું કે હઝરત અલી (રદી.) એ જ ખલીફા થવું જોઈતું હતું. એમણે ખરેખર તો પોતાની કોમી આદતો અને પોતાના ખાનદાની સ્વભાવ પ્રમાણે એમ માની લીધું છે અને એ રીતે તેઓ જાણે અજાણે અંબિયાએ કિરામ (રદી.) ના મિજાજને, એમની ખુદાદાદ કાબેલીયતને અને એમની ઈન્સાફ પરસ્તીને સમજ્યા જ નથી. દરેક માણસની વિચાર શક્તિ એના ગજા પ્રમાણે હોય છે.

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) લખે છે કે :- રાફઝીઓની વાત જાહિલ મુશ્રીકોની વાતોથી મળતી આવે છે. એ લોકો બાપદાદાઓ અને વંશવારસોની બાબતમાં ભારે વેરઝેર રાખે છે અને ખાનદાની સંબંધોને ધ્યાનમાં રાખીને જ મહોબ્બત અને હિમાયત કરતા હોય છે અને માણસને માટે એવી ચીજોને તેઓ વાંધાજનક ગણે છે કે જેનાથી ઈમાન અને પરહેજગારીને કોઈ નુકસાન થાય નહીં આ બધી જ જિહાલત ભરેલી હરકતો છે.

## શીઆઓનો સંબંધ અને તારીફ હુસૈન (રદી.) ની ઔલાદ માટે એક કસોટી છે :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) માને છે કે શિયા લોકો એહલે બૈતના નાદાન દોસ્તો છે. તેમની બનાવટોથી ભરપૂર ખોટી દાસ્તાનો અને જૂઠી કહાણીઓથી એહલે બૈતની બદનામી થાય છે.

આપ લખે છે કે :- હઝરત હુસૈન (રદી.) ની ઔલાદ માટે શીઆઓની એમની તરફની મહોબ્બત, તાઝીમ અને તારીફ પણ એક મુસીબત અને કસોટી છે કારણ કે એ લોકો આપની તારીફ એવી વસ્તુઓ સાથે સરખાવીને કરે છે કે જે ખરેખર તારીફને લાયક છે જ નહીં. એ લોકો આપના વિશે એવી બેતુકી વાતો કરે છે કે જો આપની ફઝીલત સુન્નીયોની કિતાબો અને કલામોથી જાહેર ન થાત તો શીઆઓએ કરેલ તારીફો તો ખરેખર આપને માટે ટીકાઓ જેવી થઈ જતી.

એક બીજી જગ્યાએ આપ લખે છે કે :- આ શીઆઓને મરતબા અને ફઝીલતોની હકીકતની પણ ખબર નથી ! અને એની અસલીયતને પરખવા માટે તેમની પાસે ઈલ્મ પણ નથી જેનાથી એમની ફઝીલતો સાબિત થાય છે. (તારીખે દાવતો અઝીમત)

## શીઆઓને કુરાન અને હદીસથી દિલચશ્પી નથી :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) લખે છે કે : શિઆઓને કુરઆનની હિફ્ઝ તરફ અને તેના અર્થ અને તફસીરના ઈલ્મ તેમજ તેની દલીલોની તલાશ તરફ કોઈ તવજ્જોહ નથી. એ જ રીતે હદીસોના દુરસ્ત અને નાદુરસ્ત હોવાની ઓળખના, હદીસના અર્થ અને મતલબ અને સહાબાએ કિરામ તેમજ તાબેઈનના હવાલાઓ વિગેરેની પણ એમને કોઈ જાણકારી નથી.

એમની પૂંજી અને એમના ઈલમની પહોંચ તો કેટલીક વાતો છે જે અમુક એહલે બૈતથી નકલ થતી આવી રહી છે અને એમાં પણ સાચ જૂઠની ઘણી બધી મિલાવટ છે.

## મસ્જીદોથી, જુમ્આથી અને જમાઅતથી દૂરી :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) લખે છે કે શીઆઓએ અંબિયા (અ.સ.) બલ્કે ઈમામો વિશે પણ એવી એવી એવી ગલત

વાતો ચગાવી કે એમને અલ્લાહની બરાબર બનાવી દીધા અને 'વહદહૂ લા શરીક લહૂ' ની ઈબાદતથી જેનો પેગંબરોએ હુકમ આપ્યો હતો ગફલત વર્તી. તમે જોશો કે એમણે મસ્જીદો જેને બૂલંદ અને બા-રોનક રાખવાનો અને એમાં અલ્લાહનું નામ લેવાનો હુકમ આપ્યો છે એમને તેઓ વેરાન રાખે છે અને એમાં જુમ્આ અને જમાઅતને કાયમ નથી કરતા અને એમના દિલમાં એમનું કોઈ એહતરામ નથી અને જો કદાચ એમાં નમાઝ પઢે છે તો પણ અલગ અલગ પઢે છે વળી એવી મઝારોની તેઓ ખૂબ ઈઝઝત કરે છે જેની ઉપર કબરો બનાવવામાં આવેલ છે અને એમાં એતેકાફ કરે છે. જેવી રીતે મુશ્રીકો દૂરદૂરથી એમની ઝિયારત માટે આવતા રહે છે. (તજલ્લીયાતે રબ્બાની)

## વીતેલો ઈતિહાસ :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) એ જુદી જુદી જગ્યાએ લખ્યું છે કે :- ઈતિહાસના દરેક દૌરમાં શીયાઓએ કાફિરો અને મુશ્રીકોનો સાથ આપ્યો છે અને ઈસ્લામ સાથે બેવફાઈ કરી છે અને ઈસ્લામી સલ્તનતને નુકસાન પહોંચાડયું છે. (તારીખે દાવતો અઝીમત)

હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે સહાબાએ કિરામ તો તમામ 'ઉમ્મતે મોહંમદિયા' માં કે જે બેહતરીન ઉમ્મત છે એ સૌમાં બેહતરીન છે. એમનો જમાનો આપ (સ.અ.વ.) ના ઈર્શાદ મુજબ બેહતરીન જમાનો છે એમના નબી (સ.અ.વ.) જેમને એમણે ઈમાનની હાલતમાં રૂબરૂમાં જોયા છે અને જેમની સોબતમાં તેઓ રહ્યા છે તેઓ તમામ અંબિયા અને મુરસલીનમાં અફઝલ છે.

જો સહાબાએ કિરામ (રદી.) એવી ગલત આદતોથી જોડાયેલા હોત કે જેનાથી ઉમ્મતનો મામુલીમાં મામુલી માણસ પણ શરમ અનુભવે તો પછી તેઓ ઉમ્મતમાં સૌથી 'બેહતરીન ઉમ્મત' કેવી રીતે થઈ શકતા ?

એક વાત તો સૂરજની જેમ રોશન અને પહાડની જેમ અડગ છે કે કોઈ વલી કોઈપણ સહાબી (રદી.) ના મરતબા સુધી નથી પહોંચી શકતો પછી નબીના બુલંદ મરતબાની તો વાત જ શી કરવી ? શેખ શિબ્લી (રહ.) એ ફરમાવ્યું છે કે જેણે રસુલુલ્લાહ (સ.અ.વ.) ના સહાબીઓની તાઝિમ નથી કરી એ હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સ.અ.વ.) ઉપર ઈમાન નથી લાવ્યો. (તજલ્લિયાતે રબ્બાની)

## એહલે સુન્નતવલ જમાઅત સાચા માર્ગ ઉપર :

ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) લખે છે કે : ઈસ્લામી ફિરકાઓમાં ફક્ત એહલે સુન્નત જ સાચા માર્ગ ઉપર છે અને કોઈપણ જાતની મૂંઝવણો કે ગૂંચવણોથી આઝાદ છે એમની નજરમાં એહલે બૈયતની મહોબ્બત અને સહાબાએ કિરામ (રદી.) ની તાઝીમમાં કોઈ ભેદ નથી. એમણે આ બંને નેઅમતોને સાચવી રાખી છે અને એ જ સાચો ઈસ્લામ છે.

આપ લખે છે કે : એહલે સુન્નત વલજમાઅત તમામે તમામ મુસલમાનોની દોસ્તીનો દમ ભરે છે અને ઈલ્મ અને ઈન્સાફ સાથે જ બધાની સાથે વાતચીત કરે છે તેઓ ન તો જાહિલોમાંથી છે કે ન તો ખુદગરજોમાંથી. તેઓ રાફજીઓ અને ખવારીજો બંને ફિરકાઓથી નારાજ છે. તેઓ એમની પહેલાં અને આગળ થઈ ગયેલાં તમામે તમામ પર અકીદો રાખે છે અને સહાબાએ કિરામની મહોબ્બત અને કદરો એહતરામને દિલોજાનથી કબૂલ કરનારા છે અને એમની તારીફ કરવાના આદિ છે અને આ બધાની સાથે 'એહલે બૈતે કિરામ' ના હકોની અદાયગી જરૂરી સમજે છે. જે શરીઅતથી સાબિત છે. (તારીખે દાવતો અઝીમત)

## દીવાને મશાયખનો તેહકીકી મકામ :

સૈયદ પીર મશાયખ (રહ.) એ જે જે કિતાબોમાં ઈમાન અને અકીદાઓ વિશે તેમજ દીની એહકામોના મસલાઓ વિશે લખ્યું છે એ સૌ હદીસ શરીફની અને ફિકહાની મોઅતબર કિતાબોમાંથી લીધેલ છે. જેવી કે, હદીસ શરીફની મોટી છ કિતાબો અને મિશ્કાત શરીફ, મિશ્કાત, સરહે વકાયા, કન્ઝુલ દકાઈક વિગેરે.

આપે એ મસલાઓ અને દીની એહકામોને ઉપરોક્ત કિતાબોના હવાલાઓથી અને સહી રીવાયતોની સાથે એકઠાં કરેલ છે અને એ મેઅયાર જરૂરી પણ હતો કારણકે એ મસલાઓનો સંબંધ દીની એહકામોની સાથે છે. એટલે એના મકામની બુલંદી કાયમ રાખેલ છે.

તે ઉપરાંત તસવ્વુફ, તફસીર, તારીખ અને ફઝાઈલ માટે

ખુલાસતુસ્સીઅર, મવાહિબે લદુનિયા, અહયાઉલ ઉલુમ, મઆલિમુત્તન્ઝીલ વિગેરે કિતાબોના પણ હવાલા છે. સૈયદ પીર મશાયખ (રહ.) લખે છે.

તો સુનો રે મુરીદ જો હો રે મેરે
મેં તેહકીક કર લીખતા હું બૂઝિયો સવેરે
મેં કહીં જાગો દેખકર બયાન હું કરતા
મેં તેહકીક કિયે બિના એક બોલ નહીં લિખતા
(ઈબાદત)

આપ ફરમાવે છે કે હું જે કંઈ પણ લખું છું તે પૂરેપૂરી તેહકીક કરીને જ લખું છું. તેહકીક વગર હું કશું જ લખતો નથી.

**મોમિન કૌમનો કોઈપણ માણસ સૈયદ પીર મશાયખ (રહ.) ના મહાન એહસાનમાંથી બાકાત નથી રહી શકતો :**

"દીવાને મશાયખ' ગુજરી ભાષામાં હોવાથી આપણે એનો ફાયદો ઉઠાવી શકવા લાચાર છીએ પણ તેને લખનાર હઝરત સૈયદ પીર મશાઈખ (રહ.) ના મહાન એહસાનમાંથી કોઈપણ બાકાત રહી શકતો નથી. "જે ઈન્સાનોનો શુક્રગુઝાર નથી થઈ શકતો તે અલ્લાહનો પણ શુક્રગુઝાર નથી."

હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ના જમાનામાં થઈ ગયેલ આપણા બાપદાદાઓ 'ગુજરી' બોલી બોલતા હતા અને તેઓ ગામડાઓમાં રહેતા હતા. મોટે ભાગે એમનો ધંધો ખેતીનો હતો. હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ની બોલી 'ગુજરી' ન હતી. આપ સૈયદ ખાનદાનમાં પૈદા થયા હતા અને અમદાવાદમાં ઈલ્મ હાસિલ કરીને ફક્ત મોમિન કૌમને સાચા માર્ગે લાવવા માટે અને એમની સાથે સંબંધો કાયમ કરવા માટે જ આપે ગુજરી બોલી શીખી. કારણકે એકજ બોલી બોલનારાઓમાં અરસપરસ મહોબ્બત વધારે હોય છે.

એજ કારણ હતું કે અંબિયાએ કિરામ અલયહિસ્સલામને જે કૌમ તરફ મોકલવામાં આવતા હતા. બારીતઆલા એજ કૌમમાંથી એમને પેદા કરતા હતા. જેથી કૌમ અને નબીમાં આપસમાં મહોબ્બત કાયમ રહે અને કૌમ નબીના ફૈઝથી પૂરેપૂરો લાભ ઉઠાવી શકે.

બસ ! મોમિન કૌમ પોંતાની બોલીમાં લખાયેલ કિતાબથી પૂરેપૂરો નફો હાસિલ કરીને સાચા માર્ગે આવી જાય એજ નેક નિયતથી સૈયદ પીર મશાયખ (રહ.) એ 'દીવાને મશાયખ' ગુજરીબોલીમાં લખ્યું અને મોમિન કૌમે પણ એ કિતાબની કદર કરીને લગભગ અઢીસો વર્ષ સુધી તેને પોતાના જીવની જેમ સાચવેલ છે અને કુરઆન અને હદીસનો સંદેશો આપનાર માનીને તેનાથી પૂરેપૂરો ફાયદો હાસિલ કરેલ છે અને આપે આ મહાન કામ ફક્ત એક અલ્લાહની રજામંદી અને ખુશ્નૂદી હાસિલ કરવા માટે કરેલ છે એ વિશે આપ 'દીવાને મશાયખ' માં લખે છે. :-

રબ હૈ જાનતા મેં કિયે જે કામા
રબ અજર દેવે મુઝે કિયામત ઠામા

"મેં જે કામ કર્યુ છે એને અલ્લાહ સારી રીતે જાણે છે. કયામતના દિવસે પરવરદિગાર મને એનો નેક બદલો અતા ફરમાવે."

એ માટે જ આપણે સૌએ હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ના ઈખ્લાસ અને બુઝુર્ગીનો ઈકરામ કરીને અને આપના નૂરાની ઈલ્મની કદર કરીને આપની તરફ મહોબ્બતનો જઝબો રાખીને આપના એ મહાન કારનામા બદલ એમના એહસાનમંદ થવું જોઈએ.

## દીવાને મશાયખની તેર કિતાબોની વિગતવાર ઓળખ :

### (૧) પહેલી કિતાબ 'નૂરનામા'

હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) એ સૌથી પહેલી કિતાબ નૂરનામા લખેલ છે. એ પહેલાં પાંચ નાની નાની કિતાબો લખેલ છે પણ એ છપાયેલ નથી. નૂરનામાની શરૂઆતમાં 'નૂરે નબવી' (નબીના નૂર) નું બયાન છે ત્યારબાદ આસમાન અને જમીનની પેદાઈશ અને તકદીર તેમજ હઝરત આદમ અલયહિસ્સલામની પેદાઈશ અને શૈતાનની ઈન્સાન તરફની દુશ્મની અને બીજા અંબિયા અલયહિસ્સલામનું બયાન છે.

એ જ રીતે મક્કા-મુકર્રમા ઉપર અબ્રહાનો હુમલો અને અસ્હાબેફીલનો અંજામ અને હુઝુર (સ.અ.વ.) ની પેદાઈશ, આપની વંશાવલી અને બીબી ખદીજાથી આપનો નિકાહ અને વહી

ઉતરવાના સમયની શરૂઆતની હાલત અને શરૂશરૂમાં ઈસ્લામમાં દાખલ થનારાઓની દાસ્તાનો અને ઈસ્લામના દુશ્મનોના એમની ઉપરના જુલ્મ સિતમની દર્દનાક વાતોનું ઝિક્ર છે. નૂરનામામાંથી બે ત્રણ અશ્આર નમૂનારૂપે તેમજ બરકતરૂપે અહીં નોંધીએ છીએ.

તૂ બખ્શનહારા હૈ; સર્જક મેરા
તૂ દુઆ રે કબૂલે હું બંદા રે બેચારા
તેરે કરમ સૂં કુવ્વત ચારે કી રે આવે
ખૂબી બંદેકી તેરે કરમ સૂં દિખાવે

અય અલ્લાહ ! તું જ બખ્શીશ કરનારો છે અને મને પેદા કરનારો છે મારા જેવા નાચીઝ બંદાની દુઆ કબૂલ ફરમાવી લે. હિંમત, હિકમત અને તૌફિક તારા ફઝલો કરમથી જ મળે છે.

ઉમ્મત નબીકી પૈરવી કરસી સુન્નત ચાલ રે
જે સુન્નતથી અવળા કરે તો ઉમ્મતીકા નોં હૈ હાલ રે...

ફરમાવે છે કે નબી (સ.અ.વ.) ની ઉમ્મતની શાન સુન્નતની પેરવી કરવામાં છે અને જે સુન્નતની ખિલાફના કામો કરે છે તો તે ઉમ્મતની શાનની ખિલાફ વર્તી રહ્યો છે.

(૨) બીજી કિતાબ "મેરાજનામા"

સૈયદ પીર મશાયખ (રહ.) એ બીજી કિતાબ "મેઅરાજનામા" લખી છે એમાં મેઅરાજ વિશેની તમામ હકીકતો વિગતવાર લખવામાં આવી છે. સાતેય આસમાનોની સફર અને જન્નત અને દોઝખની વિગતવાર હકીકતો તેમજ મેઅરાજ રૂહાની હતી કે જિસ્માની એ વિશેનું બયાન અને આખરી હિસ્સામાં આપ (સ.અ.વ.) નું મકકાથી મદીના તરફની હિજરતનું બયાન છે.

જાહિલ પીરો જે આમ લોકોને ગુમરાહ કરે છે અને એ ગુમરાહ લોકો એ જાહિલ પીરો ઉપર ભરોસો રાખીને સાચા આમાલોથી કોરા રહે છે અને એ પીરોને જન્નતના ઠેકેદારો માની લે છે. એમના વિશે હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) આ કિતાબમાં ફરમાવે છે કે :-

દેખો અબૂતાલિબ ચચા નબી કે કેહલાએ
દેખો દોઝખકે મોં હૈ વે રે લિખાએ
જૂં હાથી જેસે ડૂબે વો તીતર તાગ ન પાવે
તો મુનાફિક બાત કયૂં ના મોંહે હૈ લાવે
તો તમારે રઈસકા કૈસા હોવે રે હાલા
જૂં અબૂતાલિબ કો લિખિયા હૈ દોઝખ હવાલા
તો વે તો દોઝખમૂં કહીં લિપટા જાવેગા
તમૂં ઢૂંઢતે તો ઈસકા કહીં ઠામ ન પાવેગા

(મેઅરાજનામા)

આપ ફરમાવે છે કે અબુતાલિબ જેઓ હુઝુર (સ.અ.વ.) ના કાકા છે તેઓએ ઈમાન કબૂલ ન કરવાથી એમનું નામ દોઝખીઓની સાથે લખવામાં આવ્યું છે. તો જ્યારે હાથી જેવાઓની આ હાલત છે તો તમારા જેવા તેતર-બટેરની તો ત્યાં શી ઓખાત છે ? તમારા સરદારો અને માલેતુજારો જેઓ મોટાઈ અને અભિમાનથી ભરેલાં હોય છે તેઓ તો દોઝખની ભયંકર આગના એવા શિકાર બની જશે કે એમનું નામોનિશાન પણ કયાંય નહીં જડે.

જો ખાસ બંદે હોનેકા તુઝે હૈ રે ચાવા
તો દેખ દેખ ખાસું કી રીતે દીન રે કમાવા
વે ખાસે તો હોવે જે ખાસે અમલ કમાએ
ખાસે હોને કાજ ખાસુંકી રીત બંદે મન લાએ

(મેઅરાજનામા)

આપ ફરમાવે છે કે જો તને અલ્લાહનો હુકમ માનનાર અને મહેબૂબ બંદો બનવાની તમન્ના છે તો તું પણ નેક અને સાલેહ બંદાઓનો તરીકો અખ્તીયાર કર અને એવા નેક અને સાલેહ બંદાઓ અલ્લાહના ખાસ બંદાઓના માર્ગે ચાલીને અલ્લાહના મહેબૂબ બંદા બને છે.

(૩) ત્રીજી કિતાબ 'ગઝવાત'

આ કિતાબમાં હુઝુર અકરમ (સ.અ.વ.) ના ગઝવાત (જે જે લડાઈઓમાં આપ (સ.અ.વ.) શરીક થયા) અને "સરાયા" (એટલે કે જે લડાઈઓમાં આપ શરીક નથી થયા) ના બયાનો છે અને છેલ્લે

"હજ્જતુલ વિદાઅ" નું બયાન છે. આ કિતાબમાં જોશ અને બહાદૂરી વણાયેલાં છે. એટલે આપે પણ તેના બયાનો જૂસ્સાથી ભરપૂર વાણીમાં લખ્યાં છે. કુફ્રના મુકાબલામાં સબ્ર અને ઈસ્તકલાલ તેમજ દીનને ખાતર કુરબાન થઈ જવાનો સબક આપેલ છે.

હે આજ વે દીન નબીજી હો કેરા
તો હિંમત કરને દિલ દેવે સવેરા
સહીહ સરકે સાટે દીન કરોને પ્યારા
અને પગ તો મૂંડો ખૂબ કરને કરારા
જો ડુંગર ખિસે પણ પગ ના ખિસાવે
સહીહ દીન મોમિન ઐસા રે લાવે
(ગઝવાત)

આપ ફરમાવે છે કે : નબી (સ.અ.વ.) નો દીન આજે પણ એવો ને એવો જ છે તમે હિંમત કરીને કુરબાની આપો અને દીનથી મહોબ્બત કરો અને દીનમાં પોતાના પગોને ખૂબ જમાવી લો. પહાડ પોતાની જગ્યાએથી ભલે ખસી જાય પણ તમે દીનના માર્ગેથી પોતાના પગ ન હટાવો. અરે...જો પોતાના માથાની કુરબાની આપવી પડે તો માથું પણ દીનને ખાતર કુરબાન કરી દો, મર્દે મોમિનને માટે સાચો અને પાકો દીન ફક્ત આ જ છે.

(૪) ચોથી કિતાબ 'ગરદિયા'

આ કિતાબમાં હુઝુરે અકરમ (સ.અ.વ.) ની આદતો અને આપની મુબારક રીતભાતના બયાનો છે. આપનો દેખાવ, આપનાં અખ્લાક, તમામ લોકો સાથેનો આપનો વહેવાર, આપની ઈબાદતો, અલ્લાહની સામેની આહોઝારી વિગેરેના બયાનો છે.

ઉપરાંત હુઝુરે અકરમ (સ.અ.વ.) ના મુબારક નામો તેમજ પોતાની નેક પાક બીવીઓના બયાન છે. જે પણ સારા ગુણો તમામે તમામ અંબિયા (અ.સ.) માં હતા તે તમામ ગુણો આપ (સ.અ.વ.) ની એક જ મુબારક ઝાતમાં મૌજુદ હતા તેનું બયાન છે.

આજ કિતાબમાં દીનની તબ્લીગ વિશે આપ ફરમાવે છે :-

બેગે આહૂ ભાઈ દીન કે મેરે રે
સુનસુન ઈસકો બૂઝ સવેરે રે
દીન કાજ મિલ કીજીયે સામાના રે
ઘર ઘર દોળો મનકે ધાના રે
ખેંચ પકળ એક એકકો લાહો રે
કુફ્ર તોળ લે દીન મોં બાહો રે
ફિર ફિર આવે ના એસા ટાના રે
ભાઈ મેરે દીનકે હો મરદાના રે
સુન ભાઈ દીનકી યે સહી બાતી રે
જે કામ કિયા મુબારક ઝાતી રે

(ગરદિયા)

આપ આપના મોમિન મુરીદોને દીનની તબલીગ કરવા માટે જોશ અને હિંમત આપે છે. ફરમાવે છે કે હે મારા દીની ભાઈઓ ! મારી પાસે આવો ! અને તરત મારી વાત સમજવાની કોશિશ કરો કે આપણે બધા જ હળીમળીને દીનની તબલીગ માટે એક સાથે ઘરેઘર જઈએ અને લોકોને કાફિરીયતમાંથી બહાર કાઢીને હાથ પકડીને સાચા દીનમાં લઈ આવીએ. જુઓ ભાઈઓ ! આવો મુબારક મોકો વારેવારે નથી આવતો. દીનને માટે પૂરેપૂરી મર્દાનગીથી તૈયાર રહો અને દીનની તબ્લીગંનો આજ સાચો તરીકો છે જે કામ આપ (સ.અ.વ.) ની મુબારક જાતે પણ કરેલ છે.

બાતોં સુનતે દીનકી પાના હૈ ઈસ્લામ
સુને બિના ના ધરના મોમિન કેરા નામ
નબીજીકી રીતકો દેખકર મોમિન કરના કામ
જો સુન્નતકી કરસી પેરવી પાસી જન્નત ઠામ

(ગરદિયા)

ફરમાવે છે કે દીનની વાતો સાંભળવાથી ઈસ્લામની દૌલત હાથ લાગશે. દીન અને ઈમાનની વાતો સાંભળ્યા વગર સાચા મોમિન કેવી રીતે બનશો ? મોમિન તો હુઝુર (સ.અ.વ.)ના તરીકા પ્રમાણે જ જીવન ગુજારે છે.

અને જે કોઈપણ આપ (સ.અ.વ.) ની સુન્નતની પેરવી કરશે એનું ઠેકાણું જન્નત છે.

## કિતાબ ગરદિયા (અખ્લાકુન્નબી સ.અ.વ.) માંથી આપ (સ.અ.વ.) ના અખ્લાકના નમૂના :

વે તવાઝોઅ થે કરતે અદલ હો સેતી
સુલ્હ એસીથી અસ્હાબોંકી ઝાતરે જેતી
વે બુઝ્રર્ગો કો વિકાર સું થે બુલાતે સુનાતે
સબ એસી તો તવાજો વે મન થે લાતે
(ગરદિયા)

ફરમાવે છે કે આપ (સ.અ.વ.) નમ્ર અને ઈન્સાફપસંદ હતા જેથી સહાબાએ કિરામ આપની ઉપર ફિદા થઈ ગયા હતા અને આપ (સ.અ.વ.) પોતાનાથી મોટાઓને ખૂબ જ માન-ઈકરામથી બોલાવતા. આપની આ નમ્રતા જોઈને સહાબાએ કિરામે પણ એવી જ નમ્રતા અખ્તીયાર કરી હતી.

સબ નને કૂં રહમ સૂં બુલાતે આયા
કે નહીં ઓસ દિલ કો લાગે રે તાયા

અને આપ (સ.અ.વ.) નાના બાળકોને રહેમ અને લાગણીથી બોલાવતા જેનાથી એ બાળકોને આપનાથી અજાણપણું લાગતું નહીં અને આપે ઉમ્મતને પણ એ જ તાલીમ આપી છે. આપ (સ.અ.વ.) નું ફરમાન છે. "જે પોતાના બાળકો પર રહેમ ન કરે અને પોતાના વડીલોની ઈજ્જત ન કરે એ અમારામાંથી નથી." સહાબાએ કિરામ (રદી.) હુઝુર (સ.અ.વ.) ના એ ફરમાનની અમલી તસ્વીર હતા.

ભી નબીજીકા ખલ્ક યે દેતે રે ખાના
અને સલામ થે કરતે નબી લિખે સૂં જાના

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે આપ (સ.અ.વ.)ના પાક અખ્લાકમાં એ પણ સામેલ હતું કે આપ અજાણ્યા લોકોને ખવડાવતા અને આપસમાં સલામ પણ કરતા અને ઉમ્મતને પણ આપે એ જ તાલીમ આપી છે આપનું ફરમાન છે "સલામ કરતા રહો અને લોકોને ખવડાવતા રહો ભલે એમની સાથે ઓળખાણ હોય કે ન હોય."

અને બીમાર કે પાસ નબીજી રે જાતે
ઓ સે જા કર પૂંછતે બોલને બતાતે
પિછે હોતા સાલેહ કે તાલેઅ રે કહીએ
નબી દોનોં કે પાસ જાતે યે સુનકર લહીએ

ફરમાવે છે કે આપ (સ.અ.વ.) બીમારોંની દેખભાલ અને સારવાર કરતા. ભલે એ બીમાર માણસ નેક હોય કે બૂરો. આપ દરેકની પાસે જતા અને એની તબીયત વિશે પૂછપરછ કરતા અને બીમારને દિલાસો આપતા અને તેને માટે દુઆ ફરમાવતા.

અને જનાઝે જે કહીએ મોમિનોં રે કેરે
આપ કદમ મુબારક વો ધરતે સવેરે
અને રીયાઅત કરતે હક હમસાયે કેરી
પીછે કાફિર કે મોમિન હોવે સુનિયો સવેરી

ફરમાવે છે કે આપ (સ.અ.વ.) મુસલમાનના જનાઝામાં સામેલ થતા અને તેની સાથે સાથે ચાલતા અને પાડોશીનો ખ્યાલ રાખતા ભલે પછી એ પાડોશી મુસલમાન હોય કે કાફર, એમાં આપ કોઈ ભેદભાવ ન રાખતા. દરેકની સાથે ભલાઈનો અને સારો વહેવાર અને વર્તાવ કરતા.

અને ખાના નબીજી આપ કબૂલ કિરાતે
પિછે ગુલામ કે આઝાદ વે ખાના રે ખિલાતે
અને દેતે નબીજી દુઆ બરકત કેરી
સો મુઝૈફ કે કાજ યે સુનિયો સવેરી
જે ને ઝિયાફત કેતી હે મેહમાની નામા
નબી દુઆ થે માંગતે ઈસ બરકત કામા

ફરમાવે છે કે આપ (સ.અ.વ.) દરેકની દઅવત કબૂલ ફરમાવતા. ભલે દઅવત આપનાર ગુલામ હોય કે આઝાદ, બંનેની દઅવત કબૂલ ફરમાવતા અને આપ (સ.અ.વ.) દઅવત આપનારને માટે બરકતની દુઆ ફરમાવતા.

દેખ એસી રે ખૂબી સૂં હે નબીજી હમારા
ફટ પાપી મુનાફિક ના બૂઝે રે ગમારા

દેખો મહેમાની કબૂલ નેં દુઆ હે કરની
યે સુન્નતકી રીતા સહીહ મન ધરની

ફરમાવે છે કે : ઓ જાહિલ ગમાર ! ધ્યાન આપ ! જરા વિચાર કર ! અમારા નબી (સ.અ.વ.) કેટકેટલી ખૂબીઓના માલિક છે અને જૂઓ મહેમાની કબૂલ કરવી જોઈએ અને મહેમાની કરનારને માટે બરકતની દુઆ કરવી જોઈએ એ જ સુન્નતનો તરીકો છે એને ધ્યાનમાં રાખો.

અરે સુનસુન ગાફિલ જાગ રે ભાઈ
નબી કે દીનકી તૂ દેખ રોશનાઈ
કે ગુમાન તો કિસી ઠામ દિખાવે નોંહા
હોંવે ખલ્ક મુહમ્મદી ઐસા મોમિનોં મોંહા
જો કભી તુઝે મોમિન હૈ હોને કા ચાવા
તો યે રીત સર ધર કેહ મન કે ભાવા

ફરમાવે છે કે ભાઈ ! સાંભળ ! અને ગફલતમાંથી જાગ ! નબી (સ.અ.વ.) નો દીન કેટલો નૂરાનીયતથી ભરપૂર છે અને તેનું નૂર બધી જ જગ્યાએ ફેલાયેલું છે અને મોમિનોમાં ખોટું અભિમાન અને હુંકડાઈ જરાપણ નથી હોતી. નબી (સ.અ.વ.) ના આ જ અખ્લાક હતા. જો તારા દિલમાં પણ સાચા અને પાકા મોમિન બનવાની તમન્ના છે તો આ જ તરીકો દિલોજાનથી અપનાવવાની કોશિશ કર. આ જ વાતને શેખ સાદી (રહ.) ફરમાવે છે, "જો તારે બુલંદી ઉપર પહોંચવું હોય તો નમ્રતા અને આજીઝીના માર્ગે પહોંચી શકશે."

કેટલાક લોકો ખોટાખોટા અભિમાનોમાં મસ્ત રહીને કેટલીયે ભલાઈઓથી મેહરૂમ રહી જાય છે. આ જ વાતને મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે :- ખ્વાજા (સરદાર) વિચારે છે કે તેને કંઈક મળી ગયું છે પણ ખરેખર ખોટા અભિમાન સિવાય કશું જ હાસિલ થયું નથી.

ખાતમ અંબિયા રબને ઐસે બનાએ જાનરે ઐસે બનાએ જાન
સબ ખૂબી સૂં ખૂબ હૈ મુહમ્મદ નામ પહેચાન રે મુહમ્મદ નામ પહેચાન

ફરમાવે છે કે બારીતઆલાએ ખાતિમુલ અંબિયા (આખરી નબી) ને તમામ ખૂબીઓના સંગ્રહ બનાવેલ છે અને આપનું નામ નામી

મહમ્મદ (સ.અ.વ.) છે અને એ નામ પણ બધી જ ખૂબીઓમાં સૌથી બેહતરીન ખૂબીઓવાળું છે એને ઓળખવાની, સમજવાની કોશિશ કર એટલે કે આપનું નામ જ ખૂબીઓવાળું છે. (મુહમ્મદનો અર્થ પણ એ જ થાય છે)

જેટલી ખૂબીઓ તમામ અંબિયા (અ.સ.) માં છે એટલી ફકત આપની એકજ ઝાતે મુબારકમાં મૌજૂદ છે. એક રિવાયતમાં છે કે સહાબાએ કિરામ (રદી.) એ હુઝુર (સ.અ.વ.) ને અર્ઝ કરી કે અબુલહબની બીવી આપને 'મુઝમ્મમ' એટલે કે ''બૂરાઈઓવાળો'' કહે છે અને ગાળો આપે છે !

આપ (સ.અ.વ.) એ જવાબ માં ફરમાવ્યું કે એ ગાળો 'મુઝમ્મમ' ને આપે છે અને હું 'મુઝમ્મમ' નથી બલ્કે 'મુહમ્મદ' એટલે કે ''ખૂબીઓવાળો'' છું આનાથી જાહેર થાય છે કે આપનું નામ ખૂબીઓથી ભરપૂર છે.

(૫) પાંચમી કિતાબ ''મોઅજીઝાત''

આ કિતાબમાં સૈયદ પીર મશાયખ (રહ.) એ આપ (સ.અ.વ.) ના મોઅજીઝાતનો (કરામતો) નો સંગ્રહ કરેલ છે. ઉપરાંત ઔલિયાએ કિરામની કરામતોનો પણ ઝિક્ર છે.

શાહ આલમગીર (રહ.) ને બીજાપુર અને ગોલકુંડામાં ફતેહ આપની દુઆઓના તુફૈલથી નસીબ થઈ હતી તેનો પણ ઝિક્ર છે અને મોમિનોને મુનાફિકોથી દૂર રહેવાની હિદાયત પણ એમાં છે.

મોમિન કો બાત યે ભાતી રે
મુનાફિકકી છાતી જલ જાતી રે
સુન કરે મોમિન રલિયા રે
મુનાફિક ભાગ ફિરે ગલીયા રે
મોમિન કો જમીય્યત આતી રે
મુનાફિકકો દાઝ હૈ લગાતી રે
કરો ભાઈ દીન મેલા ચાવા રે
મુનાફિક ફૂટફાટ જાવા રે
દીન ભાઈ બયાન હૈ સુનતા રે
મુનાફિક જલં હૈ મરતા રે

(મોઅજીઝાત)

આપ ફરમાવે છે કે મોમિનને દીન અને ઈમાનની વાતો સારી લાગે છે અને એનાથી મુનાફિકનો જીવ બળી જાય છે. દીનની વાતો સાંભળવા માટે મોમિન દરેક વખતે એકબીજાથી મળે છે જ્યારે મુનાફિક એનાથી ઉલ્ટું ગલિયોમાં નાસતા ફરે છે અને મોમિનને સંપ અને ભાઈચારાથી રહેતાં આવડે છે જ્યારે મુનાફિકને એ વાતની ઈર્ષા અને અદેખાઈ થાય છે.

ફરમાવે છે કે દીનને માટે ઈજતેમાઓ કરો. મુનાફિક તમારી નજીક તો શું આવે પણ તમારી નજરોથી પણ દૂર ભાગી જશે. મારા દીની ભાઈઓ ! દીનની વાતો સાંભળતા રહો, મુનાફિક એ જોઈને ઈર્ષા અને અદેખાઈની આગમાં બળી મરશે.

(૬) છટ્ઠી કિતાબ 'વિસાલનામા'

આ કિતાબમાં હુઝૂર (સ.અ.વ.) ના કાકાઓ અને ફઈઓ અને ગુલામો અને બાંદીયો (દાસીઓ) અને આપના જાનવરો અને હથિયારોના વિગતવાર બયાનો છે અને દુનિયાના જુદાજુદા બાદશાહો ઉપર દીને ઈસ્લામમાં દાખલ થવાની દઅવત માટેના કાસદો મારફતે મોકલેલ કાગળો અને તેનાથી કયાકયા બાદશાહો દીને ઈસ્લામમાં દાખલ થયા એના બયાનો છે.

ત્યારબાદ આ કિતાબના નામ 'વિસાલનામા' મુજબ આપ (સ.અ.વ.) ના દુનિયાથી રુખસદ થવાના અને આપના કફન દફનનું બયાન છે અને દુનિયાથી રુખસદ થવાની પહેલાં સહાબાએ કિરામ (રદી.) ને આપે જે આખરી વસીયત ફરમાવેલ છે એનો પણ ઝિક્ર છે અને કિતાબના આખરી ભાગમાં દરૂદ શરીફના ફઝાઈલમાં પંચાવન બયાનો છે.

સૈયદ પીર મશાયખ (રહ.) હુઝુર (સ.અ.વ.) ની હદીસ બયાન ફરમાવેલ છે કે જે માણસ હુઝુર (સ.અ.વ.) નું મુબારક નામ સાંભળે અને દરૂદ ન મોકલે એ સૌથી મોટો કંજૂસ છે.

કે નબીજીકા નામ લિયા રે જાવે
કે ઈસ કાનોં વે નામ રે સુનાવે
અને નામ સુન નબી પર ન ભેજે રે સલાતા

વે પૂરા બખીલ હૈ રે સુનાતા
મત ગાફિલ હોકર બખીલ કેહલાવે
પીછે ઝબાન રે તેરી કામ ક્યા આવે
તો નેહ દુરૂદ ભેજ મુબારક ઝાતી
અને મત રે બિસારો દિન ઔર રાતી
(વિસાલનામા)

આપ ફરમાવે છે કે હુઝુર અકરમ (સ.અ.વ.) નું પાક નામ લેવામાં આવે અને એનામ સાંભળ્યા બાદ આપની ઉપર દરૂદ ન પઢે તો એ માણસ મોટામાં મોટો કંજૂસ છે. તું ગાફેલ બનીને ખુદને કંજૂસ કહેવડાવે છે માટે ગફલતને છોડી દે. તારી જીભ શુ કામમાં આવશે ? એવી પાક અને મુબારક ઝાતને મહોબ્બતથી દરૂદ મોકલો અને રાત હોય કે દિન કદી પણ આપને ભૂલો નહીં.

(૭) સાતમી કિતાબ "ખુલફાએ રાશીદીન"

એમાં ખુલફાએ રાશીદીનના ફઝાઈલ અને એમની ખિલાફતના બયાનો છે ઉપરાંત મોમિનોને ચારયારી અને એમનાથી મહોબ્બત રાખવાની તાકીદ કરવામાં આવી છે અને એ ચારેય ખલીફાઓથી દુશ્મની રાખનારાઓની ઈબાદત અલ્લાહને ત્યાં કબૂલ થતી નથી એનું બયાન છે ઉપરાંત ચારેય ખલીફાઓમાં થયેલ અંદરોઅંદરના સંબંધો-સગપણોનું ઝિક્ર છે.

હઝરત મુહંમદ મુસ્તુફા (સ.અ.વ.) ના દુનિયા અને આખેરતના વઝીર અને સાથી ખુલફાએ રાશીદીન છે એમને ખરાબ કહેનારાઓને દુનિયામાં જ અઝાબ ભોગવવો પડયો એની હકીકતો નોંધવામાં આવેલ છે અને હઝરત ઉમર ફારૂક (રદી.) અને ઉસ્માન (રદી.) અને અલી (રદી.) ની શહાદતોનો ઝિક્ર છે ખુલફાએ રાશીદીનની શાનમાં આપ લખે છે કે :-

બખ્શ તૂ ઈલાહી સરીજનહારા
હૈ બંદા આસી તેરા રે બેચારા
સો દોસ્તી ખાતમ નબીજી હો કેરી
તૂ કરમકી નઝર કર ખાલિક રે સવેરી

હૈ ઉમ્મીદ કે તૌફિક નેક રે આવે
કે ચારયારી મોમિન બંદા રે કેહલાવે
આકેબત કીજીયો ખૈર તૂ સાહબ; તૂ સત્તાર રે
સો દોસ્તી ખાતર નબીકી ભી ઓનૂં કે ચારયાર રે

આપ રબ્બુલઈઝઝતની બારગાહમાં દુઆ ફરમાવે છે કે અય અલ્લાહ ! તારો બંદો ગુનેહગાર અને આજીઝ (લાચાર) છે. તારોજ આસરો છે તું બખ્શીશ ફરમાવ. નબીએ ખાતમની મહોબ્બતના તુફૈલમાં અય ખાલિક અને માલિક ! રહેમોકરમની નઝર ફરમાવ. જો તું નેક તૌફિકથી નવાજી લે તો જ બંદો ચારયારી થઈને ખુલફાએ રાશીદીનનો તરીકો દિલોજાનથી કબૂલ કરવાવાળો બની શકે. અય અલ્લાહ ! ખુલ્ફાએ રાશીદીનના દુશ્મનોથી તું અમને તારી પનાહમાં રાખજે, અય સત્તાર ! અમારી આખેરતમાં ખેર અને ભલાઈ નસીબ ફરમાવજે, એ આખરી નબીના તુફૈલમાં કે જેને તેં ચારયારની નવાજેશ ફરમાવી.

(૮) આઠમી અને નવમી કિતાબ 'મકતૂલનામા' ભાગ-૧અને ભાગ-૨

આ કિતાબ દીવાને મશાયખના આઠમા અને નવમા ભાગરૂપે મશહૂર છે. એમાં હઝરત હુસૈન (રદી.) અને આપના કુટુંબીઓની શહાદતની હકીકતો અને બીજા ઈમામોની હકીકતોનું વિગતવાર બયાન છે. સૈયદ પીર મશાયખ (રહ.) એ કરબલામાં હઝરત હુસૈન (રદી.) ની શહાદતની ઘટના એવી રીતે બયાન ફરમાવેલ છે કે જેમાં કેટલીય વાતો ઈબરત લેવા જેવી છે.

જેમકે હઝરત હુસૈન (રદી.) નું જંગ ચાલુ હોવાની હાલતમાં પણ નમાઝ અદા કરવું ઉપરાંત આટલી મોટી મુસીબતો આવવા છતાં સબર અને હિંમત ન છોડવી અને પોતાની અને પોતાના કુટુંબીઓનો જાન બચાવવા માટે કોઈપણ જાતના છળકપટ, બનાવટ કે જૂઠ (તકીયા) નો આશરો ન લેવો ઉલ્ટું સચ્ચાઈને માટે પોતાની જાન કુરબાન કરી દેવી.

ઉપરાંત સૈયદોની ફઝીલત અને અહમીયતમાં અતિશયોકિત કરનારાઓ માટે આપે ફરમાવ્યું છે કે નજાત (બખ્શીશ) ને માટે ફકત સૈયદ

હોવું કાફી નથી પણ ઈમાનની સાથે સાથે નેક આમાલની શર્ત છે. નેક આમાલ અખ્તીયાર કર્યા વગર સૈયદોની પણ બખ્શીશ થશે નહીં. આપ લખે છે કે :

સુનો બીબી ફાતમા ઉમ્મતે શહજાદી
જે સૈયદોં કેરી બૂઝો રે દાદી
બીબી સાહબ કે ફરઝન્દ સૈયદ કેહલાએ
સહી આતિશ સેતી પીછે રે રખાએ

સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવે છે કે હઝરત ફાતેમા (રદી.) આ ઉમ્મતની શાહઝાદી છે અને તમામ સૈયદોની દાદી અમ્મા છે અને આપના જ ફરઝન્દોને સૈયદ કહેવામાં આવે છે. જે સંતાન હઝરત ફાતેમા (રદી.) ની જીંદગી મુજબ પોતાની જંદગીને પણ નેક આમાલવાળી બનાવશે એનો બખ્શીશ પામનારાઓમાં શુમાર થશે અને દોઝખની આગથી દૂર રહેશે અને જે કોઈ સંતાન હઝરત ફાતેમા (રદી.) ની જીંદગીથી અવળી રીતના અમલ કરશે તો પછી બખ્શીશ પામનારાઓમાં એનો શુમાર ક્યાંથી થઈ શકશે ?

જેવી રીતે હઝરત નૂહ (અ.સ.) નો બેટો નાફરમાન હોવાને કારણે પાણીમાં ડૂબાવી દેવામાં આવ્યો. નૂહ (અ.સ.) પોતાની નજરોની સામે જ એને ડૂબતો જોઈ રહ્યા હતા છતાં બચાવી શકયા નહીં ઉલ્ટું અલ્લાહની હઝુરમાં એને બચાવી લેવાની અરજ ગુજારવામાં આવી તો "એ આપના નેક સંતાનોમાંથી નથી" એમ ફરમાવીને આપની અરજને રદ કરી દેવામાં આવી.

આનાથી જાહેર થાય છે કે બખ્શીસની લાયકાતને માટે નેક આમાલ જરૂરી છે. બિચારા ઘણાખરા જાહિલ લોકો પીરને માટે ફક્ત સૈયદ હોવું એટલું જ કાફી માનતા હતા અને એ સાદાત પીર એહલેબૈતની મહોબ્બતના ખોટાખરા કિસ્સાઓ સંભળાવીને જાહિલ મુરીદોને પોતાની માયાજાળમાં જકડી રાખતા હતા અને પોતાના ચાહક બનાવી દેતા હતા અને એ રીતે સાદાત પીર આપના દાદા વડદાદાઓની ઓલાદોમાંથી હતા એટલે સૈયદ પીર મશાયખ (રહ.) એ આમ જાહિલ લોકોને પેટ ભરૂ સૈયદોની હકીકતો અને એમના કરતૂતોથી સાવધાન કર્યા છે.

આજ મકતૂલનામામાં આપ લખે છે :-

ઈબ્ને સૈયદ રહમતુલ્લાહ નામ રે કહીએ
ઈબ્ને કબીરૂદ્દીન સદરૂદ્દીન નસલમોં લહિએ
સુનો બહોત થે ફરઝંદ ઉનો હોં કેરે
વે જાહિલ હોવળે બહોત સુનિયો સવેરે

આપ ફરમાવે છે કે સૈયદ રહમતુલ્લાહ અને સૈયદ કબીરૂદ્દીન અને સૈયદ સદરૂદ્દીનની ઔલાદ ઘણી થઈ છે. પણ તેમાં ઘણા ખરા જાહિલ અને કપૂત પાક્યા છે. અહીંયાં એક મિસાલ પણ આપેલ છે કે હુમા પંખી દુનિયામાંથી રુખસદ થઈ જાય તો ઘૂવડની છાયામાં બેસવાનું કોઈ પસંદ કરતું નથી.

## "મક્તૂલનામા" લખવાનાં કેટલાક કારણો :

સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબ મકતૂલનામામાં ઈમામોની હકીકતો અને ખાસ કરીને કરબલાની ઘટનાનું વિગતવાર બયાન ફરમાવેલ છે અને શીઆ બિરાદરોને એ બયાનોથી ખાસ દિલચશ્પી રહે છે એ કારણે જ સૈયદ પીર મશાયખ (રહ.) એ એને લખતાં પહેલાં મૂંઝવણ અનુભવી પણ કેટલાક ચોક્કસ કારણોસર એ હકીકતોને લખવી જરૂરી માનીને 'મકતૂલનામા' કિતાબ લખેલ છે. એ ક્યા કારણો અને જરૂરીયાતો હતી એને આપે આપની કિતાબમાં બતાવેલ છે જે આ મુજબ છે.

પહેલું કારણ એ છે કે આ મુલકમાં ઘણાબધા રાફજીઓ રહે છે અને તેઓ લોકોને સાચા માર્ગેથી ભટકાવતાં રહે છે અને કરબલાની ઘટનાનું ગામડાઓમાં જાહિલ લોકોની પાસે જઈને એહલે બૈયતનું નામ આપીને ખૂબ જ જૂઠી રીતે બયાન કરે છે અને કરબલાના કિસ્સાથી તેઓ લોકોને શીઅતની તરફ ખેંચવાનો જરીઓ બનાવતા હતા.

બીજું કારણ એ છે કે તેઓ અંબિયાએ કિરામના તમામ ફઝાઈલ ઈમામોને નામે ચડાવી દઈને અંબિયાએ કિરામથી પણ તેમનો મરતબો મોટો સાબિત કરતા હતા.

ત્રીજું કારણ એ છે કે શીઆઓના આ પ્રચારકો મારા મુરીદોમાં જઈને મને એ ઈમામોની હકીકતોથી અજાણ અને બેખબર જાહેર કરતા હતા અને દલીલ એવી કરતા હતા કે સૈયદ પીર મશાયખ (રહ.) ઘણી બધી કિતાબો તો લખે છે પણ જો એમને ઈમામોની શહાદતોનું પણ ઈલ્મ હોત તો એને પણ લખતા. શીઆ પ્રચારકોની આવી બનાવટોથી મારા મુરીદો મારાથી દૂર અને એમનાથી નજીક થઈ રહ્યા હતા.

ચોથું કારણ એ છે કે આમ લોકોને દીન ઉપર ચાલવાથી થોડી ઘણી પણ તકલીફોનો સામનો કરવો પડે છે તો તેઓ બેદીન અને મુરતદ થઈ (દીનમાંથી નીકળી) જાય છે.

આ ''મકતૂલનામા'' ની હકીકતોથી હું એવા લોકોને એ સાબિત કરી બતાવું કે જુઓ દીનને ખાતર તો ખુદ આપ (સ.અ.વ.) ના નવાસાઓ અને કબીલાએ પોતાના જાન સુધીની કુરબાની આપી દીધી છે જેથી આ હકીકતોથી આમ લોકોને સબ્ર અને હિંમતની તાલીમ મળી રહે.

પાંચમું કારણ એ કે હઝરત હુસૈન (રદી.) એ જંગની હાલતમાં પણ નમાઝ છોડી નથી જો આપણને પણ હઝરત હુસૈન (રદી.) અને એમના કબીલાથી સાચી મહોબ્બત હોય તો એમના એ તરીકા ઉપર અમલ કરવો જોઈએ.

છઠ્ઠું કારણ એ કે દીનમાં ''તકીયા'' ની એટલે કે જૂઠ અને બનાવટની કોઈ ગુંજાઈશ નથી. જો ઈસ્લામમાં એની છૂટ હોત તો હઝરત હુસૈન (રદી.) પોતાની અને પોતાના કબીલાની જાનો ''તકીયો'' કરીને બચાવી લેતા પણ આપે કોઈપણ જાતના છળકપટ કે બનાવટ કર્યા વગર તમામને પ્યારા દીન ઉપર કુરબાન કરી દીધા પણ ''તકીયા'' જેવી નાપાક વસ્તુને અપનાવી નહીં.

એટલે ઉપરોક્ત બધા કારણોસર 'મકતૂલનામા' લખવાની ખાસ જરૂરત દેખાઈ. જેથી કરબલાના વાકેઆને એના સાચા રંગમાં પેશ કરી શકું અને સાબિત કરી બતાવું કે દીનના માર્ગમાં અજમાઈશ અને સખ્તીનો સામનો કરવો પડે તો ગભરાવવું જોઈએ નહીં બલકે સબ્ર અને હિંમતથી કામ લેવું જોઈએ પછી ભલે દીનને ખાતર જાન કુરબાન કરવી પડે.

વળી "તકીયા" ની દીનમાં એહમિયત અને જરૂરત હોત તો હઝરત હુસૈન (રદી.) જરૂર એ રીતને અપનાવતા પણ "તકીયો" એક પ્રકારનું જૂઠ અને બનાવટ છે એટલે હઝરત હુસૈન (રદી.) એ આખો કબીલો દીનને ખાતર કુરબાન કરી દીધો પણ "તકીયો" અપનાવ્યો નહીં.

વળી ઈમામોને અલ્લાહના બંદા જાહેર કરું અને હઝરત હુસૈન (રદી.) નું આપ (સ.અ.વ.) ના નવાસા અને સૈયદ હોવું જાહેર કરું તેમજ આપની બંદગીની શાન ઉજાગર કરું. જેથી એમના વિશે ખોટા અકીદાઓ કાયમ કરવાથી બચી શકે અને આ લોકો કરબલાની દાસ્તાનના દીવાનાઓ છે એટલે એમની એ જરૂરીયાત પણ હું જ પૂરી કરું જેથી એ બહાનાથી પણ તેઓ બીજાઓના હાથા ન બની જાય.

ઉપરોક્ત ચોક્કસ કારણોસર સૈયદ પીર મશાયખ (રહ.) એ 'મકતૂલનામા' બે ભાગમાં લખેલ છે.

ઉસ કાજે હું લિખતા યે મકતૂલનામા
સો પળા હૈ કહીં ઠામ ઈસકા કામા
ઉસ કાજે લિખના મુજે હુવા રે જરૂરા
તો ચાહતા હું કે લિખું મેં બયાન રે પૂરા
મત અકીદે મૂં કોઈ શક રે લે આના
કે સુન્નત જમાઅત બિન મુજે રે બતાના
સુનો ઈમામોંકા લિખિયા મકતૂલનામા
કિતને સબબૂં હું કાજે હુવા લિખને કા કામા

(મકતૂલનામા)

**૧૦ મી અને ૧૧ મી કિતાબ ઈમાન ભાગ-૧ અને ૨ :**

ઈમામની ફસલોમાં "મિશ્કાત" માંથી હદીસો બયાન કરવામાં આવી છે. 'ઈમાને મુફસ્સલ' નો બયાન કરેલ છે ઉપરાંત ઈબાદત અને બંદગીની હકદાર ઝાત ફક્ત એક અલ્લાહની છે. દીન અને ઈમાનની વાતો સાંભળતા રહેવાથી ઈમાન તાજું થાય છે. અલ્લાહતઆલાને

નરમાશ અને આજીઝી ખૂબ પસંદ છે અને ઈસ્લામના કલ્માને નાતે તમામ મુસલમાનો ભાઈભાઈ છે વિગેરે બયાનો છે. આપે નીચે બતાવેલ અશ્આરોથી ઈસ્લામના અરકાન બયાન ફરમાવેલ છે.

કે ઈબાદત કર રબ હો કેરી
યે ફરમૂદા નબી કા તુમ સુનિયો સવેરી
કે રબ નાહી શરીક કુછ કરે રે નાહાં
કે એક કર રબ કો સહી બૂઝ મન માંહા
અને નેહ સો કાયમ કરે રે સલાતા
અને ભી ફરમાયા દેવે રે ઝકાતા
અને રમઝાન કેરે રોઝે રે ધરાવા
અને બૈતુલ્લાહકો હજ કરની રે જાવા

આપ ફરમાવે છે કે હુઝુર (સ.અ.વ.) નું ફરમાન છે અને ધ્યાનથી સાંભળો કે એક જ અલ્લાહની બંદગી કરો. એની ઝાત "વહદહુ લા શરીકલહુ" છે માટે એની સાથે કોઈને પણ શરીક ન કરો. ફક્ત એક એની જ ઝાત બંદગીને લાયક છે, વળી નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો અને રમઝાનના રોઝા રાખો અને બૈયતુલ્લાહ શરીફની હજ અદા કરો.

**૧૨ મી અને ૧૩ મી કિતાબ 'ઈબાદત' ભાગ-૧ અને ૨ :**

'ઈબાદત ' ના ભાગ-૧ માં ઈમામ અબુ હનીફા (રહ.), ઈમામ શાફી (રહ.), ઈમામ માલિક (રહ.) અને ઈમામ અહમદ (રહ.) નું બયાન અને ચારેય મઝહબોનું બરહક હોવાનું વિગતવાર વર્ણન ફરમાવેલ છે. ઉપરાંત ઈબાદત, ગુસલ, વઝુ, તયમ્મુમના મસલાઓ અને નમાઝ તોડનારી ચીઝો, ઈમામત અને તિલાવતનું બયાન અને ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણની નમાઝો વિશેનું બયાન છે.

'ઈબાદત' ભાગ-૨ માં રોઝા, હજ, ઝકાત અને તેના જરૂરી મસલાઓનું બયાન છે. ઉપરાંત નિકાહ, મુતાઅ, મહેરમ, ગૈરઝીરહમ મેહરમ, કુરબાની, શિકાર વિગેરેના એહકામોનું બયાન છે.

ઈબાદત કેરી ફસલ કે મોંહા
સબ ફર્ઝું કી રીત પાવે ઈસ ઠોહા
ફર્ઝકી જે રીતે ચાહવે સુન મનધર મન રે
ઢુંઢે થી વે સબ પાએસી ઈબાદત ફસલ મેં રે
ઈબાદત કી ફસલ મૂં ફર્ઝૂ કા લિખિયા લેખ રે
ફર્ઝૂંકા જીસકો ચાવ હે ફિર ફેર ઈસકો દેખ રે

આપ ફરમાવે છે કે ઈબાદતવાળી ફસલમાં તમામ ફરજો લખી દીધેલ છે. જેને પણ ફરજોનો તોર તરીકો જાણવો હોય એ મારી કિતાબ "ફસલે ઈબાદત" માં શોધી લે એમાં તમામ મસલાઓ લખી દીધેલ છે.

## કિતાબ "હાદી ધરમ"

સૈયદ પીર મશાયખ (રહ.) એ તેર કિતાબો ઉપરાંત પાંચ જુદીજુદી નાની કિતાબો પણ લખી છે જેમાંની એક કિતાબ 'હાદી ધરમ' છપાઈ ગયેલ છે. આ કિતાબ મજાદરના હબીબભાઈ સુણસરાએ 'મશાયખ કાર્યાલય' માંથી છપાવેલ છે. આ કિતાબની સાથે દાઉદભાઈ સુલેમાન પટેલ પીરોજપુરીએ એનો સાર પણ લખેલ છે.

આ કિતાબમાં દુનિયાની પેદાઈશ અને રૂહની પેદાઈશ અને દુનિયા પેદા થઈ તે પહેલાંના કોલ-કરાર અને ખુદા હંમેશાંથી છે, હંમેશાં રહેશે અને એની ઝાત નિરાળી પાક અને બેએબ છે અને તેનો કોઈ શરીક નથી વિગેરે બાબતોનું બયાન છે આ વાત જૈન ધર્મસંબંધે લખેલ છે.

## ખરેખર તો દીવાને મશાયખની દસ કિતાબો છે :

ઈમાન, ઈબાદત અને મકતૂલનામા આ ત્રણે કિતાબો બબ્બે ભાગમાં છે અને દરેકને અલગ અલગ કિતાબ ગણવામાં આવેલ છે. એ હિસાબે એ (૧૩) તેર કિતાબો છે. જેને સૈયદ પીર મશાયખ (રહ.) એ 'તેર ફસલો' લખેલ છે અને 'ફસલો' નામેજ મશહૂર છે.

## દીવાને મશાયખની અનોખી ખૂબી :

સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબોમાં એક ખાસ

ખૂબી એ અખ્તીયાર ફરમાવેલ છે કે પહેલી કિતાબથી લઈને તેરમી કિતાબ સુધીનાં તમામ બયાનોનાં સળંગ નંબર આખર સુધી કાયમ રાખેલ છે. તેર કિતાબોના કુલ બયાનો બે હજાર ત્રણસો અઠ્ઠાવન (૨૩૫૮) થાય છે અને દરેક કિતાબના બયાનનો અલગ નંબર પણ લખેલ છે એટલેકે દરેક કિતાબના દરેક બયાન પર બે નંબરો લખેલાં છે એક તો સળંગ નંબર અને બીજો એ કિતાબના બયાનનો ખાસ નંબર.

જેમકે પહેલી કિતાબમાં ૧૪૭ બયાનો છે એ મુજબ હવે બીજી કિતાબનો સળંગ નંબર ૧૪૮ પણ રહેશે અને એ બીજી કિતાબનું પહેલું બયાન છે માટે એમાં ૧ (એક) નંબર પણ રહેશે.

## 'દીવાને મશાયખ' ના વિરોધીઓને આ કિતાબો છપાવવાની હિંમત કે તૌફીક થઈ શક્તી નથી :

સૈયદ પીર મશાયખ (રહ.) એ કિતાબોના બયાનોને નંબર આપવાની જે રીત અપનાવી એનો સૌથી મોટો ફાયદો એ થયો કે એમાં કોઈપણ બયાનમાંથી કે લખાણોમાંથી કાપાકૂપી કે ઓછુંવત્તું કરવાનું થાય તો તેનો તરતજ ખ્યાલ આવી જાય છે. એજ કારણ છે કે આ કિતાબના વિરોધીઓને એને છપાવવાની હિંમત થઈ શક્તી નથી કારણકે બયાનોને ઓછાવત્તા કરવાથી કે એમાં કાપાકૂપી કરવાથી એ જાહેર થઈ જાય છે.

અને જો આ કિતાબોમાં કોઈ ફેરફાર કે કાપાકૂપી કરવામાં ન આવે અને પૂરેપૂરી જેમની તેમ છાપવામાં આવે તો ગુમરાહ મુરીદોની સામે સુન્ની મઝહબની સચ્ચાઈ જાહેર અને રોશન થઈ જાય છે.

એટલેજ સૈયદ પીર મશાયખ (રહ.) ની ઔલાદમાંથી નજીકના ભૂતકાળના પીરોએ સૈયદ પીર મશાયખ (રહ.) ઉપર 'તકીયા' નો (બે ધારી વાતો કરવાનો) આરોપ મૂકીને આ કિતાબની સાથેનો પોતાના મુરીદોનો સંબંધ ખતમ કરાવી દીધો છે અને એ પીરો તેમજ એમના કેટલાય મુરીદોએ શીઆ મઝહબ અપનાવી લીધો છે એટલે તેઓ આ કિતાબોનો ફાયદો ઉઠાવવાથી મેહરૂમ થઈ ગયા છે.

એક કિતાબ 'મકતૂલનામા' જેમાં કરબલાનો કિસ્સો છે એને છપાવી છે જેમાં પોતાના મતલબના બયાનો લીધા છે પણ જે બયાનો એમની ઈસ્લાહનો જરીઓ બનતા હોય અથવા તો એહલે સુન્નત વલજમાતના મસ્લકનો ખુલાસો કરનારા હતા એમને છોડી દેવામાં આવ્યા છે. 'મકતૂલનામા' માંથી એહલે સુન્નત વલજમાઅતનો મસ્લક જાહેર કરે એવા લગભગ નેવું જેટલા બયાનો ઉડાવી દેવામાં આવ્યા છે. એનાથી સાબિત થાય છે કે આ લોકોને અલ્લાહના તરફથી તૌફીક પણ હાસિલ થતી નથી.

કારણકે એમનાં દિલ પાકસાફ નથી બલ્કે તેઓ સહાબા એ કિરામ (રદી.) અને ઔલિયાઓ (અ.સ.) થી પણ અદેખાઈ અને છળકપટ રાખે છે જેને કારણે નેક કામો કરવાથી તૌફીક ખતમ થઈ ગઈ છે.

શીઆ બિરાદરોએ બીજી બે કિતાબો 'હિદાયતનામા' અને 'તરીકત' છપાવી છે પણ એ કિતાબો સૈયદ પીર મશાયખ (રહ.) ની નથી બલ્કે આપની જુદીજુદી કિતાબોમાંથી પોતાના મતલબના બયાનો જમા કરી લીધા છે. જેમકે પીરોની એહમીયતના બયાનો લીધા છે અને જે બયાનોમાં જાહિલ પીરોને દજ્જાલ અને શૈતાન ચીતરવામાં આવ્યા છે એવા એવા બયાનોને છોડી દેવામાં આવેલ છે.

અહીં વિચારવાની વાત એ છે કે એક તરફ શીઆ બિરાદરો અને એમના પીરો પીર મશાયખ (રહ.) ઉપર આરોપો લગાવીને "આપની કિતાબો ઉપર ભરોસો રાખવા જેવો નથી" એમ કહે છે અને બીજી તરફ સૈયદ પીર મશાયખ (રહ.) ની જ કિતાબોમાંથી જેનાથી પોતાના મસ્લક અને મતલબનું નુકસાન ન થાય એવા બયાનો વીણીવીણીને કિતાબો તૈયાર કરાવી છે અને શીઆ બિરાદરો એને વાંચે પણ છે. જેમકે 'મકતૂલનામા' અને 'હિદાયતનામા' 'તરીકત' વિગેરે.

ખરેખર તો જે ભરોસાને લાયક ન હોય એવી કિતાબોના એક પણ બયાન કે લખાણને દલીલ બનાવીને ઉપયોગમાં લેવાય નહીં પણ એમની

આજ હરકતોથી એ સચ્ચાઈ આપોઆપ જાહેર થઈ જાય છે કે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબો એમની નજરમાં સાચી છે પણ તેઓ પોતાના મતલબ અને મસ્લકને ધ્યાનમાં રાખીને એ બયાનોનો ઉપયોગ કરે છે અને બાકીની વાતો જેમનાથી એમની ઈસ્લાહ થાય એને છોડી દે છે.

આવા લોકો માટે કુરાનેપાકમાં અલ્લાહપાક ફરમાવે છે કે : "શું તું નથી જોતો એણે પોતાની ખ્વાહિશોને પોતાનો માબૂદ બનાવેલ છે અને બધુંજ જાણવા અને સમજવા છતાં ખુદાતઆલાએજ એને ગુમરાહ કરી દીધેલ છે અને તેના કાનો અને દિલો પર મોહર લગાવી દીધી અને તેની આંખો ઉપર પડદો નાખી દીધો હવે અલ્લાહ સિવાય એને કોઈ સાચા માર્ગે લાવી શકે છે ? આમાંથી ભલા કેમ કોઈ નસીહત નથી લેતા?" (પારા નંબર ૨૫, આયત નંબર ૨૨)

એમના વિરોધીઓ સૈયદ પીર મશાયખ (રહ.) ની કોઈપણ કિતાબ શરૂથી આખર સુધી પૂરેપૂરી છપાવી શકવાની હિંમત કરી શક્યા નથી અને શીઅત ઉપર કાયમ રહેવાથી એવી હિંમત થઈ પણ શકતી નથી.

કારણકે સૈયદ પીર મશાયખ (રહ.) ની કોઈપણ કિતાબ એવી નથી કે જેમાં સુન્ની મઝહબના મસ્લકને ઝળહળતા સૂરજની જેમ રોશન કરી દેવામાં ન આવ્યો હોય અને શીઅતની કડકમાં કડક શબ્દોમાં પોલ ખોલી દેવામાં ન આવી હોય. એક સાચા મુજદ્દીદની એજ શાન છે.

## સૈયદ પીર મશાયખ (રહ.) ની તમામે તમામ કિતાબોનો કલમી સંગ્રહ :

'દીવાને મશાયખ' ની તેર કિતાબો અને આપની પાંચ નાની કિતાબોનો કલમી સંગ્રહ ઉત્તમ જાતના કાગળ ઉપર અને દળદાર ગ્રંથોમાં ખૂબજ સાચવીને રાખેલ ગામ 'પીરોજપુરા'ના મદ્રેસા હબીબીયાની લાયબ્રેરીમાં આજે પણ મોજુદ છે.

આજથી સિત્તેર વર્ષ પહેલાં આ કલમી નુસખાઓને સામે રાખીને તેમજ બીજી નકલોમાં જોઈ, ખરાઈ કરીને તેર કિતાબો છપાવવામાં આવી છે અને આ મુબારક કામમાં સૌથી મોટી માલી અને જાની કુરબાની હાજી જમાલુદીન સાલેહ (રહ.) ની છે અને આ કામ એ સમયમાં ખૂબજ જરૂરી હતું જેને સમયસર પૂરું કરવામાં આવ્યું. જઝાકુમુલ્લાહ...સૈયદ પીર મશાયખ (રહ.) એ જ્યારે આ મુબારક કિતાબ લખી હતી ત્યારે લગભગ ચૌદ (૧૪) મણ જેટલા (કાગળ) વપરાયા હતા અને એ વાતનો પૂરાવો આપણને એ કલમી કિતાબોનું વજન જોવાથી મળી રહે છે.

## "દીવાને મશાયખ" અને હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) :

હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) એ જ્યારે દીવાને મશાયખ (રહ.) સાથે મોમિન કૌમની બેપનાહ મહોબ્બત અને અકીદત જોઈ તો આપ પોતે પણ એ કિતાબોનો મુતાલો કરવા મજબૂર થઈ ગયા. આપે એ કિતાબોનો ખૂબ ઊંડાણથી ડૂબીને અભ્યાસ કર્યો અને એનાથી આપે એ મેહસુસ કર્યું કે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબો એહલે સુન્નત વલજમાઅતના મસ્લકનો જ સંદેશ આપનારી અને મસ્લકને ખૂબ સારી રીતે ઉજાગર કરનારી છે આપે દીન અને ઈમાનના અકીદાઓ તેમજ ઈબાદતોના એહકામો અને મસલાઓ સાચા અને મુશ્તનદ લખ્યા છે. એટલે મૌલાના મોહંમદ નઝીર સાહબ (રહ.) એ મોમિન કૌમને સાચા માર્ગે લાવવા અને સાચા દીનથી વાકેફ કરવા માટે આજ કિતાબોનો ઉપયોગ કર્યો. આપ સૈયદ પીર મશાયખ (રહ.) કિતાબોને મેહફિલોમાં પઢનારાઓને બોલાવતા અને એમની પાસે આ કિતાબો વંચાવતા અને પછી આપ પોતે તેનો સાર અને ખુલાસાઓ સમજાવતા તો કિતાબો વાંચનારાઓ પણ હેરતમાં ડૂબીને કેહતા કે અમને પણ એનો મતલબ પૂરેપૂરો સમજાયો નહોતો અમે તો ફક્ત આ કિતાબને બરકતવાળી કિતાબ માનીને કુરાનેપાકની જેમ સમજ્યા વગર પઢતા હતા પણ એમાં કેવાં કેવાં મસલાઓ અને અકીદાઓનું

બયાન છે એનાથી સાવ બેખબર હતા.

એટલેજ મૌલાના મોહંમદ નઝીર સાહબ (રહ.) દીવાને મશાયખની બાકાયદા તાલીમ મોમિન કૌમના વડીલો અને બુઝૂર્ગોને આપતા હતા. એટલે આપને આ કિતાબોથી મૌમિન કૌમની ઈસ્લાહ્ કરવા માટે ખૂબ મદદ મળી છે. હકીકત એ છે કે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાં એહલે સુન્નત વલજમાઅતના મસ્લકની સાચી તાલીમ મોજૂદ છે. (સવાંનેહ નઝીરી)

## દીવાને મશાયખમાં દીનના તમામ જરૂરી મસલાઓનો સમાવેશ કરી દીધો છે :

આપ કિતાબ 'ઈબાદત' ભાગ – ૨ ની આખરમાં લખે છે :

જેતા જેતા જરૂરી થા કામારે તમે સુનો રે
ઢુંઢ વે લિખા ઈસ ઠામા રે તમે સુનો રે
મસલે સબ ના લિખાએ રે તમે સુનો રે
જરૂરી થે લિખે મોહે આએરે તમે સુનો રે
સબ કભી લિખને જો ચાતારે તમે સુનો રે
લિખલિખ ઉમર ગમાતારે તમે સુનો રે
તો ભી સબ ના આતારે તમે સુનો રે
પિછી પળા ભી ના જાતારે તમે સુનો રે

આપ ફરમાવે છે કે દીનના મસલાઓ જે જે જરૂરી હતા એ બધાને શોધી શોધીને મેં આ કિતાબોમાં સમાવી લીધા છે પણ એક વાત યાદ રાખો કે દીનના તમામ મસલાઓ હું નથી લખી શકતો, જેટલા જરૂરી હતા એ લખી લીધા છે. આગળ ફરમાવે છે કે જો હું દીનના તમામ મસલાઓ લખવામાં આખી જીંદગી ખર્ચી નાખતો તો પણ હું દીનનું પૂરેપુરું ઈલ્મ લખી શકતો નહીં. જે સમંદરથી પણ વિશાળ છે જેની કોઈ હદ છે જ નહીં, હું લખી શકતો નહીં અને તમે પઢી પણ શકતા નહીં, માટે જ દીનના પૂરેપૂરા ઈલમને લખવા હું લાચાર છું અને તમે પઢવાથી લાચાર છો.

દીનનું ઈલમ તો બેહિસાબ અને અંત વગરનું છે. જેની હદ સુધી કોઈ પહોંચી શક્યું નથી અને ન તો પહોંચી શકશે. શેખ સાદી (રહ.) આ વિશે ફરમાવે છે કે : "આ રસ્તામાં ઘણા શૂરવીરોએ ઘોડા દોડાવ્યા છે પણ બધાજ છેવટે હારી થાકીને લાચાર થઈ ગયા છે."

સૈયદ પીર મશાયખ (રહ.) પોતાની કિતાબો વિશે ફરમાવે છે કે જે કોઈપણ દીન હાસિલ કરવાની નિયતથી એને વાંચશે અથવા સાંભળશે એની અકલ અને સમજમાં નૂર પેદા થશે એટલે કે ઈમાનનું નૂર તેને હાસિલ થશે જેના તુફેલથી તે નફસાની અને શૈતાની દુશ્મનોથી પોતાની હિફાઝત કરી શકશે. આપ લખે છે કે :

દીનકી ઐસી બાતી રે સુનો પાક હોતી હૈ ઝાતી રે
મુરીદ જે કેહલાતા હૈ મેરારે બેગે આવેં સુનને સવેરા રે
સુનતે હોવેગી દાનાઈ રે અકલ કો હોવે રોશનાઈ રે
તો તો છેતરા ના જાવે રે દુરિજનોં દગા ના પાવે રે

(ઈમાન)

આપ ફરમાવે છે કે જેઓ મારા મુરીદો છે એ સૌ નજીક આવો અને દીન અને ઈમાનની વાતોને ખૂબ દિલથી સાંભળો જેનાથી દિલ ખૂબજ પાકસાફ થઈ જશે અને તમારી દીનની સમજમાં અને અકલમાં નૂરાનીયત પેદા થશે જેથી તમો સૌ દીનના દુશ્મનોના છળકપટ અને દગાબાજીઓથી મેહફૂઝ રહેશો.

સૈયદ પીર મશાયખ (રહ.) એ દીવાને મશાયખ લખવાનું શરૂ કરતાં પહેલાં અલ્લાહની બારગાહમાં અત્યંત ખાકસારી અને ખૂબજ આજીઝીથી દુવાઓ કરી હતી અને પૂરી કિતાબમાં પણ ઠેકઠેકાણે પૂરેપૂરા ઈખ્લાસની સાથે પોતાને માટે અને તમામ બંદાઓ માટે દુવાઓ ફરમાવેલ છે. અલ્લાહના એક બરગઝીદા વલીની મુબારક ઝબાનમાંથી નીકળેલી દુવાઓનો ઝિક્ર કરીને અહીં જ આપના પાક હાલાતોનું બયાન પૂરું કરીએ છીએ. આપની દીન અને ઈમાનની આવી અણમોલ વાતો પર અમલ કરવાની પરવરદિગાર આપણને સૌને તૌફિક અતા ફરમાવે...આમીન...

## રસુલોના સરદાર હઝરત મહમ્મદ મુસ્તુફા (સ.અ.વ.) ની પોતાના સહાબીઓ (રદી.) ને નસીહત :

હુઝુર (સ.અ.વ.) જ્યારે વફાતની એકદમ નજીક હતા અને આપની પાસે મુહાજીરો અને અન્સાર જમા થયેલા હતા. (કે જે અંબિયા (અ.સ.) બાદ સૌથી પાક અને પરહેઝગાર તબક્કો છે) ત્યારે એમને નસીહત ફરમાવી કે :

અગર તુમ્હારા રેહના હુવા જહાં કે મોંહા
પન હમતુમ જો દે બૂઝોરે નોંહા
તો કયામત તામી તુમ રબકે દીના
સહી સાબીત રહો બોલ નસીહત કીના
અને કુરઆન કો ઑપસમેં કીજીયો ઈમામા
અને ગાફિલ ના હોઈઓ શરહકે અહકામા
યૂં નબીજીને નસીહત આપરે ફરમાઈ
સો અસહાબી સબૂંને સહીરે સુનાઈ
ઐસે નબીજી અપને રોએ ભરભર નૈના
યે રિક્કત તો આઈ બાત વસીયત મૈના

(વિસાલનામા)

જો હું દુનિયાથી કૂચ કરી જાઉં તો એને આપણી વચ્ચેની હંમેશની જુદાઈ મત માની લેજો અને ફરમાવ્યું કે કાલે કયામતના દિવસે ખુદાની રૂબરૂમાં હાજર થવા સુધી દીન ઉપર સાબીત કદમ રહો અને કુરાનપાકને પોતાનો રેહબર માનો અને શરીઅતના એહકામોથી ગાફેલ થશો નહીં. નબીએ કરીમ (સ.અ.વ.) એ તમામ સહાબાએ કિરામ (રદી.) ને આ વસીયત ફરમાવી, આપ જ્યારે વસીયત ફરમાવી રહ્યા હતા એ દરમિયાન જ આપનું દિલ ભરાઈ આવ્યું ત્યાં સુધી કે આપના ચેહરા મુબારક ઉપરથી આંસુ વહેવા લાગ્યા, પ્યારા નબી (સ.અ.વ.) ની આ હાલત જોઈને તમામ સહાબાએ

કિરામની આંખોમાંથી પણ આંસુઓનો ધોધ વહેવા માંડ્યો અને બધાજ મન મૂકીને ખૂબખૂબ રડ્યા.

## સૈયદ પીર મશાયખ (રહ.) ની નસીહત :

યે દીન કેરે ભાઈ બેગી હૈ સુનના
કે મૌતકા બયાન સહી મન ધરના
સહી ચેતેચેતે નૈના યે લાહો નીરા
હૈ ઘોર મોંહે જાના અપનેકો વીરા
તો રિક્કતનેં નરમી લાહો દિલ મોંહા
કે જીવનેંકા ઉમીદ તલ જેતા રે નોંહા

આપ ફરમાવે છે કે ઓ મારા દીની ભાઈઓ ! આ મોતનું બયાન છે એને દિલોજાનમાં વસાવી લો અને મોતને યાદ રાખો. આપણે સૌએ પોતપોતાની કબરમાં જવાનું છે અને આવી વાતોથી દિલોમાં નરમી અને દર્દ પેદા કરો. જીંદગીનો એક પલ જેટલો પણ ભરોસો ન રાખવો જોઈએ.

મરના તલતલ જાનકર કરો દીન કે કામરે કરો દીન કે કામરે
યે ઘાટી હૈ નધની સહી ભી જાના હૈ ઔર ઠામરે ભઈ જાના હૈ ઔર ઠામરે

(વિસાલનામા)

આપ ફરમાવે છે કે એક એક પલમાં મોત આવી શકે છે એ હક વાતને ધ્યાનમાં રાખીને દીનના કામોમાં મશ્ગૂલ રહો અને જુઓ ! મોતની આ ઘાટી દરેકે દરેકને પાર કરવાની છે અને અહીંથી આપણે બીજે ઠેકાણે જવાનું છે. એ વાતને પૂરેપૂરા યકીનથી માની લો.

## શેખ સાદી (રહ.) ની નસીહત :

★ ગફલતના દામનમાંથી હવે માથું કાઢી લે જેથી તારે પસ્તાવાનો વારો ન આવે.

★ ઓ ગુનાહોની ગંદકીથી લથપથ જીવ ! ટૂંક સમયમાં જ તું અજનબી શહેરની સફરે ઉપડી જશે.

★ આંખોના બંને કિનારાઓમાંથી આંસુઓની નહેર વહાવી દે અને જો કોઈ નાપાકીનો, ગંદકીનો તને ખ્યાલ હોય તો એને ધોઈ નાખ.

★ અને ફરમાવે છે કે : તું માના પેટમાંથી દુનિયામાં ગુનાહોથી પાકસાફ આવ્યો હતો હવે ગુનાહોની ગંદકીઓમાં લથપથ થઈને કબરમાં જવું એ તારે માટે ખરેખર શરમની વાત છે.

**મોમિન કૌમને માટે સૈયદ પીર મશાયખ (રહ.) ની દુઆ :**

હિદાયત ઓનૂં કો તૂં પૂરી રે દીજે
તેરે ખાસૂં બંદોમેં ઓનૂં કો રે લીજે
તેરે કરમ સે મેં જે હુવા વે કીતા
વે બંદે હૈં તેરે તૂ ઓનૂં કારે મીતા
ભી ઉમ્મીદ ઈતના હોવે પૂરા યે દીવાના
જે ઐસે સુને વે લાવે રે ઈમાના
કે જીવને હો કેરા નૂં હી રે ઉમીદા
જે મુરીદ કેહલાતે વે કાફીરોંકા ભેદા
જો કરમ રે કરે આપ રે ઈલાહી
તો કાફિરોં કે કુફ્ર મૂં હોવે રે જુદાહી
ઉમીદ પૂરા કીજીયે ખાલિક તૂ મેરા
ઈલમ તો દીજે રાહકા બહેતેરા

આપ બારીતઆલાની હજુરમાં અરજ ગુજારે છે કે અય અલ્લાહ ! તું આ લોકોને હિદાયત અતા ફરમાવ અને તારા ખાસ બંદાઓમાં એમનો સમાવેશ કર.

ઈલાહી ! તારા કરમથી આ બંદાઓને માટે ઈસ્લાહનું જે કામ મારાથી થઈ શક્યું છે એ મેં કર્યું છે છેવટે તો એ તારા બંદા જ છે, તું જ માલિક છે માટે તું જ રહેમો કરમ ફરમાવ.

ઈલાહી ! મારું દીવાન (દીવાને મશાયખ) પૂરું થઈ જાય એવી મારી

તમન્ના પૂરી ફરમાવી દે અને એને જે કોઈ વાંચે કે સાંભળે એને માટે ઈમાન અને હિદાયતનો જરીયો બનાવી દે.

અય અલ્લાહ ! જીંદગીનો કોઈ ભરોસો નથી. મારા જે મુરીદો છે તે કુફ્રના રંગમાં રંગાયેલા છે. ઈલાહી ! જો તારો કરમ એમની ઉપર થઈ જાય તો તેઓ કુફ્રમાંથી છુટકારો મેળવી શકશે. તું કરમ ફરમાવ, ઓ મારા માલિક ! મારી તમન્ના અને ઉમેદ પૂરી ફરમાવ અને તારા માર્ગનું ઈલ્મ મને ખૂબખૂબ અતા ફરમાવ.

વ્હાલા મોમિન ભાઈઓ ! આપણે પણ અલ્લાહની હજુરમાં દુઆ કરવી જોઈએ કે હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ની ઉપરોક્ત દુવાઓ આપણા સૌના હક્કમાં અલ્લાહપાક કબૂલ ફરમાવે...આમીન.

## સૈયદ પીર મશાયખ (રહ.) ના બે સાહેબજાદાઓ એમના સાચા વારસદાર છે :

આપના મોટા સાહેબજાદાનું નામ સૈયદ અબ્દુલ્લાહ હતું અને બીજા સાહેબજાદાનું નામ સૈયદ ફાઝિલશાહ હતું. આ બંને બુઝુર્ગોએ આપની બાદ આપનો વારસો સાચી રીતે જાળવ્યો છે. આપની રીતે જ એમણે પણ મોમિન કૌમની ઈસ્લાહ ફરમાવી છે અને આપની જેમ જ ગુજરીબોલીમાં કેટલાંક બયાનો પણ લખ્યાં છે. આપના પૌત્ર જેઓ સૈયદ ફાઝિલશાહના ફરઝંદ છે એ સૈયદ મીર આલમે પણ એવી જ રીતથી કેટલાં બયાનો લખ્યાં છે.

૧૯૫૬માં જનાબ ઈબ્રાહીમ પીર મહંમદ મુન્શી સાહેબ સમોડાવાળાએ એ ત્રણે બુઝુર્ગોના બયાનોને ભેગાં કરીને છપાવ્યાં છે અને એ કિતાબનું નામ ''એહકામુદ્દીન'' રાખેલ છે. એ બુઝુર્ગોના બયાનોમાંથી નમૂનારૂપે થોડાક અશઆર અહીં પેશ કરીએ છીએ.

## આપના મોટા ફરજંદ સૈયદ અબ્દુલ્લાહ (રહ.) :

આપે મિસ્વાક, પાકી અને સખાવતના ફઝાઈલો અને અલ્લાહપાકની મહોબ્બતના બયાનો ગામ મોલીપુર (ખેરાલુની પાસે) ની

મસ્જીદમાં બેસીને લખ્યાં છે.

જે કામ નબીને કિયે અપનોં કૂં વે હે કરના
વલિયોં સબૂકી યે રીત હૈ બયાન સુનસુન ઘરના
હદીસ મોં હૈ યૂં કહા આપને નબીને જાનીએ રે
કે સુન્નત મેરી જે તર્ક કરે સો નહીં ઉમ્મત મોં માનીએ રે

આપ ફરમાવે છે કે હુઝુર (સ.અ.વ.) એ જે મુબારક કામો કર્યા છે એ જ કામો આપણે પણ કરવાના છે અને તમામે તમામ ઔલિયાએ કિરામનો એજ તરીકો છે એટલે એનું ખાસ ધ્યાન રાખો.

ઉપરાંત આપ (સ.અ.વ.) એ એક હદીસમાં ફરમાવ્યું છે કે : "જે મારી સુન્નત ઉપર અમલ નહીં કરે તો માની લો કે એ મારી ઉમ્મ્મતમાંથી નથી."

ત્યારબાદ આપે મિસ્વાકના ફઝાઈલ બયાન કરીને આગળ લખ્યું છે કે : મારા દીની ભાઈઓ ! સાંભળો...મિસ્વાકની ખૂબ મોટી ફઝીલત છે એ ફઝીલતને ધ્યાનમાં રાખીને હંમેશાં મિસ્વાક કરવાની આદત પાડી લો.

તો સુનો ભાઈ દીનકી બળાઈ વાત ન કેર ડી
યે યાદ રખને કીજીએ દાતન નિત સવેર ડી
તારીખ દસવીં ને સન ઝિલહજ ઈદકા દિન જાન રે
મોલીપુર ગામની મસ્જીદમોં બયાન પૂરા કીયા માન રે
અગિયારસો ને સોલ બરસ હિઝરત નબીજી કેર ડી
ઈસ બરસ મોં યે બયાન લિખિયા સુનો તમે સવેર ડી
આખે ફકીર અબ્દુલ્લાહ સુનોં યે બાત રે
કે બયાન સુન આકેબત ખૈરકી દુઆ કરો હમૂં ઝાતરે

(એહકામુદ્દીન)

મોલીપુર (વાયા ખેરાલુ) ની મસ્જીદમાં આ બયાનો હિજરી સન ૧૧૧૬ માહે ઝિલહજની દસમી તારીખે 'ઈદુલ અજહા' બકરી ઈદને દિવસે

પૂરાં કરેલ છે. આ બયાનોને લખવા બદલ સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ પીર મશાયખ (રહ.) પોતાના મોમિન ભાઈઓ પાસે પોતાની આખેરતની ભલાઈ માટે દુઆની દરખાસ્ત કરે છે...

## સૈયદ ફાઝિલશાહ બિન સૈયદ પીર મશાયખ (રહ.) :

સૈયદ પીર મશાયખ (રહ.)ના નાના સાહબજાદાનું નામ સૈયદ ફાઝિલશાહ છે. આપની વફાતના સમયે સૈયદ ફાઝિલશાહની ઉંમર અઢી વર્ષની હતી અને જ્યારે આપ બાવીસ વર્ષના થયા ત્યારે આપના વાલેદા મોહતરમા પણ અલ્લાહને પ્યારા થઈ ગયા. કેટલાક સમય બાદ આપ હિઝરત કરીને દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં જ વફાત પામ્યા. આપની મઝાર દિલ્હીમાં છે.

આપે મરદ અને ઔરત, મા-બાપના હક્કોનું બયાન તેમજ જમાઅતની સાથે નમાઝની તાકીદ, કયામતની નિશાનીઓ, ગીત-સંગીતની ટીકા, આશૂરાની ફઝીલત અને આલિમો અને મઝલૂમોની સાથે હમદર્દી રાખવાના બયાનો લખ્યાં છે. આપ લખે છે કે :

યે ભી હદીસ નબીને ફરમાઈ
યે ચાલીસ હદીસોં મેં હે રે ગિનાઈ
કે નબી આદમકી ઝાતમું ચાર ઝવેર હૈ જાનો
ભી ચાર કે ભી ઝાઈલ ચાર દૂજે હૈ માનો
અને પેહલે ચાર તો બુઝો એક અકલ રે નામા
અને દીન ભી દૂજા હૈ અનૂં રે ઠામા
અને તીજા હયા યે હૈ માનો
ચૌથા નેક અમલ યે ચાર રે સુન આનો
અને ચાર જે હૈ ઉનૂંકો દૂર રે કરાવે
વે ભી યે પાછલ લિખી રે જાવે
દેખો હૈ ગુસ્સા અકલકા દૂર કરનારા
કે જબ ગુસ્સા આવે અકલ જાવે રે સારા

અને ઝિના દૂર કરે દીનકો સહી
અને હયા જાવે લાલચ સૂં ખબર યૂં કહી
અને નેક અમલ હૈ જાતા ગીબત સૂં સહી
યે ચાર રે બાતોં સૂં જાવે ચાર બાતોં કહી
યે આદમકી ઝાત મૂં ઝવેરા ઐસે રે સુનાએ
યે અપને રબને કૈસે હૈ દિલાએ

(અહકામુદ્દીન)

આપ ફરમાવે છે કે બારીતઆલાએ ઈન્સાનને ચાર ખૂબીઓ બક્ષેલ છે અને જે માણસમાં આ ચાર ખૂબીઓ હશે એ ખરેખર ખુશનસીબ અને મુબારક ઈન્સાન હશે.

પહેલી ખૂબી : અલ્લાહપાકે ઈન્સાનને અકલની નવાઝિશ કરેલ છે.

બીજી ખૂબી : દીન છે.

ત્રીજી ખૂબી : હયા, લાજશરમ છે.

ચોથી ખૂબી : નેક અમલ છે, પછી ફરમાવે છે કે ચાર ચીજો અલ્લાહ તઆલાએ એવી પેદા કરી છે કે જો માણસ એને અપનાવી લે તો ઉપર દર્શાવેલ ચારે ખૂબીઓ નાશ પામે છે અને એ બદનસીબીનો શિકાર બની જાય છે.

પહેલી ખરાબી ગુસ્સો છે કે જ્યારે માણસ કારણ વગર ગુસ્સો કરે છે તો એની અક્કલ નાશ પામે છે. બીજી ખરાબી 'ઝિના' છે. જ્યારે માણસ ઝિનાખોર બની જાય છે તો એ દીનથી મેહરૂમ થઈ જાય છે. તીસરી ખરાબી ઈર્ષા અને લાલચ છે કે જ્યારે માણસ એમાં સપડાઈ જાય છે તો શરમ-હયા ગુમાવી દે છે અને ચોથી ખરાબી ગીબત છે, જ્યારે માણસ ગીબત કરે છે તો પોતાના નેક આમાલોને બરબાદ કરી દે છે. જેમાં આ ચારેય બૂરાઈઓ હશે એ માણસ બદનસીબ અને અભાગિયો છે. અલ્લાહપાક આપણને સૌને એનાથી બચાવે...આમીન.

## સૈયદ મીર આલમ બિન સૈયદ ફાઝિલશાહ બિન સૈયદ પીર મશાયખ (રહ.) :

આપ સૈયદ પીર મશાયખ (રહ.) ના પૌત્ર છે અને સૈયદ ફાઝિલશાહના ફરજન્દ છે. આપના બયાનો ઓછા છે પણ આપના બયાનોમાં દર્દ અને તડપન જોવા મળે છે. આપ લખે છે કે :

જૈસા કરો વૈસા તુમ પાવરે તમે સુનો રે
નેકી કરો, નેકી કૂં દિખાવ રે તમે સુનો રે
નેકી કરે રાજી રબ જાનો રે તમે સુનો રે
બદી કરે રાજી નૂં હી માનો રે તમે સુનો રે
નેકી કરો તમૂં મોમિન ભાઈ રે તમે સુનો રે
નેકી કેરી બહોત કમાઈ રે તમે સુનો રે
નેકી કા બહોત અજર પાઓ રે તમે સુનો રે
નેકી સેતી પાર તો લગાઓ રે તમે સુનો રે
નેકી સેતી બહિશ્ત મૂં હૈ જાના રે તમે સુનો રે
દીદાર તો રબકા હૈ પાના રે તમે સુનો રે
બખ્ત હે બળે ઓસ કેરે રે તમે સુનો રે
દીદાર જે પાવેગા સવેરે રે તમે સુનો રે

આપ ફરમાવે છે કે : તમે જેવું કરશો તેવું જ ભરશો માટે નેકી અખ્તીયાર કરો તેનાથી નેક બદલો મળશે નેકીથી અલ્લાહની ખુશ્નૂદી હાસિલ થશે અને બૂરાઈથી અલ્લાહની નારાજગી મળશે.

મારા મોમિન ભાઈઓ ! નેકી કરો, નેકી ખૂબ મોટી કમાઈ છે. નેકીનો બદલો બેહિસાબ છે અને નેકી કરવાથી જ કામયાબ થશો, નેકી જ તમોને જન્નતમાં લઈ જશે અને નેકીથી જ અલ્લાહનો દીદાર નસીબ થશે અને ખુશનસીબ છે એ માણસ જેને અલ્લાહનો દીદાર નસીબ થઈ જાય.

આજ વિચારને મૌલાના રૂમ (રહ.) આ રીતે રજૂ કરે છે : "જ્યારે તું પોતાને નેકી કરવાવાળો જૂએ તો એમ સમજી લે કે જાણે તુ હંમેશાંની રાહતવાળી જીંદગી હાસિલ કરી રહ્યો છે."

## સૈયદ પીર મશાયખ (રહ.) અને સૈયદ કબીરૂદ્દીન હસન "કુફ્રશિકન" ની વંશાવલિ :

સૈયદ પીર મશાયખ બિન ફાઝિલશાહ બિન સદરૂદ્દીન બિન ઝૈનુદ્દીન બિન અબુલહસન બિન મશાયખ (ઉર્ફે મોટા) બિન રેહમતુલ્લાહ બિન કબીરૂદ્દીન "કુફ્રશિકન" બિન સદરૂદ્દીન બિન શહાબુદ્દીન બિન નસરૂદ્દીન બિન શમસુલ હક (શમસુદ્દીન) બિન સાલેહુદ્દીન બિન ઈસ્લામુદ્દીન બિન મોમિનશાહ બિન ખાલીદ બિન હાસિમ બિન અહમદ હાદી બિન મુસ્તુફા બિન અબ્દુલ મજીદ બિન ગાલીબુદ્દીન બિન મુહમ્મદ મન્સીર બિન ઈસ્માઈલ સાની બિન નુરમહંમદ બિન ઈમામ ઈસ્માઈલ બિન ઈમામ જાફર સાદિક બિન ઈમામ મુહંમદ બાકિર બિન ઈમામ ઝૈનુલ આબેદીન બિન હઝરત હુસૈન (રદી.) બિન હઝરત અલી કરમુલ્લાહ વજહુ.

## પીર મશાયખ (રહ.) ની ખિલાફતની વંશાવલિ :

હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) એ એક પરહેઝગાર મુતક્કી શેખઝાદા પાસેથી ખિલાફત હાસિલ કરી. અને એમણે પોતાના મુરશદ શેખ તાજુલ સાલેહ પાસેથી, એમણે પોતાના પીર તાજ દીનમહંમદ ઈબ્રાહીમ પાસેથી, એમણે પોતાના મુરશદ શેખ ઈબ્રાહિમ પાસેથી, શેખ ઈબ્રાહિમે પોતાના વાલિદ શેખ મહંમદ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ અહેમદ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ હારૂન પાસેથી, એમણે પોતાના ભાઈ શેખ મહંમદ યુસુફ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ ફાઝિલ પાસેથી, એમણે પોતાના વાલીદ શેખ મોહંમદ સુલેમાન પાસેથી,

એમણે પોતાના વાલીદ શેખ યુસુફ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ મન્સુર પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ ફઝીલ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ મોહંમદ સુલેમાન પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ યુસુફ પાસેથી, એમણે પોતાના વાલિદ શેખ બદરૂદ્દીન પાસેથી, એમણે પોતાના વાલિદે મોહતરમ શેખ ફરીદુદ્દીન ગંજશકર પાસેથી, એમણે પોતાના મુરશદ ખ્વાજા બખ્તીયાર કાકી પાસેથી, એમણે પોતાના મુરશદે કામિલ ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી પાસેથી, એમણે એમના પીર ખ્વાજા નસરૂદ્દીન યુસુફ પાસેથી, એમણે એમના પીર મહંમદ સમ્આની પાસેથી, એમણે આપના પીર મમશાદઅલી દિનોરી પાસેથી, એમણે પોતાના પીર ખ્વાજા અબી હુબૈરા બસરી પાસેથી, એમણે પોતાના મુરશદ અને પીર શેખ હુઝૈફા મરઅશા પાસેથી, એમણે પોતાના પીર ખ્વાજા ઈબ્રાહીમ ફુઝૈલ બિન અયાઝ પાસેથી, એમણે પોતાના મુરશદ ખ્વાજા હસન બસરી રહમતુલ્લાહ પાસેથી, એમણે ચોથા ખલીફા રાશિદ હઝરત અલી કરમુલ્લાહુ વજહુ પાસેથી અને એમણે હઝરત રસુલે ખુદા (સ.અ.વ.) પાસેથી.

---

નોંધ : હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) એ પોતાની કિતાબમાં એક પરહેઝગાર શેખઝાદાથી પોતે બૈત હાસિલ કરવા વિશે લખ્યું છે કે એ શેખઝાદાએ શેખ તાજુલ સાલેહ પાસેથી સૈયદ પીર મશાયખ (રહ.) એ એ બંને બુઝુર્ગો અલગ અલગ છે તેમ જણાવ્યું છે પણ બનવાજોગ છે કે કદાચ નકલ કરનારાઓની ભૂલ હોય અને શેખઝાદાથી મુરાદ "શેખ તાજુલ સાલેહ" હોય, ખ્વાજા હસન નિઝામીએ પોતાની કિતાબ 'ફાતમી દઅવતે ઈસ્લામ' પાન ૨૧૨ ઉપર સૈયદ પીર મશાયખ (રહ.) ના શૈખનું નામ 'તાજુલ સાલેહ' લખ્યું છે એ જ રીતે 'તારીખુલ ઔલિયાએ અહમદાબાદ' (ગુજરાતીમાં) 'તાજુલ સાલેહ' લખેલ છે. વલ્લાહોઆઅલમ...

# સૈયદ પીર મશાયખ (રહ.) ની ઓલાદની વંશાવલિનો નકશો

( ) કૌસમાં બતાવેલ જગ્યાઓમાં એમની મજારો આવેલ છે અને તારાથી નિશાની બતાવેલ નામોએ શીઆ મસ્લક અખ્તીયાર કરેલ છે.




(પાન ૧૫૨ ઉપર ચાલુ)

★ સૈયદ અહમદહુસૈન (ગામ મેંતા)

↓

સૈયદ ગુલામઅલી (દાદરવાલા, માહિમ-મુંબઈ)

★ સૈયદ મેહરહુસૈન (ધોળકા)

↓

★ સૈયદ ઝહીરહુસૈન

↓

★ સૈયદ મુશાહિદહુસૈન

સૈયદ રિયાઝહુસૈન (મેતા)

↓

સૈયદ હસીન અહમદ

---

સૈયદ પીર મશાયખ (રહ.)

↓

સૈયદ અબ્દુલ્લાહ (રહ.)

↓

સૈયદ અબ્દુલ્લાહ ઉર્ફે મીરબાબા (અમદાવાદ)

↓

સૈયદ ગુલામહુસૈન (અમદાવાદ)

↓

સૈયદ સાદિકઅલી (અમદાવાદ) (ઔલાદનથી)

સૈયદ નજમુદ્દીન (અમદાવાદ)

↓

સૈયદ નિઝામુદ્દીન ઉર્ફે જીવામિયાં (અમદાવાદ)

→ (પાન ૧૫૩ ઉપર ચાલુ)

સૈયદા માખાનમ (ઔલાદ નથી)

સૈયદ અબ્દુલ્લાહ ઉર્ફે પીર સાહબ મિયાં
(ભેમાળ-દાંતા, બનાસકાંઠા)



# સૈયદ પીર મશાયખ (રહ.)



સૈયદ ફાઝિલશાહ



સૈયદ મીર આલમ (અમદાવાદ)



- સૈયદ બડામિયાં (અમદાવાદ)
- સૈયદ દુરવેશઅલી (સૂરત)
  - સૈયદ ફાઝિલશાહ (સૂરત)
    - સૈયદ નજૂમિયાં (ધોળકા)
      - સૈયદ દુરવેશ અલી (સૂરત)
      - સૈયદ નસિરૂદ્દીન (ધોળકા)
      - સૈયદ શમસુદ્દીન (સૂરત)
    - સૈયદ અવ્વલહુસૈન (સૂરત)
- સૈયદ શાહજીમિયાં (અમદાવાદ)
  - સૈયદ નજુમિયાં (સૂરત)



# મોમિન કૌમનો ત્રીજો દૌર



હઝરત મૌલાના મુહમ્મદ નઝીર પાલનપુરી (રહ.)

હોતા હૈ કોહો દશ્ત મેં પૈદા કભી કભી
વો મર્દ જીસકા ફિક્ર ખઝફ કો કરે નગીં

ઈકબાલ (રહ.)

# ત્રીજા દૌરની અનુક્રમણિકા

| અ.નં. | વિષય | પાના નંબર |
|---|---|---|

# મોમિન કૌમનો ત્રીજો દૌર

(પહેલા અને બીજા દૌરની વિગતો સૈયદ કબીરૂદ્દીન (રહ.) અને સૈયદ પીર મશાયખ (રહ.) ના બયાનોમાં આવી ચૂકેલ છે.)

આ તુઝકો બતાઉં મેં તારીખે ઉમમ ક્યા હૈ ?
શમસીર વ સના અવ્વલ, તાઉસ વ રબાબ આખિર

(આવ ! હું તને ઉમ્મતોનો ઈતિહાસ બતાવું; શરૂ શરૂમાં તો દરેક ઉમ્મત ભારે કસોટીઓમાંથી પસાર થાય છે પણ પાછળથી એશપરસ્તીઓમાં લીન થઈ જાય છે.)

સૈયદ પીર મશાયખ (રહ.) ની નસલમાં પેદા થનાર આપના વારસદારો પણ આપનીજ કિતાબોની તાલીમ અને હુકમો મુજબ અમલ કરતા હતા એ સમયે પૂરી કૌમે બે વસ્તુઓને મજબૂતીથી પકડી રાખેલ હતી.

એક સૈયદ પીર મશાયખ (રહ.) તેમજ આપની કિતાબોથી અકીદત અને બીજી આ સિલસિલાના પીર સાથેનો સંબંધ ! એ પણ અકીદતના દરજ્જા સુધી હતો. પણ ધીરેધીરે વારસદારોમાં દીન અને ઈમાનનો જુસ્સો અને કૌમની ઈસ્લાહની ફિકર ઓછી થઈ ગઈ. પીરી મુરીદી પણ ફક્ત એક રીવાજની જેમજ બાકી હતી. જાહિલ પીરો દુનિયા હાસિલ કરવામાં અને એશોઆરામમાં મસ્ત અને ડૂબેલા હતા.

## એ સમયે મોમિન કૌમની હાલત :

કૌમની હાલત દીની અને દુન્યવી તેમજ ધંધારોજગારની બાબતમાં પણ ખૂબજ ખરાબ હતી. દીન અને મસ્લકની રીતે જો કે કૌમ પીર મશાયખ (રહ.) ની કિતાબોથી અકીદત રાખતી હતી. જેમાં 'એહલે સુન્નત વલજમાઅત' ના મસ્લકની જ તાલીમ આપવામાં આવેલ છે.

કોઈપણ કોમની ઈસ્લાહ માટે ફક્ત કિતાબનું હોવું જ પૂરતું નથી બલ્કે આસ્માની કિતાબોની સાથેસાથે અંબિયા (અ.સ.) પણ તશરીફ લાવતા રહ્યા જેઓ કિતાબોની તાલીમની સાથેસાથે ઈસ્લાહ અને દિલોની સફાઈ ફરમાવતા રહ્યા છે.

સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાં જો કે કુરઆન અને હદીસ શરીફની તાલીમો હતી પણ એ તમામ કિતાબોને સમજી શકે અને બીજાઓને સમજાવી શકે એવી મુબારક હસ્તીઓની ખોટ હતી. મોટે ભાગે ગામડાઓમાં ફક્ત ''મકતૂલનામા'' ના બે ભાગ અને તે ઉપરાંત કિતાબ 'ગરદિયા' ના કેટલાક બયાનો અને કેટલાક હુલિયા મુબારકના બયાનો હાથોથી લખેલ જોવા મળતા હતા. બાકીની કિતાબો થોડી ઘણી ક્યાંક ક્યાંક કોઈ ગામમાં મળી જતી હતી અને ''કિતાબ ઈમાન અને ઈબાદત'' જેમાં દીનના એહકામો અને અકીદાઓ વિગતવાર બયાન ફરમાવેલ છે. કૌમના મોટા ભાગના લોકો અને એ કિતાબોને મેહફિલોમાં વાંચનારાઓ પણ એનાથી બેખબર હતા. એજ કારણે કૌમમાં જીહાલત અને ખોટા રીત રીવાજોની ભરમાર હતી. ફક્ત જેનામાં થોડુંક દુન્યવી ઈલમ હતું એવા 'બયાનીઓ' કરબલાના કિસ્સાઓ અને બીજા ઈમામોના કિસ્સાઓ મોહર્રમના દિવસોમાં વાંચી સંભળાવતા અને માતમ વિગેરે જેવા શીઆઓના રીવાજો પણ પાળતા હતા. ફરક માત્ર અકીદાનો હતો કે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોની સાથે દિલી મહોબ્બત અને અકીદત હોવાને કારણે મોમિન કૌમ પોતાને સુન્ની, હનફી, ચિશ્તી કહેતી હતી.

આમ છતાં કૌમમાં બેદીનીની બુરાઈઓ મૌજૂદ હતી. પહેરવેશ પણ શરીઅતની ખિલાફ હતો. બિદઅતો અને શીઆઓના તમામ રીતરિવાજો પણ મૌજૂદ હતા. લોકો ઈસ્લામની સાચી હકીકતોથી ઘણે દૂર હતા.

ન મદ્રસાઓ હતા કે ન આલિમો કે હાફિઝો હતા. ચોમેર જીહાલતની બોલબાલા હતી અને એ બધો જાહિલ અને દુનિયાની તલબમાં ખોવાયેલ પીરોની એશ અને આરામ પરસ્તીનો નતીજો હતો. અને કૌમ...કુરઆનની આયતના ફરમાન મુજબ : ''તમામ ફિરકાઓ પોતપોતાની પાસે જે કંઈપણ છે એમાં જ મસ્ત અને લીન છે.'' ની જીવતી જાગતી તસ્વીર બની ગઈ હતી.

## મોમિન કોમના રીતરીવાજો અને બૂરાઈઓ :

### જન્નતનું સર્ટિફિકેટ પીરની પાસે છે :

કૌમનો એક સાવ ખોટો અકીદો એ હતો કે સૈયદ પીર મશાયખ (રહ.) ની ઔલાદમાંથી જે પીર થઈ જાય છે પછી ભલે તે જાહિલ હોય,

દુનિયા હાસિલ કરવામાં ખોવાયેલો હોય બલકે 'ફાસિક'જ કેમ ન હોય એવા પીરને રાજી રાખવાથી માણસ જન્નતના સર્ટિફિકેટનો હકદાર થઈ જાય છે. પછી ભલે એણે આખી જીંદગી ગુનાહોમાંજ ગુજારી હોય !

## હાજરપીર બોલતું કુરઆન છે :

કેટલાક લોકો એમ પણ માનતા હતા કે અગાઉના પીરોના કોલ અને આમાલો બંધ થઈ ગયા છે અને હવે તો હાજર પીર જે કહે અને કરે એજ સાચું છે. ભલે પછી એની વાત કુરઆન અને હદીસની સરાસર ખિલાફમાં હોય. (નઉઝોલિલ્લાહ મિનઝાલિક)

## નવા કબ્રસ્તાનમાં પીર સાહેબના કદમો પડે નહીં ત્યાં સુધી મૈયતને દફ્નાવવામાં ન આવે :

એક સાવ ખોટો અકીદો એ પણ હતો કે જ્યાં સુધી નવા કબ્રસ્તાનમાં પીર સાહેબ તશરીફ લાવીને કદમ ન મૂકે ત્યાં સુધી એ કબ્રસ્તાનમાં કોઈ મૈયત દફન કરી શકાય નહીં અને જો કોઈએ કોઈને દફન કરી દીધો તો એની બક્ષીસ અને છૂટકારો થશે નહીં અને એ જન્નતથી મેહરૂમ રહી જશે.

## બાલાપીરને સિજદો :

જ્યારે કોઈ દુલ્હો શાદી કરીને આવતો તો સૌથી પહેલાં બાલાપીરની પાસે જઈને સિજદો કરતો અને એનાથીજ દુઆ માંગતો.

## કરબલાનો પાવળ :

ઔરતને સુવાવડ બાદ ઘરની તમામ વસ્તુઓથી દૂર રાખવામાં આવતી ત્યાં સુધી કે સવા મહિના બાદ કરબલાની માટી તેને પાણીમાં ઘોળીને પીવડાવવામાં આવતી ત્યારેજ એ ઔરત પાક અને હલાલ ગણાતી.

## પીરનું વંશનામું કબરમાં રાખવું :

પીરની વંશાવલિની વિગત મૈયતની સાથે રાખવાથી મુનકર નકીરના સવાલોથી છૂટકારો મળી જશે અને મરનારની બખ્શીસ થઈ જશે. એ માટે મૈયતની સાથે પીરની વંશાવલિની વિગત પણ કબરમાં રાખવી જરૂરી મનાતી હતી.

## બાલાપીર ઉપર બાળકોની માનતા :

દરેક ગામમાં બાલાપીર બનેલા હતા જેને વરસમાં એક વાર દૂધથી ધોવામાં આવતા અને લોબાનની ધૂણી આપવામાં આવતી અને બાળકની માનતા એ બાલાપીર ઉપર જઈને ઉતારવામાં આવતી. બાળકને બાલાપીરની સામે તોલવામાં આવતો. બીજા પલ્લામાં ગોળ રાખવામાં આવતો અને એ બાળકના વજન જેટલો ગોળ વહેંચવામાં આવતો.

વારસાઈનો હક કાઢવાનું કોઈ જાણતું નહીં ભાઈ, બહેન વિગેરેને શરીઅતના હુકમ પ્રમાણેનો હિસ્સો આપવામાં આવતો નહીં. વળી બહેનની દીકરીના લગ્ન પ્રસંગે ભાઈ તરફથી 'મામેરા'ને નામે થોડીક વસ્તુઓ ભેટ આપવામાં આવતી. જેની કિંમત વારસાઈ હકના હિસ્સાથી ઘણી ઓછી રહેતી છતાં એટલુંજ આપીને ભાઈ પોતાને ખુદની ફરજમાંથી મુક્ત થયેલો સમજી લેતો.

કોઈ ઘરમાં મોત થઈ જાય તો તે ઘરવાળાઓ જ્યાં સુધી બધાને જમાડવાની જવાબદારી ન લઈ લે ત્યાં સુધી મૈયતને કોઈ ઉઠાવતું નહીં. જમાડવાની જવાબદારી કબૂલ કરાવ્યા બાદ જ મૈયતને ઉઠાવવામાં આવતી એમાં ગરીબ કે અમીરનો કોઈ ભેદભાવ ન હતો. દરેકને આ રીતે જમાડવા માટે મજબૂર કરવામાં આવતો. જો કોઈ એ માટે લાચારી દેખાડે તો એની સાથેના બધાજ સંબંધો તોડી નાખવાની ધમકી આપવામાં આવતી. એટલે ગરીબમાં ગરીબ માણસ પણ લાચાર થઈને નાછૂટકે વાણિયાના ત્યાંથી વ્યાજે કરજ લઈને પણ આ રિવાજ પાળતો જેવી રીતે બીજી કૌમોમાં ક્યાંક ક્યાંક આજે પણ એ રિવાજ છે.

## મસ્જીદોમાં તાજીયાદારી :

ઘણા ખરા ગામડાઓમાં મસ્જીદો ન હતી અને જ્યાં જ્યાં હતી ત્યાં ઢોલ-નગારાં-ત્રાંસા વગાડી વગાડીને મસ્જીદોમાંજ તાજીયાદારી કરવામાં આવતી. મોહર્રમની મજલિસો અને માતમ પણ મસ્જીદોમાંજ થતાં.

## નિકાહ પણ બદલામાં રકમ આપ્યા વગર થતો નહીં :

નિકાહમાં દુલ્હનના બદલામાં મોં માંગી રકમ આપવી પડતી જેમાં પણ બીજી કૌમો જેવા રિવાજો હતા.

## પહેરવેશ અને પડદો :

ઔરતોમાં પડદો હતોજ નહીં એને કોઈ એબ પણ ગણવામાં આવતો નહીં અને પહેરવેશ હિંદુઓ જેવો હતો. પુરુષોં ધોતીયું અને અંગરખો પહેરતા અને ઔરતો હિંદુ ઔરતોની જેમ સાડી વિગેરે પહેરતી.

## કૌમના વેપાર ધંધાની હાલત :

વેપાર ધંધાની હાલત ખૂબજ ખરાબ હતી. ખેતી સિવાય કોઈ હુન્નર-ઉદ્યોગ હતો નહીં સખત મહેનત-મજૂરી કરવી, મુસીબતો ઉઠાવવી અને બદલામાં ફાકાકશી સિવાય કશુંજ મળતું નહીં. છેવટે વાણિયાઓ પાસે ઉધાર લેવા માટે જવું પડતું. વાણિયો પોતાના ઘરેલુ કામો જેવાં કે લાકડાં ફાડવાં વિગેરે કામ કરાવતો. બીજી ગદ્ધામજૂરી પણ કરાવતો અને પછીજ ઉધાર રકમ એ પણ વ્યાજે આપતો.

વ્યાજ પણ ચક્રવૃદ્ધિ એટલેકે કેટલાંય ગણું વધારી વધારીને લેવામાં આવતું. જેથી અસલ મૂડી તો બાજુમાં રહી પણ વ્યાજ પણ વરસો સુધી વસુલ થતું નહીં. એ રીતે વ્યાજની રકમ ખૂબ વધી જતી અને જ્યારે આખા વરસની કાળી મજૂરી બાદ અનાજ ખળાઓમાં ભેગું થતું ત્યારે પેલો વ્યાજખોર વાણિયો એનું વ્યાજ વસુલ કરવા ખળા ઉપર હાજર થઈ જતો. ખળામાંથી અનાજનો મોટો હિસ્સો વ્યાજના બદલામાં એ પોતાને ઘેર લઈ જતો અને સડેલું ફેંકી દેવા જેવું અનાજ ખેડૂતની ખૂબખૂબ કાકલૂદીઓ બાદ એના બાલ બચ્ચાં માટે મૂકી જતો અને આ બધું વ્યાજે લીધેલ રકમના બદલામાં થતું. અસલમાં લીધેલ મૂળ રકમની વસૂલાતનો તો સવાલ જ પેદા થતો નહીં. ત્યાં સુધી કે છેવટે એમની મિલ્કતો એ વાણિયાને ત્યાં ગિરવે મૂકાઈ જતી અને તેઓ ગિરવે મૂકેલ જમીન-જાયદાદોને વરસોના વરસો સુધી છોડાવી શકતા નહીં.

મોમિન કૌમ આવા ભયંકર શોષણના બંધનમાં લાંબી મુદ્દત સુધી કેદ રહી. કૌમ જ્યારે દીન અને ઈમાનની વાતોથી દૂર થઈ જાય છે ત્યારે તે દરેકે દરેક રીતની બરકતો અને ભલાઈઓથી પણ મેહરૂમ થઈ જાય છે અને પરવરદિગાર એવી ગુમરાહ કૌમને એના પોતાનાજ બદ આમાલો અને કરતૂતોને હવાલે કરી દે છે.

## કૌમની રાજકીય હાલત :

જે કૌમ દીની અને માલી રીતે આટલી હદે બરબાદ થયેલી હોય તે અપમાન અને આફતોની ભયંકર રીતે શિકાર થઈ જાય છે. પરિણામે એને માટે સફળતાની મંઝિલે પહોંચવાનો સવાલ જ પેદા થતો નથી. આમ આખી કૌમ એ સમયે પાયમાલી અને બરબાદીના કાદવમાં ખૂંપી ગઈ હતી.

પાલનપુર નવાબના રાજ્યના તાબામાં મોમિન બિરાદરીના જે જે ગામડાઓ આવેલાં હતા એ લોકો ઉપર નવાબના નોકરો ભારે જુલમ ગુજારતા હતા. તેઓ એમની પાસે વેઠો પણ કરાવતા અને એમની સાથે અપમાન ભર્યો વહેવાર પણ કરતા.

માલી હાલત વાણિયાઓ ભૂંડામાં ભૂંડી કરી રહ્યા હતા અને મઝહબી હાલત શીઆ અશનાઅસરી અને ઈસ્માઈલી ફિરકા (ખોજા) ના પ્રચારકો એ અભણ અને અણસમજ લોકોમાં શીઅતનો પ્રચાર કરીકરીને ખરાબ કરી રહ્યા હતા અને મોજૂદ પીર એવી પ્રવૃત્તિઓને પ્રોસાત્હન આપી રહ્યા હતા.

આટઆટલી જીહાલત હોવા છતાં એ દીવાને મશાયખની બરકતોજ હતી કે મોમિન બિરાદરો પોતાને સુન્ની, હનફી અને ચિશ્તી માનતા અને એની ખુલ્લેઆમ જાહેરાત પણ કરતા રહેતા. કૌમને ફક્ત કોઈ સાચો મારગ દેખાડનારની જરૂર હતી. હક વાત સાંભળવાની લાયકાત તો મૌજૂદ હતી જ. આ તો છે કોમની મઝહબી, માલી અને સીયાસી હાલતની થોડીક ઝલક. હવે એ સમયના પીરો વિશે પણ થોડુંક જાણી લો.

## જાહિલ પીરોની બેકાર પ્રવૃત્તિઓ :

સૈયદ મહેરહુસૈન જેઓ મોમિન કૌમના પીર હતા પણ એમનો પહેરવેશ શરીઅત પ્રમાણે ન હતો અને રહેણીકરણી પણ શરીઅતથી ખિલાફ હતી. કોટ-પાટલૂન મોજૂદ અને દાઢી ગાયબ હતી. વળી શરીઅતના એહકામોથી ત્યાં સુધી કે ફરજો અને વાજીબોથી પણ દૂરી હતી. ખુલ્લંખુલ્લા બેઅમલી જોવામાં આવતી હતી. એટલુંજ નહીં પણ દીનના કેટલાક એહકામોનું પણ અપમાન કરવામાં આવતું. આવા લોકો માટે અલ્લામા ઈકબાલે કેવી દર્દભરીવાણીમાં કહ્યું છે :-

વજઅ મેં તુમ હો નસારા તો તમદદુનમેં હૂનૂદ
યે મુસલમાં હૈ જીન્હેં દેખકે શરમાએં યહૂદ ?

**પીર સાહેબને ત્યાં શાદી અને દીન અને માલની બરબાદી :**

હિજરી સન ૧૩૪૯ નો કિસ્સો છે. પીર સાહેબના ભાઈની બરાત પાલનપુર સ્ટેશને પહોંચવાની હતી એ સમયે એમને માનનારા લગભગ ચાર હજાર જેટલા ઔરતો અને મરદોની સ્ટેશન ઉપર ભીડ જામેલી હતી. ઔરતો ગીતો ગાવામાં મશ્ગૂલ હતી અને મરદો સાંભળવામાં ગુલતાન હતા.

જેવા પીર સાહેબ સ્ટેશનેથી બહાર આવ્યા કે તરતજ ગાવું - વગાડવું અને ઢોલ-ત્રાંસા જોરશોરથી શરૂ થઈ ગયાં વળી ફટાકડાઓ ફોડવામાં આવી રહ્યા હતા અને સરઘસની આગળ નાચનારીઓનાં નાચગાન થઈ રહ્યાં હતાં. એમની પાછળ પાછળ પીર સાહેબ ઠાઠથી ચાલી રહ્યા હતાં એમની આગળ પાછળ ચારે તરફ એમના મુરીદો કાગળનાં ફૂલોના ગુલદસ્તાઓ લઈને અને કેટલાક તલવારો અને લાઠીઓ લઈને ચાલી રહ્યા હતા. વળી એમની પાછળ ઘોડા ઉપર સવાર વરરાજા અને એમની પાછળ ઢોલક ઉપર ગાતી વગાડતી ઔરતો ચાલી રહી હતી અને એની પાછળ દુલ્હનની ગાડી હતી. વળી એની પાછળ પણ ઔરતોની ભીડ હતી જે ગીતો ગાતી ગાતી ચાલી રહી હતી અને બજારમાં ઊભેલાં માણસો આ બધા શોરબકોરમાં થઈ રહેલો તમાશો ચારે બાજુએથી જોઈ રહ્યા હતા. ટૂંકમાં તમામે તમામ બૂરાઈઓની સાથે એ જુલૂસ પીર સાહેબને ઘેરે પહોંચ્યું. આખી રાત પીર સાહેબને ત્યાં નાચગાન થતાં રહ્યાં. (''મોમિન મિત્ર'' માર્ચ ૧૯૩૧)

આવા નગ્ન તૌર તરીકાઓ કરનારાઓ વિશે અલ્લામા ઈકબાલ ફરમાવે છે :

યૂં તો સૈયદ ભી હો - મિરઝા ભી હો અફઘાન ભી હો
તુમ સભી કુછ હો, બતાઓ તો મુસલમાન ભી હો ?

**પીર સાહેબની પધરામણી વખતેના રીતરીવાજો :**

પીર સાહેબ જ્યારે કોઈ ગામમાં તશરીફ લઈ જતા તો એમનું સ્વાગત કરવાનો તરીકો હિંદુઓ જેવોજ હતો. ઔરતો પણ ગામના પાદરમાં એમનું સ્વાગત કરતી. અને સામે આવીને પીર સાહેબની ગાડી અને હાથ પર ચાંલ્લો કરતી અને ગાડીની આગળ ગાતી ગાતી ચાલતી અને પીર સાહેબ

એવાજ ઠાઠમાઠથી ઉતારા પર પહોંચતા અને આ વિધિનું નામ 'પીર સાહેબની' પધરામણી રાખવામાં આવતું (''ઈન્તેખાબ'' ગુજરાતી પાનું ૧૮ હિજરી સન ૧૩૪૯)

## પીર સાહેનો 'કોલ જેવો દેશ એવો વેશ' :

એક ગામમાં પીર સૈયદ મહેરહુસૈનનો ઉતારો હતો. એમણે બીજે ગામથી એક માણસને બોલાવીને ધમકાવ્યો કે 'તમે હાથ બાંધીને શા માટે નમાઝ પઢો છો ?' પેલા માણસે જવાબમાં કહ્યું કે : ''તો પછી કેવી રીતે નમાઝ પઢવી જોઈએ ?'' પીર સાહેબે ફરમાવ્યું કે 'હાથ છોડીને નમાઝ પઢશો તો જ મારા મુરીદ ગણાશો એ વગર નહીં.'

ત્યારે એક બીજા માણસે મજલિસમાંથી ઉઠીને કહ્યું કે ''આપના ફરમાન મુજબ નમાઝ પઢવાથી પાટણ અને સિધ્ધપુરના મુસલમાનો અમોને એમની મસ્જીદોમાં નમાઝ પઢવા દેતા નથી.'' તો પીર સાહેબે ફરમાવ્યું કે ''જેવો દેશ તેવો વેશ''નો વહેવાર રાખો.

મુરીદે કહ્યું કે ''સાહેબ ! શું અમે આવી બેઈમાની કરીએ ?'' તો પીર સાહેબે જવાબમાં ફરમાવ્યું કે ''કદી કદી આવું પણ કરવું પડે છે.'' આમ મુરીદો એમના ગામમાં જઈને હાથ છોડીને નમાઝ પઢવા લાગ્યા.

પંદરેક દિવસ બાદ એ મુરીદો પાછા પીર સાહેબ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે ''હાથ છોડીને નમાઝ પઢવાથી તો અમે ચારેબાજુએથી બદનામ બદનામ થઈ ગયા. મહેરબાની કરીને અમોને હાથ બાંધીને નમાઝ પઢવાની ઈજાજત આપો. કોઈ બીજા ગામવાળાને અમે આ બાબતની જાણ કે ખબર પડવા દઈશું નહીં.''

એટલે પીર સાહેબે એ ગામના મુરીદોને બાથ બાંધીને નમાઝ પઢવાની રજા આપી દીધી અને આમ એ લોકો હાથ બાંધીને નમાઝ પઢવા લાગ્યા.

---

નોંધ : પીર સાહેબનો ઉતારો વાઘરોલ ગામમાં હતો. અને એમના એ મુરીદ ભીલવણ ગામના જીવાભાઈ મામજી હતા અને આ રીતે હાથ બાંધીને નમાઝ પઢનારું ગામ ભીલવણ હતું. (મોમિન મિત્ર માહે મોહર્રમ ૧૩૪૦ હીજરી પાન ૧૮૫)

## લૂંટ કરવાની તરકીબો :

પીર સાહેબને વાર્ષિક ટેક્ષ ભરવાનું મૌમિન કોમના દરેક માણસ ઉપર ફરજીયાત હતું. એનો હિસાબ રાખવા માટે દરેક ગામમાં દફતર રાખવામાં આવતું અને ગામના મુખી એટલે કે ચૌધરી અને એજન્ટ એના આવકજાવકના હિસાબો રાખતા તેમજ નાણાં વસુલ કરતા અને જેની રકમ બાકી રહેતી એને આવતા વર્ષના હિસાબમાં લખવામાં આવતી. એ રીતે દરેકે દરેક વર્ષની આવકજાવકની પૂરેપૂરી દેખરેખ રાખવામાં આવતી.

મજબૂરી અને લાચારીને કારણે જે માણસ વરસો સુધી આવો ટેક્ષ આપી શકતો નહીં અને દેવેદાર થઈ જતો તો એના ઘરમાં શાદી અથવા મૈયત થવાની રાહ જોવામાં આવતી અને એવો પ્રસંગ જ્યારે આવી જતો ત્યારે એને સાથ નહીં આપવાની અને તેની સાથેના તમામ વહેવારો કાપી નાખવાની ધમકી આપવામાં આવતી. છેવટે એ લાચાર માણસ પેલા વાણિયાઓ પાસેથી વ્યાજે રકમ લઈને પીર સાહેબના બાકી ટેક્ષની રકમ ભરપાઈ કરતો. ટેક્ષની આવી રકમો વસૂલ કરવામાં કોઈ મોહતાજ-ગરીબ કે લાચાર માણસને સહેજ પણ છૂટછાટ આપવામાં આવતી નહીં. અને એવા બદનસીબ ગરીબ માણસ પાસેથી પણ એક એક રૂપિયો વસૂલ કરવામાં આવતો. ( 'મોમિન મિત્ર' એપ્રિલ - ૧૯૩૧ ઈસ્વી.)

## હંગામી અને આકસ્મિક ટેક્ષ :

પીર સાહેબને ત્યાં કોઈ શાદી વિગેરેનો પ્રસંગ આવતો ત્યારે હંગામી ધોરણે કૌમના દરેક માણસ ઉપર અમુક રકમ આપવી ફરજીયાત કરી દેવાતી અને કાયદેસર વસૂલ કરવામાં આવતી.

એક વખતે એમના ભાઈની શાદીમાં માથાદીઠ બબ્બે રૂપિયા વસૂલ કરવામાં આવ્યા હતા. એક ગામમાં (કાકોશીમાં) પીર સાહેબે પોતાના ભાઈની શાદીના ખર્ચ માટે રકમ એકઠી કરવાનો હુકમ કર્યો. તો કેટલાક લોકોએ પોતાની મુશ્કેલી અને લાચારી બતાવી તો પીર સાહેબે જવાબમાં ફરમાવ્યું કે, "મારૂં વાર્ષિક દેવું બાકી છે એ જ આપી દો."

એવામાં એમના હિમાયતીઓ અને એજન્ટ લોકો ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે "અમે શાદીનો ખર્ચ માથાદીઠ બે રૂપિયા આપીશું

અને વરસની બાકી રકમ પણ આપીશું.'' જે લોકો મજબૂર અને લાચાર હતા એમનો પીર સાહેબના ખુલાસા અને એજન્ટો તેમજ માલદારોની કબૂલાતને કારણે ખામોશ રહેવા સિવાય કોઈ છૂટકો જ ન રહ્યો. અને લાચાર થઈને એ રકમ ચૂકવવી પડી. (''મોમિન મિત્ર'' ઓગસ્ટ ૧૯૩૧ ઈ.સ.)

## ગામના દરેક માણસ ઉપર ટેક્ષ :

પીર સાહેબ કોઈ ગામમાં થોડાક દિવસો માટે તશરીફ લઈ જતા તો ગામના દરેક માણસ પાસેથી એનો ટેક્ષ અલગ રીતે વસુલ કરવામાં આવતો.

પીર સાહેબ અને એમના નોકર ચાકરો માટે તેમજ બીજાં સાવ ખોટા ખર્ચાઓ માટે એ રકમ વસૂલ કરવામાં આવતી. એ સિવાય હાથ મિલાવવાની રકમ વળી અલગ લેવામાં આવતી.

ટૂંકમાં દુનિયા હાસિલ કરવા માટેનાં તમામ પ્રકારનાં કીમીયા અજમાવવામાં આવતા હતા. પીરોની આવી હરકતો, એમની જિહાલત, એશપરસ્તી અને ગુમરાહી સમગ્ર મોમિન કૌમની દીન અને દુનિયા બંનેની બરબાદીનું કારણ બની રહી હતી.

સબબ કુછ ઓર હૈ તૂ જિસકો ખુદ સમજતા હૈ
ઝવાલ બંદ એ મોમિનકા બેઝરી સે નહીં.

## મોમિન કૌમ પીર સાહેબને વારસામાં મળેલ મિલક્ત હતી એનો પુરાવો :

સૈયદ મહેરહુસૈને એમની હયાતીમાં જ એમની વારસાઈની ગાદી પોતાના મોટા દીકરા સૈયદ ઝહીરહુસૈનને ૧૧ ડીસેમ્બર ૧૯૪૦ના દિવસે સોંપી દીધી હતી અને પોતાની તમામ મિલકત પણ પોતાના પાંચ દીકરાઓ વચ્ચે એવી રીતે વહેંચી દીધી કે સૈયદ ઝહીરહુસૈનને પાલનપુરનું મકાન અને સાથે તમામ મુરીદો એમના હિસ્સામાં આવ્યા. બાકીના ચાર દીકરાઓને અમદાવાદના મકાનો અને ધોળકાના મકાનો અને અલીબાગની જમીન આપી દીધી.

કિતાબના લેખકે લખ્યું છે કે ''સૈયદ ઝહીરહુસૈનનું એ મોટું કારનામું છે કે એમણે ફક્ત પાલનપુરનું મકાન અને મુરીદોને લઈને જ સંતોષ લીધો. ખરેખર એ એમની દરિયાદીલી અને હિંમતની વાત છે.''

(જાફરી ફૂલદાની પાન ૭૯ ગુજરાતી ભાષામાં - એ કિતાબ શીઆઓની છે અને તેને છપાવનાર શીઆ જાફરી વિકાસ મંડળ ઈલોલ તા. હિંમતનગર જી. સાબરકાંઠા)

ખરેખર વિચાર કરવાની વાત છે અને ગોર કરવાનું મકામ છે કે જિહાલત અને આંધળો વિશ્વાસ કેટલી હદે ભયંકર હોય છે કે દીન અને દુનિયાનું દેવાળું નીકળી રહ્યું હોય છતાં એનો એહસાસ પણ થાય નહીં, હાય !

'કારવાં કે દિલસે એહસાસે ઝિયાં જાતા રહા'

## તમામ મોમિન બિરાદરી એક મસ્લક અને એક અકીદાની હતી :

સૈયદ પીર મશાયખ (રહ.) ના દોઢસો વરસ બાદ લગભગ ૧૮૫૦ ઈસ્વી. માં આપના જ વંશજોમાં થયેલ સૈયદ કાસમઅલી ને બે દીકરા હતા. એક સૈયદ અબુતાલિબ અને બીજા સૈયદ હસનઅલી.

સૈયદ અબુતાલિબનો ઈન્તેકાલ બાળપણમાં થઈ ગયો હતો. (એમની કબર ખંભાતમાં છે) એ સમયમાં પૂરી મોમિન બિરાદરી એક જ પ્લેટફોર્મ ઉપર હતી.

બસુ ગામના બિદઅતોમાં ફસાએલા કેટલાક મોમિન અને કાણોદર વિગેરેના અસના અશરી મોમિન અને જિલ્લા બનાસકાંઠા, મહેસાણા, પાટણ અને સાબરકાંઠાના જાફરી શીઆ વિગેરેનું એ સમયે કોઈ વજૂદ ન હતું. પૂરી મોમિન બિરાદરી એક જ મસ્લક અને અકીદા ઉપર કાયમ હતી.

જ્યારે સૈયદ અબુતાલિબનું બાળપણમાં ઈન્તેકાલ થઈ ગયું ત્યારે કાણોદર અને ખંભાતના મોમિન બિરાદરો પોતાની બિરાદરીથી અલગ થઈ ગયા અને તેમણે શીઆ મસ્લક અપનાવી લીધો અને કેહવા લાગ્યા કે સૈયદ હસનઅલી અબુતાલિબના ભાઈ નથી. એટલે કે સૈયદ કાસિમઅલીના દીકરા નથી. આ રીતે એમણે પાછળ આવનારી નસલનો ઈન્કાર કરી દીધો અને ૧૯૦૧ ઈસ્વી.માં કાણોદરવાળાઓએ રીતસર શીઆ અશનાઅસરી મસ્લક અપનાવીને અગાઉથી ચાલ્યા આવતા પીરોનો સિલસિલો છોડી દીધો.

સૈયદ હસનઅલીના દીકરા સૈયદ એહમદહુસૈન છે. જેઓ પાલનપુરમાં

રહેતા હતા. અને તેમની મઝાર મેતા ગામમાં છે. સૈયદ એહમદહુસૈનનો આખરી જમાનો એ હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબનો શરૂઆતનો જમાનો હતો.

હજુ હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) એ પાલનપુરમાં પોતાની દીની દર્સગાહની શરૂઆત કરી ન હતી. એ પહેલાં મોમિન કૌમના કેટલાક માણસો વેપાર ધંધાની શોધમાં મુંબઈ ગયા હતા.

૧૮૩૫ ઈસ્વી. માં ગઠામણના કેટલાક માણસો સૌથી પહેલાં મુંબઈ પહોંચ્યા અને એમણે બળદગાડી ચલાવવાનો ધંધો શરૂ કર્યો. કેટલાક સમય બાદ એમણે ઘોડાગાડીઓને ધંધો શરૂ કર્યો. એ જમાનામાં મોમિન કૌમનો કોઈપણ માણસ મુંબઈ પહોંચી જતો તો ગઠામણવાળાઓ એને પોતાનાથી થઈ શકે એટલો સાથ અને સહકાર આપતા અને એને કોઈ નાના-મોટા ધંધામાં લગાવી દેવાની ફિકર કરતા.

નશા પિલાકે ગિરાના તો સબકે આતા હૈ
મઝા તો જબ હૈ કિ ગિરતોં કો થામ લે સાકી !

ધીરે ધીરે ૧૯૦૦ ઈસ્વી. સુધી મોમિન કૌમના લોકોની મોટી સંખ્યા મુંબઈ પહોંચી ચૂકી હતી. જેમાં દુન્યવી ઈલમ મેળવેલા લોકો પણ હતા અને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોથી મહોબ્બત અને અકીદત હોવાને કારણે એમને સુન્ની પંથની જાણકારી પણ હતી. એ જમાનામાં ગામડાઓમાં શીઅતનો પ્રચાર જોરશોરથી શરૂ થઈ ગયો હતો.

---

(નોંધ : આ માહિતી "મોમિન મિત્ર" ગુજરાતી જાન્યુ. ઈસ્વી. ૧૯૩૩ પાન ૧૮માંથી લીધેલ છે.)

---

## શીઆ પંથનો પ્રચાર :

કાઠિયાવાડ અને મુંબઈના અસનાઅશરી ખોજા અને કાણોદરના અસનાઅશરી મોમિન એ બધાં મળીને મોમિન કૌમમાં શીઅતનો પ્રચાર અને ફેલાવો કરતા હતા. શીઆ અકીદાની કિતાબો ગુજરાતીમાં છપાવીને મોમિન બિરાદરીના દરેકે દરેક ગામમાં પહોંચાડવાની કોશિશો શરૂ કરી દેવામાં આવી હતી અને મોમિન બિરાદરીના લોકોને શીઆ પંથ તરફ લાવવા

માટે એમના મુલ્લાંઓ અને દઅવત આપનારાઓને પોતાના 'હિદાયત ફંડ' માંથી પગારો આપી આપીને વાએજો કરવા માટે દરેક ગામમાં મોકલવામાં આવતા હતા.

અને એ વાએજ કરનારાઓ લોકોને એવું સમજાવતા હતા કે ''સૈયદ પીર મશાયખ (રહ.) ના બાપ દાદાઓનો મઝહબ 'અસનાઅશરી' રહ્યો છે. અને સાચો અને અસ્લી મસ્લક (માર્ગ) આ 'અસનાઅશરી' જ છે. અને સુન્નતીયતં તો બાદની પેદાઈશ છે.'' આ પ્રકારના કાવાદાવા પૂરી કોમમાં શરૂ કરી દીધા હતા.

ઈસ્વી. ૧૯૦૨માં કાણોદરના એક માણસ તરફથી ''શીઆ અસના અશરી મોમિન તરક્કીએ ઈસ્લામ ફંડ'' ના નામનો એક વાર્ષિક રીપોર્ટ છપાવવામાં આવ્યો હતો. જેમાં સૈયદ પીર મશાયખ (રહ.) ઉપર આરોપો અને સુન્નીયોની ખિલાફમાં ખરાબ જુઠ્ઠાણા છાપવામાં આવ્યા હતા.

આજથી લગભગ સો વર્ષ પહેલાં મુંબઈથી પ્રગટ થનાર દૈનિક અખબાર ''અખબારે ઈસ્લામ''માં પણ સુન્નીયોની ખિલાફમાં જુઠ્ઠાણા છાપવામાં આવતા હતા. અને ભાવનગરથી દર માસે પ્રગટ થતા અસના અશરીઓના રિસાલા ''રાહેનજાત''માં પણ સુન્નીયોની ખિલાફ કાવાદાવા પ્રગટ કરવામાં આવતા હતા.

અને અમરેલી (કાઠિયાવાડ) ના શીઆ ખોજાઓ તરફથી પ્રગટ થતા માસિક રિસાલા ''નૂરે હિદાયત'' માં પણ સૈયદ પીર મશાયખ (રહ.) ની ખિલાફમાં જૂઠા લખાણો છપાતા હતા અને આપને 'શીઆ' સાબિત કરવાની કોશિશો કરવામાં આવતી હતી અને પીર મશાયખ (રહ.) ની કિતાબોને શાહ આલમગીર (રહ.) ની બીકથી લખાયેલી 'તકિયાવાળી' કિતાબો જાહેર કરવામાં આવતી હતી.

ઉપરાંત કાણોદરના અશનાઅસરી લોકો મોમિન કોમના પીર સૈયદ એહમદહુસૈનને શીઆ બની જવા માટે સમજાવી રહ્યા હતા અને સૈયદ એહમદહુસૈન અંદરથી 'શીઅત'ને અપનાવી પણ ચૂકયા હતા.

ટૂંકમાં, દરેકે દરેક બાજુએથી તકરીરો-વાએજો અને લખાણોથી શીઆપંથની જાળ પાથરવાની પૂરજોશ ચળવળો અને કોશિશો ચાલુ

હતી. અને સુન્ની મોમિનો અને એમના દીની બુઝુર્ગોની ખિલાફમાં જગજાહેર લખાણો છપાવવામાં આવી રહ્યા હતા.

મુંબઈમાં વસનારા મોમિનભાઈઓ જેમને સૈયદ પીર મશાયખ (રહ.) અને એમની કિતાબોથી દીવાનગીની હદે મહોબ્બત અને અકીદત હતી. ઉપરાંત એમને સાચા આલીમોની વાએજો અને નસીહતો પણ સાંભળવાનો મોકો મળતો હતો, જેથી સુન્ની મસ્લકથી એમનો ગાઢ સંબંધ અને મજબૂત નાતો બંધાઈ ચૂકયો હતો.

એ નેક લોકોએ સુન્ની મસ્લક વિરૂધ્ધના કાવાદાવાઓ અને છળકપટના સમયમાં ખામોશ રહેવાનું યોગ્ય ન માન્યું બલ્કે નુકસાનકારક સમજ્યું. કારણકે ખામોશ રહેવાથી ભોળી મોમિન બિરાદરી કયાંક એમની જૂઠી માયાજાળમાં ભરમાઈ જાય માટે એનો જોરદાર વિરોધ કરવા માટે એમણે કમર કસી લીધી અને અંદરોઅંદર મશ્વરો કરીને હજ્જારોની સંખ્યામાં ઈશ્તેહારો (પેમ્પલેટો) અને નાની મોટી કિતાબો ગુજરાતીમાં શીઆ પંથની ખિલાફમાં છપાવીને વહેંચવાનું શરૂ કરી દીધું અને પૂરી કૌમને એ છળકપટ કરનારાઓની ચાલબાજીઓથી બચવા માટે સાવધાન કરવાની કોશિશો આરંભી દીધી.

પણ શીઅતનું એ માત્ર આંધું જ ન હતું પરંતુ ભયંકર તોફાન હતું. એટલે એમણે મુંબઈના અખબાર 'નૂરે હિદાયત' માં એના જવાબો આપવાનું શરૂ કરી દીધું. આમ છતાં એમની એ બધી કોશિશો પૂરતી ન હતી. એટલે છેવટે તેઓ મુંબઈમાં ફોકલેન્ડ રોડ જમાલ હોલમાં એકઠા થયા અને કાયદેસરની એક કમિટી બનાવી. જેનું નામ 'અંજુમને ઈત્તેફાકે મોમિન મશાયખી' રાખ્યું અને સને ૧૯૨૦ ઈસ્વી. ના માર્ચ મહિનાથી ગુજરાતી માસિક 'મોમિન મિત્ર' નામે શરૂ કરી દીધું. એ માસિક સળંગ બાર વરસ સુધી ચાલુ રહ્યું અને એ કમિટી અને માસિક 'મોમિન મિત્ર' ના બધા જ જીમ્મેદારો હઝરત મૌલાના નઝીરમીયાં (રહ.) સાહેબની તરબીયતમાં સામેલ થઈ ગયા. આપે એ સૌની ખૂબખૂબ ઈસ્લાહ કરી અને રેહબરી પણ ફરમાવી.

'મોમિન મિત્ર' નું પ્રગટ થવું ખૂબ જ સમયસરનું અને અત્યંત જરૂરી હતું. એ માસિક શીઅતના તોફાન સામે રક્ષણ આપનાર ઉપરાંત બીજા ઘણાં ફાયદાઓ પહોંચાડનારૂં હતું.

જેમકે (૧) 'મોમિન મિત્ર' ના જરીઆથી સુન્નતનો પ્રચાર કરવાનો અને શીઅતની જૂઠી માયાજાળને ખુલ્લી પાડવાનો મકસદ હતો.

(૨) દીની તાલીમ માટે મકતબો અને મદ્રસાઓ શરૂ કરવા માટે લોકોને તૈયાર કરવા અને દરેક ગામના જરૂરી હાલાત છાપીને લોકો સુધી પહોંચાડવા એ પણ 'મોમિન મિત્ર' માસિકનો ખાસ મકસદ હતો.

(૩) પીર સૈયદ એહમદહુસૈનના સાહેબઝાદા સૈયદ મહેરહુસૈને પૂરી મોમિન કૌમને શીઅતની ચાદરમાં લપેટવાની કોશિશ કરી તો સૌથી પહેલાં "મોમિન મિત્ર" રિસાલાએ જ એની ખિલાફમાં બગાવતનો પરચમ લહેરાવ્યો અને એના જિમ્મેદારોએ સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાંથી સુન્નતના ફેલાવા માટે અને શીઅતને ખતમ કરવા માટેનાં લખાણો બરાબર બાર વરસ સુધી "મોમિન મિત્ર" માં છપાવ્યાં.

(૪) અને પીર સાહેબનું "આ કદમ ખરેખર કુરઆન અને હદીસની ખિલાફનું છે" એ હકીકતને "મોમિન મિત્ર"માં સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાંથી સાબિત કરવામાં આવતી હતી.

(૫) "મોમિન મિત્ર" પ્રગટ કરનારા અને એને સાથ સહકાર આપનારા તેમજ તનમન અને ધનથી એને મદદ કરનારા એ તમામ મોમિન બિરાદરો ખરેખર લાખ લાખ શુક્રિયાહના હકદાર છે કે એ રિસાલા મારફત એમણે પૂરી કૌમને એ સમયે તમામ સાચી હકીકતોથી હોશિયાર અને બેદાર રાખી. તેમજ સૈયદ મહેરહુસૈન કે જેઓ શીઆ પંથને અપનાવી ચૂકયા હતા. કૌમમાંથી એમનો પ્રભાવ અને અસર "મોમિન મિત્ર"ના જરીઆથી ઓછો કરી નાખવામાં આવ્યો અને સૈયદ પીર મશાયખ (રહ.)ની સાચી તાલીમને કૌમ સામે જાહેર કરવામાં આવી.

એ સમયે "મોમિન મિત્ર"માં આ પ્રમાણેનાં હેડિંગો છાપવામાં આવતાં.

(૧) "પીર કેવી ખૂબીઓનો માલિક હોવો જોઈએ ?"

(૨) "ખૂબીઓ જોઈને પીર બનાવો"

(૩) ઈમાનમાં વારસાઈગીરી નથી ચાલતી એ માટે ફક્ત વંશને જોવામાં ન આવે.

સૈયદ પીર મશાયખ (રહ.) ના આ પ્રકારના બયાનોનો પૂરી કૌમની સામે 'મોમિન મિત્ર' મારફત ખૂબ ફેલાવો કરવામાં આવ્યો. અને પહેલી જ વાર વહેલામાં વહેલી તકે "દીવાને મશાયખ" છપાવવાની જરૂરીયાતનો એહસાસ થયો. કારણકે આખી કૌમ સૈયદ પીર મશાયખ (રહ.) ને ચાહનારી અને આપની કિતાબોની અકીદતમંદ હતી. અને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાં 'એહલે સુન્નતવલ જમાઅત' નો મસ્લક (માર્ગ) ખૂબ સાફ સાફ રીતે બયાન કરવામાં આવ્યો હતો. અને શીઆ પંથની પોકળતાને ખૂબ પડકારવામાં આવી હતી. એ માટે દરેક રીતે એ નૂરની કિતાબોને છપાવવી ખૂબ જ જરૂરી હતું. અને 'મોમિન મિત્ર' એના માટેનું મોટામાં મોટું સાધન બન્યું હતું.

સૈયદ એહમદહુસૈન જાતે ખુદ શીઆપંથ તરફ ઢળેલા હતા અને એમણે પોતાના વારસદાર તરીકે નક્કી થયેલ મોટા દીકરા સૈયદ મહેરહુસૈનને કાઠિયાવાડમાં લખનવી શીઆ મૌલવીની પાસે તાલીમ અપાવી હતી.

છતાં સૈયદ એહમદહુસૈન બેધારી ચાલ ચાલતા હતા કારણકે મોમિન કૌમનો મોટો ભાગ પીર મશાયખ (રહ.) અને અને એમની કિતાબોનો દિવાનો હોવાને કારણે સુન્ની મસ્લકથી જોડાયેલો હતો. એ માટે બધે જાહેરમાં શીઅતનો પ્રચાર કરવાની તેમની હિંમત થઈ શકતી નહીં પણ જે ગામમાં એવી તક મળી જતી તો શીઅતનો પ્રચાર કરવાનું તેઓ ચૂકતા નહીં. એમની આ બેધારી ચાલને 'મોમિન મિત્ર' માં છાપીને જાહેર કરવામાં આવતી હતી અને એના પૂરાવાઓ પણ આપવામાં આવતા હતા.

---

નોંધ :- જુઓ સૈયદ એહમદહુસૈનનો ખત જે ઈલોલવાળાઓ મારફતે જિલ્લા સાબરકાંઠાવાળાઓને નામે લખવામાં આવેલ છે.

વળી કેસરપુરાવાળાઓને પાલનપુર બોલાવીને કાયદેસરના દસ્તાવેજ ઉપર શીઆ રીતરીવાજો મુજબ રહેવાની તાકીદ કરવામાં આવી હતી અને એ બદલ એની ઉપર સહીઓ લેવામાં આવી હતી.

અને કાગળમાં જે શીઆ તરીકો છે (એટલે કે ખુલ્લા હાથે નમાઝ પઢો અને અઝાનમાં અલી, વલી વશીઅલ્લાહ કહો) એને અપનાઓ અને જે કોઈ એની ખિલાફ ચાલે એની સાથેના સંબંધો તોડી નાખો. અને એ

કાગળ પર પોતાની મહોર લગાવેલ છે. (એ કાગળની નકલ જુઓ. 'મોમિન મિત્ર' ઓકટો. ૧૯૩૦ ઈસ્વી. પાન - ૧૪ ઉપર)

---

સૈયદ મેહરુહુસૈનની શીઅતની ખુલ્લંખુલ્લી દાઅવતના ખિલાફમાં બગાવતનો પરચમ બુલંદ કરવામાં આવ્યો હતો. અને એમનો બરાબર પીછો કરવામાં આવતો હતો. કોઈ ગામમાં એમની ''પધરામણી'' થતી અને રૂપિયા બટોરવામાં આવતા તો 'મોમિન મિત્ર' માસિકમાં એ બાબતે ખૂબ વિગતવાર લખવામાં આવતું. જેથી સુન્ની મસ્લકના વાંચકો સાચી હકીકતોથી વાકેફ થઈને પોતાના મસ્લક ઉપર અડગ રહેતા અને કોઈ મૂંઝવણમાં અટવાએલાઓને પણ હક્કાનીયતનો સાચો માર્ગ સાફ દેખાઈ આવતો અને શિઆ વાંચકો તેથી લજ્જીત થઈને હિંમત હારી બેસતા.

ટૂંકમાં શીઅતની જાળો અને ચાલો જેટલી પહોળી અને ઊંડી હતી. અલહમ્દોલિલ્લાહ...આ 'મોમિન મિત્ર' રિસાલાનો એની ખિલાફમાં જંગ પણ એટલી જ બુલંદ પાયાનો હતો.

સૈયદ મહેરહુસૈન તરફથી પૂરી કૌમને શીઅતની લપેટમાં લઈ લેવાની કોશિશો થઈ રહી હતી અને 'મોમિન મિત્ર' ના જિમ્મેદાર હઝરાત તનમન અને ધનની બેશુમાર કુરબાનીઓ આપીને એની ખિલાફમાં જદ્દોજહદ કરી રહ્યા હતા અને આપણા જેવા પાછળ આવનારાઓને જાણે તેઓ કહી રહ્યા હતા કે અમારા જેવા દરિયાના તોફાનોમાં ફસાયેલાઓની હાલત તમે કિનારા ઉપર ઉભેલા લોકો કયાંથી જાણી શકો ?

તે સમયની આવી કટોકટીની હાલત જોતાં 'મોમિન મિત્ર'નું પ્રગટ થવું ખૂબ જ ઉપયોગી અને સમયસરનું હતું. એના ઝિમ્મેદારોએ પોકારેલ એ સમયસરની આલબેલ હતી.

જો કે હઝરત મૌલાના મોહંમદ નઝીર (રહ.) નું તામીરી (પાયાનું) કામ એનાથી પણ બુલંદ દરજ્જાનું હતું. પણ કેટલીક વખતે મોટામાં મોટું કામ કેટલું જરૂરી હોય છે એટલું નાનું કામ પણ જરૂરી હોય છે. એક ફારિગ મૌલવી થવા માટે 'અલિફ-બા' ની તકતીનું પઢવું એટલું જ જરૂરી છે કે જેટલું બુખારી શરીફનું પઢવું જરૂરી હોય છે. દરેક કામનો સમય અને

રીત અલગ અલગ હોય છે પણ નાના મોટા બધાંજ કામો બાતિલની આંધીઓ સામે લડવા માટે જરૂરી હોય છે.

એટલે જ મોમિન કૌમની પ્રગતિની ઈમારત ચણવા માટે પાયાનું કામ જેટલું જરૂરી હતું એટલું જ જરૂરી શીઅતની આંધીનો સામનો કરવાનું કામ પણ હતું.

ટૂંકમાં બંને મોરચાઓ ઉપર પોતાની ફરજો દિલોજાનથી બજાવનારા નેકબંદાઓ હજારો શુક્રિયાને લાયક છે અને પરવરદિગારનો લાખ લાખ એહસાન અને કરમ છે કે એણે એ તમામની જદ્દોજહદને જરીઓ બનાવીને આપણને સૌને શીઅતની માયાજાળમાં ફસાવવાથી ઉગારી લીધા નહિતર એમાં ફસાઈને આપણે દીનની તબલીગને લાયક પણ રહેતા નહીં એટલે કે આપણને ન તો કોઈ સાચી તાલિમ આપનારું હોત અને ન તો કોઈને એની જરૂર દેખાતી. શીઅતના લેબલની અદનામાં અદની એ જ તો નહૂસત છે.

આખેરતનો મામલો તો બેશક અલ્લાહ જ જાણે છે. પણ આજે દીનની તબલીગનું મુબારક કામ આખી દુનિયામાં પૂરબહારમાં ચાલી રહ્યું છે. છતાં પોતપોતાના ગામોમાં વસનારા શિઆ બિરાદરો પોતાની ઉપર લાગી ગયેલ 'શીઅત' ના લેબલને કારણે એ નૂરાની મારગથી મહેરૂમ છે. એ તો સૌના જાત અનુભવની વાત છે. પરવરદિગાર સૌને નેક તૌફીક આપે....આમીન.

વળી આ 'મોમિન મિત્ર' રિસાલો હઝરત મૌલાના મોહંમદનઝીર સાહેબ (રહ.) ની દીની જદ્દોજહદમાં પણ ખૂબ મદદરૂપ થતો. આપના પાયાના કામો જેમકે કોઈ ગામમાં મદ્રસો ખોલવો હોય અથવા કોઈ વખતે મદ્રસાનો જલ્સો નક્કી કરવો હોય તો એ રિસાલો એ દીની કામોની બરકતો અને ખૂબીઓને ખૂબ સારી રીતે છાપીને લોકોમાં એનો પ્રચાર કરતો અને લોકોમાં આવા નેક કામો માટે ઝૌક અને શૌક પેદા કરાવતો જેનાથી દરેકે દરેક ગામમાં લોકોને મદ્રસો ખોલવાની ફિકર પેદા થતી.

---

નોંધ :- 'મોમિન મિત્ર' ના (એપ્રિલ ૧૯૩૩ ઈસ્વી.) પાન ૨૯ ઉપર તાલીમના સિલસિલામાં સૈયદ મહેરહુસૈન તરફથી વિરોધ કરવાની લેખિત દરખાસ્તને (જે નવાબ સાહેબ પાલનપુરને આપવામાં આવેલ હતી) તેમજ

તેમની ખોટી હરકતોને છાપીને જાહેર કરવામાં આવેલ છે અને હઝરત મૌલાના નઝીરમીયાં સાહબ (રહ.) ની મહાન ખિદમતોને બિરદાવવામાં આવેલ છે.

---

ટૂંકમાં મુંબઈવાળાઓ અને હઝરત મૌલાના નઝીરમીયાં સાહેબ (રહ.)ની જદ્દોજહદનો માર્ગ અને મકસદ એક જ હોવાથી તેઓને એકબીજાને પોતપોતાના કામોમાં મદદ મળી રહેતી અને હઝરત મૌલાના એ ઝિમ્મેદાર હઝરાતની જરૂરી ઈસ્લાહ પણ કરતા રહેતા અને એમની રેહબરી પણ ફરમાવતા.

જે લોકોએ એ મુબારક જદ્દોજહદમાં જાની-માલી મદદ ફરમાવેલ હોય બારીતઆલા એમની નાની મોટી ખતાઓને દરગુઝર ફરમાવી જન્નતુલ ફિરદોસમાં એમને આલા મરતબા મરહમત ફરમાવે....આમીન.

## "શીઅત" ફેલાવવાની કોશિશોની સાથે સાથે ભેદી ચાલો :

સૈયદ એહમદહુસૈન હિજરી ૧૨૭૯માં પેદા થયા. એમના ત્રણ દીકરાઓ હતા. સૈયદ ગુલામનબી અને સૈયદ રિયાઝહુસૈન આ બંને બુઝુર્ગો સુન્ની અકીદો ધરાવનાર અને પરહેઝગાર હતા અને પોતાના મુરીદોને પણ સુન્ની મસ્લકની તાલીમ અને શીખામણ આપતા હતા.

સૈયદ રિયાઝહુસૈન પાલનપુરમાં રહેતા હતા અને સૈયદ ગુલામનબી દાદર-મુંબઈમાં. પોતાના મકાનની પાસે જ આપે મસ્જીદ બનાવી હતી. પાંચેય વખતની નમાઝોની ઈમામત પણ આપ પોતે જ ફરમાવતા. આપની વફાત હિજરી સન ૧૩૬૫ અને ઈસ્વીસન ૧૯૪૬માં થઈ હતી.

આપની વસીયત મુજબ માહિમમાં હઝરત અલી મહાઈમીના કબ્રસ્તાનની પાસે આપને દફન ફરમાવવામાં આવ્યા અને સૈયદ રિયાઝહુસૈનની મઝાર ગામ મેતા જી. બનાસકાંઠામાં છે.

---

(નોંધ : એમના વાલીદ સૈયદ અહમદહુસૈનની વફાત હિજરી સન ૧૩૩૮ મુજબ ઈસ્વી. ૧૯૨૦માં થઈ છે)

---

સૈયદ એહમદહુસૈનના ત્રીજા દીકરા સૈયદ મહેરહુસૈન છે જેઓ એમના જાનશીન અને ગાદીના વારસદાર થયા છે. જેમની તાલીમ અને

તરબીયત અસનાઅશરી લખનવી મૌલવીએ કરી છે. એટલે જ એ બંને બાપ દીકરો શીઆ મસ્લકની લપેટમાં આવી ગયા હતા. અને પૂરી કૌમને પણ એ જ મસ્લકની પાબંદ કરવા માટે ખાનગીમાં સ્કીમો તૈયાર કરતા હતા.

સમગ્ર મોમિન બિરાદરીને સૈયદ પીર મશાયખ (રહ.) ની મુબારકઝાત અને આપની નૂરાની કિતાબોથી ભારે અકીદત અને મહોબ્બત હતી. વળી સૈયદ પીર મશાયખ (રહ.)ની દરગાહ-મસ્જીદ વિગેરેથી (વકફ હોવાને કારણે અને ફાતેહાખ્વાનીને કારણે) પણ ભારે લગાવ હતો.

એ બંને બાપ દીકરાએ સૌથી પહેલાં જે ગુપ્ત સ્કીમ તૈયાર કરી તે એ હતી કે મોમિન કૌમનો એ ત્રણેની સાથેનો (૧) સૈયદ પીર મશાયખ (રહ.) (૨) આપની કિતાબો અને (૩) આપની દરગાહ સાથેનો સંબંધ ખતમ કરી નાખવામાં આવે.

એટલે સૌ પહેલાં એમણે સૈયદ પીર મશાયખ (રહ.) ની ઉપર આરોપો મૂકવાનું શરૂ કર્યું. જે આરોપ આપની હયાતીમાં પણ આપની ઉપર લગાડવામાં આવતો હતો કે "આપે શાહ આલમગીર (રહ.) ની બીકથી 'તકિયો' (બનાવટ) કરીને સુન્ની મઝહબની કિતાબો લખી છે"

બીજી સ્કીમ એ અમલમાં લાવવામાં આવી કે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોના હાથે લખેલ કલમી નુસખાઓ જે જે ગામડાઓમાં મૌજૂદ છે એમને છપાવવાનું બહાનું બતાવીને વસૂલ કરી લેવામાં આવે અને બાળી નાખીને એમનો હંમેશ માટે નાશ કરી દેવામાં આવે.

અને ત્રીજી સ્કીમ એ અમલમાં આવી કે અમદાવાદમાં ચારતોળા કબ્રસ્તાનની પાસે સૈયદ પીર મશાયખ (રહ.) ની દરગાહ અને મસ્જીદ છે અને તેને અડીને આવેલ મકાનો જે વકફ હતાં એ તમામ મિલકતોને સૈયદ મહેરહુસૈને પોતાની માલિકીની મિલ્કતો બતાવવા માટે સરકારી દસ્તાવેજોમાં ફેરફાર કરાવી દીધા અને એ રીતે સુન્નીઓનું એ દરગાહમાં દાખલ થવાનું બંધ કરાવી દીધું અને એ માટે દરેક જાતની અણછાજતી હરકતો શરૂ કરી દીધી. જેથી સુન્નીઓનો એમાં કોઈપણ જાતનો અધિકાર રહે નહીં અને સૈયદ પીર મશાયખ (રહ.) સાથેનો એમનો જાહિરી લગાવ ખતમ થઈ જાય. એટલે જ નાછૂટકે સુન્નીઓને જાની અને માલી કુરબાનીઓ આપીને પણ છેવટે કોર્ટનો આશરો લેવો પડયો.

એ બંને સાહેબોનો મકસદ મોમિન કૌમની ઉપરોક્ત બુનિયાદોને હચમચાવી નાખવાનો હતો. જેથી તેઓ શીઅતની જાળ બરાબર પાથરી શકે. કારણ કે સૈયદ પીર મશાયખ (રહ.) તેમજ આપની કિતાબો અને આપની દરગાહો એ ત્રણેની સાથે મોમિન કૌમનો ગાઢ સંબંધ શીઅતના ફેલાવા માટે મોટી અડચણરૂપ બની રહ્યા હતા. આવી નાજુક હાલતમાં પણ આપણા અગાઉના બુઝુર્ગો તોડફોડનો મારગ અપનાવ્યા વગર બેશુમાર જાની માલી કુરબાનીઓની કસોટીઓમાંથી પસાર થતા રહ્યા છે. જેની વિગતો હવે આપણે આગળ જોઈશું.

---

નોંધ : હાલમાં પાકિસ્તાનમાં વસનાર મોમિન બિરાદરો જેઓ આઝાદી પહેલાં આસપાસના ગામોમાં રહેતા હતા. ઈ.સ.૧૯૪૭ માં દેશના ભાગલા પડયા બાદ એમાંના કેટલાક મોમિન બિરાદરો પાકિસ્તાન ચાલ્યા ગયા. એમના વડવાઓ પણ પીરોની ગુમરાહીનો ભોગ બનીને અનેક મુશ્કેલીઓમાં સપડાયેલા રહ્યા હતા.

---

અહીં ખુદાએ કરીમની શાન અને કુદરતને જરૂર યાદ કરવી જોઈએ, વળી આનાથી ખુદાની ઝાતનું બેનિયાઝ (બેપરવા) હોવું પણ સાફ જાહેર થાય છે કે આલે રસુલ જેઓ પોતાને 'સૈયદ' કહે છે. જેમનું કામ કૌમની રેહબરી કરવાનું અને તામીરી કામોમાં મશ્ગુલ રહેવાનું છે. અલ્લાહની કુદરતે એમને તોડફોડના કામોમાં મશ્ગુલ કરી દીધાં. અને જેમનું કામ તામીરી ન હતું એમને તામીરી કામોમાં લગાવી દીધા. આ ઉલટફેરનો ચમત્કાર બેશક ખુદાએ પાક તરફથી જ છે. ખુશનસીબ છે એ લોકો કે જેઓ આખેરતની તામીરના કામોમાં મશ્ગુલ હોય.

## રિવાજી પીરો આમ લોકોની નજરમાં :

સૌથી પહેલાં એ જાણી લેવું જરૂરી છે કે એ રિવાજી પીરોની આમ લોકોમાં કેવી પોઝીશન હતી. જેથી એમની ખિલાફમાં બગાવતનો પરચમ લહેરાવનારાઓની હકપરસ્તી અને હિંમતનો અંદાજો લગાવી શકાય.

એ સમયમાં પીરની પોઝીશન કોઈ સ્ટેટના નવાબથી જરાપણ ઓછી ગણાતી નહીં. આજ કારણ હતું કે પાલનપુરના નવાબ સુન્ની પંથના

હોવા છતાં સૈયદ પીર એહમદહુસૈન અને સૈયદ મહેરહુસૈન સાથેના સંબંધો સાચવી રાખવા માટે તેઓ કાનૂની કાર્યવાહીઓમાં તેમજ બીજી દરેક બાબતોમાં સૈયદ મહેરહુસૈનનો સાથ આપતા હતા. એ હકીકતને જાણવા છતાંય કે એ બંને બાપ દિકરો શીઆ પંથના પ્રચારકો છે.

આમ કરવાનું કારણ સાફ જાહેર છે કે જે પીરને પૂરી કૌમ દિલોજાનથી માનતી હોય તો રાજ્યનો નવાબ પણ એવા મોભાદાર માણસને પોતાના રાજકીય લાભ માટે પણ માનીતો રાખવાની કોશિશ કરે જ.

આમ, પીર સાહેબ માટે આખી કૌમ પોતાનો જાનમાલ નિછાવર કરતી. અને પીર તરફથી એક વાર્ષિક ટેક્ષ દરેકે દરેક માણસ માટે (પછી એ ગમે તેટલો મોહતાજ કે ફકીર કેમ ન હોય) ચૂકવવાનો નક્કી કરી દેવામાં આવ્યો હતો અને બરાબર વસૂલ કરવામાં આવતો હતો.

એ ઉપરાંત પણ નવા નવા રીત રિવાજો અને 'પધરામણી' વિગેરેના બહાનાઓ કરીને અવારનવાર નાણાં વસુલ કરવામાં આવતા હતા અને કૌમનો મોટો ભાગ એને હોંશેહોંશે અદા કરીને ફખ્ર મહેસુસ કરતો. આમ પીર તરફની ખૂલ્લી લૂંટને પણ તેઓ બંને જહાંનની ભલાઈ માનતા હતા. કોઈની પણ કોઈ જાતની દલીલ કે વાંધો આમાં ચાલતો નહીં અને ન તો કોઈનામાં એમ કરવાની હિંમત હતી.

દરેક ગામમાં 'પધરામણી'નો એક જ મકસદ ''માલ વસૂલ કરવાનો'' હતો એ જાણવા છતાં પણ ગામનો નાનો મોટો દરેક જણ પીર સાહેબની 'પધરામણી' વખતે ખુશીયો મનાવતો. એ માટે જાહેર સૂચનાઓ લટકાવવામાં આવતી. ઝંડીઓ ફરકાવવામાં આવતી. ઢોલવાજાંઓની સાથે પીર સાહેબનું સ્વાગત કરવામાં આવતું.

અને એમને ખુલ્લી જમીન ઉપર ચાલવું ન પડે એ માટે રસ્તાઓ ઉપર જાજમો પાથરવામાં આવતી અને પીર સાહેબની દરેકે દરેક ખ્વાહિશ પૂરી કરવામાં આવતી. કોઈ બાબતે કોઈપણ જાતની ગૂંચવણ પેદા થઈ જતી તો તેને માટે પીર સાહેબનો હુકમ આખરી ફેંસલો ગણાતો. કોઈપણ માણસને એ ફેસલા સામે ચૂં કે ચોં કરવાની છૂટ ન હતી અને કોઈની તેમ કરવાની હિંમત પણ ન થતી.

કોઈ ગરીબ માણસ નકકી થયેલ ટેક્ષ ચૂકવવા માટે લાચારી બતાવતો તો આખી કૌમ તરફથી તેનો બાયકોટ કરવાની ધમકી આપવામાં આવતી અને એ ગરીબને હેરાન પરેશાન કરી નાખવામાં આવતો અને ટેક્ષ ચૂકવવા સિવાય એનો છૂટકારો થતો નહીં.

કૌમમાં જિહાલત એટલી હદે હતી કે ઔરતો અને પીર સાહેબ વચ્ચે કોઈપણ જાતનો પરદો કરવામાં આવતો નહીં. અને શરીઅતની ખિલાફની કેટલીય બાબતો જિહાલતને કારણે પીર અને મુરીદો વચ્ચે ચાલતી રહેતી. પીર ફક્ત દુનિયા હાસિલ કરવા માટે જ હતા. એમને શરીઅતના એહકામો સાથે કોઈ સંબંધ ન હતો. આવા પીરના ઈશારે આખી કૌમ પોતાના જાન અને માલ કુરબાન કરવા તૈયાર રહેતી હતી.

પીર સાહેબના આવા દબદબા ભરેલ વાતાવરણમાં ગુપ્ત સ્કીમો ઘડી ઘડીને પૂરી કૌમને શીઅત તરફ વાળવા માટે મજબૂર કરવાની કોશિશો કરવામાં આવી.

પીરના એ નાજાયઝ કામોની સામે એક તરફ "અલ્લાહની ઝાત સિવાય કોઈપણ મખલૂકની ગુલામી જાયઝ નથી" નો અવાઝ બુલંદ થઈ રહ્યો હતો તો બીજી તરફ "ઝાલિમ હાકિમોની સામે હક વાત કહી દેવી એ બેહતરીન જેહાદ છે" નું વાતાવરણ પણ જોરશોરમાં પેદા થઈ રહ્યું હતું.

એ રીતે મોમિન કૌમના જાંબાઝોએ જાનમાલની કુરબાનીની નિયતથી એ 'બેહતરીન જેહાદ' માટે અને પૂરી કૌમને ગુમરાહીથી બચાવી લેવા માટે બુલંદ ઈરાદાઓ સાથે બગાવતનો પરચમ લહેરાવી દીધો અને એકે એક જૂઠી સ્કીમનો જ્યાં સુધી ખાતમો ન કરી દીધો ત્યાં સુધી રાહતનો દમ લીધો નહીં.

અને પોતાની કુરબાનીઓથી કોમના વિશાળ વર્ગને શીઅતની નાગચૂડમાંથી ઉગારી લીધી. કેટલાંક નેકબંદાઓએ આ બુલંદ જદ્દોજહદ માટે પોતાની જાન અલ્લાહને હવાલે કરી દીધી. કેટલાંય એ રાહે હકમાં શહીદ થઈ ગયા. પરવરદિગાર એ તમામની ઉપર એની રેહમતોની બારિશ ફરમાવે અને એમને બુલંદ મકામોથી નવાજે....આમીન.

દુનિયા પરસ્ત પીરની ગંદી ચાલબાજીઓને કારણે કૌમ અને તેના જિમ્મેદારોને કેવી કેવી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું અને

જાનમાલની કેવી કેવી કુરબાનીઓ આપવી પડી એની વિગતો હવે આગળનાં પાનાઓ ઉપર આપણે જોઈશું.

## સૈયદ પીર મહેરહુસૈનનો વકફની મિલકતો ઉપર પોતાની માલિકીનો દાવો :

અય તાઈરે લાહૂતિ ! ઉસ રિઝક સે મૌત અચ્છી
જિસ રિઝક સેં આતી હો પરવાઝમેં કોતાહી.

સૈયદ પીર મશાયખ (રહ.) ના મકાનો તેમજ મસ્જીદ અને આપની મઝાર શરીફ અમદાવાદના ચારતોળાની પાસે ચારે તરફ પાકી દિવાલોની વચ્ચે છે. આ જમીન અને મિલ્કતો વરસોથી વકફ ચાલી આવતી હતી.

મસ્જીદમાં પાંચ વખત નમાઝ થતી હતી. સૌ કોઈ નમાઝ અથવા ઝિયારત માટે આવતા જતા હતા. પણ ઈસ્વી. ૧૯૧૯માં સૈયદ મહેરહુસૈને આ વકફની મિલકતોને સરકારી દસ્તાવેજોમાં ફેરફાર કરાવીને પોતાની માલિકીના નામે ચડાવી દીધી હતી. ઉપરાંત તેમાં સુન્ની મોમિનોનું આવવું-જંવું બંધ કરાવી દેવામાં આવ્યું હતું અને એ જગ્યાએ એ બાબતના લેખિત એલાનો પણ લગાડી દેવામાં આવ્યા હતા. એટલું જ નહીં ત્યાં કોઈ સુન્ની મોમિન પગ ન મૂકે તે માટે માથાભારે લોકોનો સાથ પણ લેવામાં આવ્યો હતો.

વર્ષોથી ચાલ્યા આવતા અધિકારોથી સુન્નીયોને મેહરૂમ કરી દેવા માટે આવું પગલું ભરવામાં આવ્યું હતું. નાછૂટકે સુન્ની મોમિનોએ અમદાવાદની કોર્ટમાં કેશ દાખલ કર્યો.

જ્યારે સૈયદ મહેરહુસૈન કોર્ટમાં ઝુબાની આપવા ગયા તો એમણે મસ્જીદને 'મસ્જીદ' કહેવાથી પણ સાફ ઈન્કાર કરી દીધો અને હોઝને "બાગમાં પાણી પાવાની ટાંકી" જાહેર કરી અને મસ્જીદની બાજુમાં આવેલ મકાનને "ઘોડાગાડીનો તબેલો" છે તેમ જાહેર કર્યું.

એમણે કોર્ટમાં એવી સાવ જુઠી જુબાની એ માટે આપી કે એ બધી મિલકતો પોતાની ખાનગી માલિકીની છે તેમ સાબિત કરી શકાય અને તેમની ઉપર સુન્ની મોમિનોનો કોઈ હકદાવો બાકી રહે નહીં.

અમદાવાદની જિલ્લા કોર્ટમાં પાંચ વરસ સુધી આ કેશ ચાલતો રહ્યો અને ૨૨ નવેમ્બર ૧૯૨૭ ઈ.સ. ના રોજ એ કેશનો ચૂકાદો સુન્નીઓની તરફેણમાં આવ્યો અને સૈયદ મહેરહુસૈનની ઝુબાનીઓને જુઠ્ઠી ગણાવીને રદ કરી દેવામાં આવી.

તે સમયે એક નાની કિતાબ ગુજરાતીમાં "દરગાહ કેશ" ને નામે સુન્નીઓની જાણ માટે છપાવવામાં આવી હતી. કોર્ટની તરફથી એવો ફેંસલો સંભળાવવામાં આવ્યો હતો કે સર્વે નં. ૧૩૬માં આવેલ દરગાહ, મસ્જીદ અને તેને અડીને આવેલ મકાનો જેમની ચારે તરફ દીવાલો છે. એ તમામ મિલ્કતો વકફ ટ્રસ્ટની માલિકીની છે. જેમાં તમામ મોમિનોનો હક અને અધિકાર છે. તેઓ મસ્જીદનો મસ્જીદની રીતે ઉપયોગ કરી શકે છે અને મઝાર શરીફ પર ઝિયારત માટે પણ આવવા જવાનો એ તમામનો અધિકાર છે.

આ ચુકાદો સૈયદ મેહરહુસૈનને ગમ્યો નહીં. કારણકે એમને તો એ મિલ્કતોને પોતાની માલિકીની સાબીત કરવાની ધૂન લાગેલી હતી. એટલે એમણે મુંબઈ હાઈકોર્ટમાં ૧૯૨૮ ઈ.સ.માં અપીલ દાખલ કરી દીધી. મુંબઈ હાઈકોર્ટે પણ ૨૭ નવેમ્બર ૧૯૩૩ ઈ.સ. ના રોજ એવો ચુકાદો આપી દીધો કે એ તમામ મિલ્કતો વકફની છે અને વકફની રહેશે.

ઉપરાંત હાઈકોર્ટના નામદાર જજોએ એવું પણ જાહેર કર્યું કે સૈયદ પીર મશાયખ (રહ.) જેઓ સત્તરમી સદી ઈ.સ.માં પેદા થયેલ તેઓ મહાન માર્ગદર્શક અને નેક બુઝુર્ગ હતા. જેમણે લોકોને મઝહબી તાલીમ આપેલ છે. અને આ જગ્યાને આમ લોકોના ફાયદા માટે વકફ કરવામાં આવેલ છે. એટલે અમદાવાદની કોર્ટનો ચુકાદો જેમનો તેમ કાયમ રાખવામાં આવે છે અને સૈયદ મહેરહુસૈનની અપીલ (નં. ૨૧૭) જે મુંબઈ હાઈકોર્ટમાં કરેલ છે તેને કાઢી નાખવામાં આવે છે. ઉપરાંત ફરિયાદી એકને થયેલ તમામ ખર્ચ તેમને અદા કરવાનો હુકમ કરવામાં આવે છે અને સર્વે નં. ૧૩૬ વાળી મિલ્કતો આમ લોકો માટે વકફ જાહેર કરવામાં આવે છે. (મશાયખ નવજીવન ચરીત્ર)

સુન્ની મોમિન બિરાદરો પૂરેપૂરી હિંમતથી અને જાન અને માલની કુરબાનીઓ આપીને આ કેશ છેવટ સુધી લડતા રહ્યા અને અલ્લાહના ફઝલો કરમથી એમાં કામયાબ પણ રહ્યા.

## દીવાને મશાયખની નકલોનો નાશ કરવાની કોશિશો :

સૈયદ મહેરહુસૈને પોતે નક્કી કરેલ સ્કીમો પ્રમાણે ગામડાઓમાંથી દીવાને મશાયખની હાથે લખેલી નકલો એકઠી કરવાનું કામ શરૂ કરાવી દીધું લોકોને એ માટે એમણે "બીજી નકલો તૈયાર કરવાની છે" એવું બહાનું બતાવ્યું અને કિતાબો એકઠી કરીકરીને એનો નાશ કરી નાખવાનું કામ શરૂ કરી દીધું.

કાણોદરમાંથી જે નકલો હાથ લાગી એને કૂવામાં ફેંકાવી દીધી. એજ રીતે રણુંજમાંથી પણ કિતાબો મેળવીને એનો નાશ કરી દેવામાં આવ્યો. રણુંજવાળાઓએ તો એ માટે પોલીસમાં ફરિયાદ પણ કરી જેથી કોર્ટમાં કેશ દાખલ થયો.

આમ સૈયદ મહેરહુસૈનને માનનારાઓએ જુદા જુદા ગામડાઓમાંથી દીવાને મશાયખની નકલો મેળવવા માટેની દોડધામ વધારી દીધી. અને કોઈને કોઈ બહાનાથી કિતાબો મેળવીને એમને કાં તો બાળી નાખવામાં આવતી અથવા તો કૂવામાં પધરાવી દેવામાં આવતી.

સુન્ની મોમિન બિરાદરીએ આ બધું જોઈને દીવાને મશાયખની નકલોને બચાવી લેવામાં કોશિશો જોરશોરથી લગાવી દીધી જેથી નકલો કરીકરીને છપાવી શકાય.

એ માટે ઉત્તર ગુજરાતના ગામડાઓ તેમજ ખેડા અને છેક કાઠિયાવાડ સુધીની દડમજલ આદરીને ઠેકઠેકાણેથી હાથે લખેલી નકલો શોધી શોધીને એને છપાવવાની મહેનત શરૂ કરી દીધી. એ સમયનું વાતાવરણ સુન્નીઓને માટે જરાપણ અનુકૂળ ન હતું કારણ કે સૈયદ મહેરહુસૈનની હામાં હા કરનારાઓ મોટી સંખ્યામાં મોજૂદ હતા.

કાણોદરવાળાઓએ સુન્નીઓને કિતાબ નકલ કરવા માટે આપી નહીં પણ કાણોદરમાં જ બેસીને નકલ કરવાની શરત રાખી. એટલે એ ગામમાં કેટલાય દિવસો સુધી રોકાણ કરીને કેટલાય બયાનો નકલ કરવામાં આવ્યાં. (કાણોદરમાં રોકાણ કરનારા હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી સમોડાવાળા હતા.)

કેટલીક વખતે તો ખેતરોમાં સંતાઈસંતાઈને રાત્રે આગ સળગાવીને એના અજવાળામાં કેટલાક બયાનો લખવામાં આવ્યાં.

નવાઈની વાત તો એ છે કે આ ગુજરી બોલીમાં અરબી અને ફારસી ભાષાના શબ્દો ખૂબ વપરાયા છે અને એની નકલો કરનાર હઝરાત અરબી અને ફારસીથી સાવ અજાણ હતા. એટલે કામ ખૂબજ મહેનત અને મુશ્કેલી ભરેલું હતું એ મુશ્કેલી ભર્યા કામને પાર પાડવામાં અલ્લાહના સાત આઠ બંદાઓએ ખૂબજ કુરબાનીઓ આપી છે. ખાસ કરીને હાજી જમાલુદ્દીન નૂરમહંમદ સાલેહ પીરોજપુરાવાળા. જેનો હઝરત મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) સાથે ખાસ સંબંધ હતો. અને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોની નકલો કરવાનો આપને ખૂબજ શોખ હતો. આપ એ મુબારક કામમાં રાતદિન મશ્ગૂલ રહેતા.

તેઓ હઝરત મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) પાસેથી ફૈઝ મેળવતા અને કિતાબોની નકલો પણ કરતા. સમજમાં ન આવે એવા મુશ્કેલ શબ્દોના અર્થ તેઓ કાગળની એક બાજુમાં હોંશિયામાં નોંધી લેતા પછી તેને દુરસ્ત કરાવીને જ છપાવતા.

મોમિન કૌમના દરેક ગામમાં દીવાને મશાયખની કિતાબો પહોંચાડવાની તેઓ કોશિશ કરતા. સૌથી પહેલી કિતાબ "ખુલફાએ રાશીદીન" ૧૯૨૨ ઈ.સ. માં હાજી જમાલુદ્દીન સાહેબે જ દુરસ્ત કરીને છપાવી. જેનો મકસદ "એહલે સુન્નત" ના મસ્લકનો ફેલાવો અને શીઅતને મ્હાત કરવાનો હતો.

ધીરેધીરે દીવાને મશાયખની તેર કિતાબોની નકલો કરીને તેને છપાવીને મોમિન કૌમના ઘરેઘરમાં પહોંચાડી દીધી. (દીવાને મશાયખની જુદીજુદી કિતાબોની પ્રસ્તાવનાઓમાંથી આ માહિતી લેવામાં આવેલ છે.)

અને એ બધાંજ નેક કામો હઝરત મૌલાના નઝીરમીયાં સાહેબ (રહ.) ના સલાહસૂચનો મુજબ તેમજ આપની દેખરેખ નીચે કરવામાં આવતાં હતાં. આપ એ કિતાબોની ખૂબીઓને ખૂબ સારી પેઠે જાણતા હતા.

ખરેખર એ સમયના સુન્ની બુઝુર્ગોએ દીવાને મશાયખની કિતાબોની નકલો કરવામાં અને છપાવવામાં અને એને ઘેરઘેર પહોંચાડવામાં પોતાના જાન અને માલની કીમતી કુરબાનીઓ આપી છે. એ નેક કામોમાં સમોડાવાળા

હાજી ઈબ્રાહીમ પીરમહંમદ પણ મોખરે રહ્યા છે. દરેક કિતાબની નકલ કરનારાઓનાં મુબારકનામો હવે આગળનાં પાનાં ઉપર આપ જોઈ શકશો.

નિશાં યહી હૈ ઝમાને મેં ઝિંદા કૌમોંકા
કિ સુબ્હશામ બદલતી હૈં ઈનકી તકદીરેં

ટૂંકમાં એ બુઝુર્ગોએ અલ્લાહના ફઝલો કરમ અને તૌફિકથી સૈયદ મહેર હુસૈનની ''દીવાને મશાયખ'' નો નાશ કરી દેવાની સાઝિશને નિષ્ફળ બનાવી દીધી.

સદાએ હક હું મેરા ખાતમા હૈ નામુમકિન
દબાનેવાલો ! બળે શૌક સે દબાઓ મુઝે

## ભણેલા લોકો માટે ઈબરતનો ખુલ્લો નમૂનો :

''દીવાને મશાયખ''ને દુરસ્ત કરનારા અને એમાં આવતા મુશ્કેલ શબ્દોના અર્થ એના જાણકારો પાસેથી મેળવીને એને છપાવનારા એ બુઝુર્ગોએ મદ્રસામાં અરબી ફારસીની રીતસરની કોઈ તાલીમ લીધેલી નહતી. એ હકીકતને જોતાં ખરેખર એમનું એ કારનામું એમની ઈલમી હેસિયતથી ઘણું બુલંદ છે અને કૌમની તેમજ દીનની સાથે હમદર્દીનો ઉપરાંત એમના ઈખ્લાસનો ખુલ્લો નમૂનો છે.

આવા મુખ્લીસ બંદાઓની હકતઆલા જરૂર મદદ ફરમાવેછે.પરવરદિગાર આપણને સૌને પણ દીનની ખિદમત પૂરેપૂરા ઈખ્લાસની સાથે કરવાની તૌફિક અતા ફરમાવે...આમીન...

## સૈયદ પીર મશાયખ (રહ.) ઉપર ''તકિયા'' નો આરોપ અને એનો જવાબ :

જ્યારે સૈયદ મેહરહુસૈન અને એમની હિમાયત કરનારાઓ 'દરગાહ કેશ' અને 'દીવાને મશાયખ' ને નાશ કરવાની કોશિશોમાં નિષ્ફળ રહ્યા તો એમણે સૈયદ પીર મશાયખ (રહ.) ઉપર આરોપ મૂકવાનું શરૂ કરી દીધું કે આપે શાહ આલમગીર (રહ.) ની બીકથી 'તકિયો' (બનાવટ) કરીને કિતાબો લખી છે.

શીઆ પ્રચારકોની એ જૂની ટેવ રહી છે કે તેઓ ઔલિયા અલ્લાહ

ઉપર પણ તોહમતો લગાડતા રહે છે. એટલું જ નહીં હઝરત અલી (રદી.) ઉપર પણ તેઓ 'તકિયા' નો આરોપ ધરે છે.

વળી શરૂથી એમનો એ પણ રવૈયો રહ્યો છે કે એહલે સુન્નત વલજમાઅતના જેઓ અકાબીરો (વડવાઓ) છે અને ઉમ્મતમાં જેમની ખૂબજ મકબૂલીયત અને ચાહના છે એવા બુઝુર્ગોનો સંબંધ શીઆ મસ્લકની સાથે જોડી દે છે. એવા એવા જુઠ્ઠાણાંઓનો આશરો લઈને એમણે શીઅતનો ફેલાવો કરવાની કોશિશો કરી છે.

ખુદ ઈમામે આઝમ અબૂહનીફા (રહ.) જેઓ બનૂ અબ્બાસની ખોટી નીતીઓના વિરોધી હતા અને સાદાતે કિરામ તેમજ એહલે બૈતના અકાબીરો સાથે આપના સારા સંબંધો હતા. એ હકીકતને આગળ ધરીને આપનો સંબંધ પણ શીઆ મસ્લક સાથે જોડી દીધેલ છે.

તેઓ "ઈતિહાસકાર અબૂ જાફર મુહમ્મદ બિન જરીર તબરી અને ખલિફા હારૂન રશીદ અને સઅદી શિરાઝી (રહ.) અને શેખ ફરીદુદ્દીન અત્તાર (રહ.) વિગેરેનો સંબંધ પણ "રફઝ (રાફજી પંથ) મસ્લક સાથે છે" એવું જાહેર કરવાનું ચૂકતા નથી.

અને સૂફિયાએ કિરામમાં મૌલાના જામી (રહ.), ઈબ્રાહીમ બિન અદહમ (રહ.), શેખ બાયઝીદ બસ્તામી (રહ.) અને શેખ શહાબુદ્દીન સોહરાવર્દી જેઓ 'સુન્નતવલ જમાઅત' ની બુલંદ અને ખૂબજ મકબૂલ, હસ્તીઓ છે. એમના વિશે પણ એમનો દાવો છે કે એ બુઝુર્ગો 'શીઆ' હતા. એટલેજ કાઝી નુરૂલ્લાહ શોસ્તરી (જેઓ શીઆ હતા) એ પોતાની કિતાબ "મજાલિસુલ મોઅમીનીન" માં ઉપરોક્ત બુઝુર્ગોને 'શીઆ' ગણાવેલ છે.

શીઆઓની આવી હરકતોને કારણેજ સૈયદ પીર મશાયખ (રહ.) ફરમાવતા રહેતા કે : "ઔલિયાહ અલ્લાહ' ની ખાણ અને ખજાનો ફક્ત 'સુન્નતવલ જમાઅત' પાસે છે અને 'શીઆ' એમનાથી મેહરૂમ છે. એટલેજ કોઈને કોઈ બહાનું કાઢીને તેઓ સુન્ની ઔલિયાઓનો સંબંધ શીઅતની સાથે જોડી દે છે"

સૈયદ પીર મશાયખ (રહ.) ના લખાણોમાં અને ઉમ્મતના બીજા અનેક પેશવાઓનો કલામોમાં ઉપરોક્ત બુઝુર્ગો "સુન્ની મસ્લક" ના

હોવાની ૯૯ (નવ્વાણું) જેટલી દલીલો મૌજૂદ છે. છતાં શીઆઓ એ તરફથી આંખો ફેરવી લઈને એ બૂઝૂર્ગોના કોઈ કોઈ લખાણને ખુદની અણસમજથી પોતાના મતલબ પ્રમાણેનો અર્થ કાઢીકાઢીને પેશ કરે છે. ખરેખર એ પોતે તો ગુમરાહ છે જ પણ આમ કરીને તેઓ બીજા હજ્જારો લોકોની ગુમરાહીનું કારણ પણ બને છે.

સૈયદ પીર મશાયખ (રહ.) ની તમામ કિતાબો કુરાન અને હદીસોની રૌશનીમાં છે. જેનાથી સુન્નતવલ જમાઅતવાળાઓનો મસ્લક (મારગ) સાફસાફ જાહેર થઈ જાય છે.

આપની એ તમામ કિતાબો ગુજરીબોલીમાં શેર અને નઝમના અંદાજમાં છે. જેની નાની મોટી કુલ ૧૮ (અઢાર) કિતાબો છે. તેમાં વણાયેલ અશ્આર અને નઝમો દિલી કેફિયતોથી ભરપૂર છે. જેમાં દર્દ અને તડપન પણ સામેલ છે. (એવા કલામોને "શાહ આલમગીર (રહ.) ના દબદબા અને બીકને કારણે લખાયેલા" હોવાનું કહેવું એ સરાસર બુધ્ધિવગરની વાત છે.)

દબદબા અને બીકથી કોઈની પાસે 'હા' અથવા 'ના' તો બોલાવી શકાય પણ દબાણ અને બીકને વશ થઈને કોઈ માણસ દર્દ, તડપન અને ટીસથી ભરપૂર હજ્જારો પાનાં ઉપર પથરાયેલ અશ્આરરૂપે આટલા વિગતવાર બયાનો લખી શકે એવું તો માની શકાય જ નહી :-

વાત સાચી આંધળાને પણ તરત સમજાય છે
ના સમજવું હોય અને કોણ સમજાવી શકે ?

વળી આ કિતાબોમાં કેટલીય જગ્યાઓએ આપે અલ્લાહ રબ્બુલ ઈજ્જત પાસે દુઆઓ પણ માંગી છે. જેમકે બીજાપુર અને ગોલકોંડાના બંને હાકેમો શીઆ હતા. તે છતાં પણ પીર મશાયખ (રહ.) એ એ બંનેની ખિલાફમાં અને હઝરત આલમગીર (રહ.) ની તરફેણમાં કામયાબી માટે દુઆઓ કરી છે.

લશ્કરની ચડાઈ પહેલાં આપે શાહ આલમગીર (રહ.) ને પોતાની ભવિષ્યવાણી પહોંચાડી દીધી હતી. કે "બીજાપુર અને ગોલકુંડાના હાકેમો હારી જશે અને અલ્લાહ આપને ફતેહ નસીબ ફરમાવશે. આપ કિલ્લાનો ઘેરાવ ઉઠાવી લઈને પાછા જવાનો વિચાર બિલકુલ ફરમાવશો નહીં" અને છેવટે આપની ભવિષ્યવાણી મુજબ જ બધું થયું.

હવે અહીં ખૂબજ ઊંડાણથી વિચારવાની જરૂર છે કે દુઆ તો અલ્લાહ અને બંદા વચ્ચેની સાવ ખાનગી વાતચીત છે. તો સૈયદ પીર મશાયખ (રહ.) એ બંને શીઆ હાકેમોની હાર માટે અને શાહ આલમગીર (રહ.) ની ફતેહ માટે શા માટે દુઆઓ કરી ? અહીંયાં અલ્લાહની સામે ''તકિયા'' નો સવાલ જ કયાં હતો ?

ઉપરાંત સૈયદ પીર મશાયખ (રહ.) ની બાદ આપની ઔલાદે વંશ પરંપરાગત લગભગ અઢીસો (૨૫૦) વર્ષ સુધી સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોનો ફેલાવો કર્યો છે અને એમનીજ તાલીમની તાકીદ કરી છે તેમજ તેઓ પોતે પણ 'સુન્નતવલ જમાઅત' ના મસ્લક સાથે જોડાયેલા રહ્યા છે. ખરેખર એ પૂરા સમય દરમિયાન હઝરત આલમગીર (રહ.) હયાત હતા જ નહીં અને ન તો આપની બાદ 'સુન્ની મસ્લક' નો આપના જેવો રૂઆબ અને દબદબો ધરાવનાર એમનો કોઈ વારસદાર થયો છે. આનાથી સાફ જાહેર થાય છે કે સૈયદ પીર મશાયખ (રહ.) અને સુન્ની મસ્લક પ્રમાણે ચાલનાર આપની ઔલાદ પણ સાચી છે અને આપની કિતાબો પણ સાચી છે. ગુમરાહ તો એ લોકો છે જેઓ એમની અને એમની કિતાબોની વિરૂધ્ધ દિશામાં ચાલ્યા છે.

અલ્લાહની તરફથી જેના નસીબમાં હિદાયત લખેલી હોય છે એ લોકો તો તણખલાને અને ધૂળની રજકણને પણ હિદાયતને માટે મદદરૂપ સમજે છે. અને તેઓ સાચી મંઝિલને મેળવી લે છે. પણ જેમના નસીબમાં મેહરૂમી અને બદનસીબીજ લખેલી હોય છે તેઓ હિદાયત માટે પહાડ જેવી વસ્તુ પણ મદદરૂપ થતી હોય તો એને ધ્યાનમાં લાવતા નથી અને સાચા માર્ગેથી ભટકી જાય છે તેમજ હિદાયત જેવી કીમતી દૌલતથી મેહરૂમ રહી જાય છે.

આજ હકીકતને કુરઆને કરીમમાં બયાન ફરમાવવામાં આવી છે જેનો મફહુમ છે કે ''કુરઆનના જરીઆથી જ ઘણા ખરા લોકો ગુમરાહ થઈ જાય છે અને એનાથી જ બેશુમાર લોકો હિદાયત પણ મેળવે છે અને 'ફાસિક' લોકોજ ગુમરાહ થાય છે.''

## સૈયદ મહેરહુસૈનની વિનાશક પ્રવૃત્તિઓ :

સૈયદ મહેરહુસૈન જ્યારે પોતાની ઘડેલી સ્કીમોમાં સફળ થયા નહીં તો એમણે ઝનૂની પ્રવૃત્તિઓ શરૂ કરી દીધી. એમના હુકમોથી એમના હિમાયતીઓ દરેક ગામમાં સુન્નીઓ ઉપર જુલમ કરવા લાગ્યા. એમની સાથેના સંબંધો અને સગપણો તોડી નાખવામાં આવતા ત્યાં સુધીકે એમને મસ્જીદોમાં નમાઝ પઢવાથી અને મદ્રસામાં તાલીમ લેવાથી પણ રોકવામાં આવતા અને સુન્નીઓની મિલ્કતોને નુકસાન પહોંચાડવામાં આવતું અને મસ્જીદમાં કેટલાક ગામોમાં હાથ છોડીને નમાઝ પઢવા માટે મજબૂર કરવામાં આવતા. વળી 'જેવો દેશ તેવો વેશ' ની તાલીમ આપવામાં આવતી. કેટલીક વખતે મૈયત ઉપર પણ પથ્થરમારો કરવામાં આવતો.

એક ગામમાં એક મૈયતને દફનાવવા માટેની અને એ માટે મદદરૂપ થવાની મનાઈ ફરમાવવામાં આવી તો મુસ્લીમોની બીજી બિરાદરીએ એ મૈયતના કફન દફનની વ્યવસ્થા કરી.

ટૂંકમાં ઉત્તર ગુજરાતની સમગ્ર મોમિન બિરાદરીના દરેકે દરેક ગામમાં અને દરેકે દરેક ઘરમાં કુસંપો અને વેરભાવનું વાતાવરણ થઈ ગયું હતું. દરેક ઘરમાં શીઆ-સુન્નીના ભેદભાવની દીવાલો ચણાઈ ગઈ હતી અને એ સમયમાં સૈયદ મહેરહુસૈનની હિમાયત કરનારાઓની બહુમતિ હતી એટલે કેટલાય વરસો સુધી સુન્નીઓને હેરાન પરેશાન કરીને ત્રાસ આપવામાં આવ્યો. એ સમયમાં હઝરત મૌલાના નઝીરમીયાં સાહેબ (રહ.) ખૂબજ હિંમત, સબ્ર અને શુક્રની સાથે મોમિન બિરાદરીની તરબીયત અને રેહબરી ફરમાવતા રહ્યા.

હઝરત મૌલાના નઝીરમીયાં સાહેબ (રહ.) ની ઈસ્લાહ અને મહેનતને પરિણામે લોકોમાં મોટી ઉંમરે દીની ઈલમ મેળવવાની તલબ પૈદા થઈ તો દીની ઈલમ મેળવવાના માર્ગમાં પણ તેઓ અડચણો ઊભી કરવા લાગ્યા.

પણ દીનનું ઈલમ મેળવવાની સાચી લગની ધરાવનારા અલ્લાહના એ બંદાઓએ એક તરકીબ શોધી કાઢી એ આખીજ બિરાદરી આમ તો ખેડૂત હતી. એટલે આખો દિવસ ખેતીનું કામ કરીને એમાંથી પરવારીને ઈશાની નમાઝ બાદ બધાંના દેખતાં એ લોકો વહેલા સૂઈ જતા અને પછી મોડી

રાત્રે જાગીને ઈલમના એ પ્યાસાઓ ચૂપચાપ ખેતરોમાં જતા રહેતા અને રાતના ઘોર અંધારામાં આગ સળગાવીને તેની રોશનીમાં તેઓ કુરઆને પાક શીખતા તેમજ બીજાઓને શીખવાડતા. કેટલાક ગામોમાં ચૂપચાપ કોઈ સુન્નીના ઘરમાં ભેગાં થઈને કુરઆન અને દીનના જરૂરી મસલાઓ શીખતા અને શીખવાડતા.

સુન્ની તરીકા પ્રમાણે જાહેરમાં નમાઝ અદા કરવા માટે પણ મુશ્કેલીઓ હતી. રાત્રે સંતાઈ સંતાઈને વિરોધીઓ તરફથી નમાઝીઓ ઉપર હુમલા કરવામાં આવતા.કેટલીવાર ઘણાં માણસો ઘાયલ પણ થયા. સૌથી વધારે મારામારીની ઘટનાઓ પાલનપુર રાજ્યના તાબામાં આવેલ મેતા ગામમાં થઈ છે. આમ તો દરેક દરેક ગામના સુન્ની ભાઈઓ જુદીજુદી કસોટીમાંથી પસાર થયા છે અને એમણે સબ્ર, હિંમતની સાથે સચ્ચાઈ ઉપર અડગ રહેવાના પૂરાવા આપ્યા છે.

પણ તકલીફો સહન કરનારા એ ગામોમાંથી ખાસ કરીને બે ગામોના સુન્ની ભાઈઓ લાંબા સમય સુધી દરેક જાતના ફિત્ના અને તોફાની હરકતોના શિકાર બન્યા છે. એ બે ગામો એટલે કે મેતા અને ગઠામણવાળાઓની દીનને ખાતર ઉઠાવેલ તકલીફોની થોડી વિગતો આગળના પાનાં ઉપર આવશે. બારીતઆલા એ મર્હૂમોની મગફેરત ફરમાવીને એમને બુલંદ મતરબાઓથી નવાજો આમીન...

### "દીવાને મશાયખ" ની નકલો કરનારા અને એને છપાવનારા હઝરાત :

દીવાને મશાયખની કિતાબોની નકલો કરનારા અને એમને છપાવનારા અને તેને માટે જાન અને માલની બુલંદ કુરબાનીઓ આપનારા અલ્લાહના નેક બંદાઓનાં નામ અહીં પેશ કરીએ છીએ. જેથી પૂરી કૌમ એમના એ મહાન ઉપકારોને ધ્યાનમાં રાખીને એમની શુક્રગુઝાર થઈ શકે અને આખેરાતમાં એમના બુલંદ મરતબાઓ માટે દુવાઓ કરી શકે.

બેશક એ નાજુક સમયમાં એ બુઝુર્ગોએ કરેલ કારનામાં લાખલાખ શુક્રિયાહના હકદાર છે. આજે તો આપણે એમણે ઉઠાવેલ મુસીબતો અને મુશ્કેલીઓનો વિચાર પણ કરી શકતા નથી.

કારણ કે શીઅત મસ્લક અખ્તીયાર કરનારાઓ પોતાને એ સમયમાં 'મશાયખી' ગણાવતા હતા. (એટલે કે પોતાનો સંબંધ સૈયદ પીર મશાયખ (રહ.) ની સાથે જોડતા હતા) અને આજે પણ તેઓ પોતાને 'મશાયખ' કહે છે. તો એમનું મોં બંધ કરવા માટે અને કૌમમાં શીઅત ફેલાઈ ન જાય એ માટે કુરબાનીઓ આપનારા અલ્લાહના બંદાઓએ ખરા સમયે પોતાના જાનમાલની કુરબાનીઓ આપી છે અને એ રીતે એ કિતાબોની નકલો કરીકરીને એને છપાવી છે એ સમયે શીઅતના ફેલાવાને રોકવા માટે એ નૂરાની કિતાબો ખૂબજ ઉપયોગી સાબિત થઈ છે.

## દીવાને મશાયખની ૧૩ (તેર) કિતાબોની નકલો કરનારા અને છપાવનારાઓનાં નામો :

(અહીં દર્શાવેલ બધીજ માહિતી દીવાને મશાયખની છપાયેલ કિતાબોની પ્રસ્તાવનાઓમાંથી લીધેલ છે.)

(૧) "ગઝવાત" : આ કિતાબ ઈ.સ. ૧૯૨૨ માં મુંબઈમાં છપાયેલ છે અને તેને જનાબ મુહમ્મદશરીફભાઈ દાદૂમિયાંએ છપાવી હતી અને તેની પ્રસ્તાવના જનાબ હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી સમોડાવાળાએ લખી છે. ઉપરાંત એમણે એ કિતાબને દુરસ્ત કરવામાં તવારીખ અને સીરતની બીજી કિતાબોની પણ મદદ લીધી છે. આ કિતાબમાં ૨૦૫ (બસોપાંચ) બયાનો છે અને પાનાં કુલ ૩૨૬ (ત્રણસો છવ્વીસ) છે.

(૨) "ખુલફાએ રાશીદીન" : આ કિતાબને ઈ.સ. ૧૯૨૩માં પહેલીજવાર અને ઈ.સ. ૧૯૫૮માં બીજીવાર જનાબ મુન્શી ઈબ્રાહીમ પીરમહંમદ સમોડાવાળાએ છપાવી છે. હાજી જમાલુદ્દીન નૂરમહંમદ સાલેહ પીરોજપૂરાવાળાએ આ કિતાબની પ્રસ્તાવના લખી છે અને એની દુરસ્ત પણ આપેજ કરી હતી. એમાં કુલ ૧૧૩ (એકસોતેર) બયાનો છે. અને કુલ પાનાં ૨૦૨ (બસોબે) છે.

(૩) "ઈબાદત" ભાગ ૧ : ઈ.સ. ૧૯૨૪માં હાજી જમાલુદ્દીન નૂરમહંમદ સાલેહ પીરોજપૂરીએ એની નકલ કરવાની અને એને છપાવી પ્રસિધ્ધ કરવાની ખિદમત આપેલ છે. આ કિતાબમાં કુલ ૧૬૩ (એકસો ત્રેસઠ) બયાનો છે.

(૪) "મોઅજીઝાત" : આ કિતાબ ૧૯૨૪ ઈ.સ. માં છપાઈ છે. જનાબ મુહમ્મદ શરીફ દાદૂમિયાંએ એની નકલ કરી છે. એમાં ૧૨૮ (એકસો અઠ્ઠાવીસ) બયાનો છે.

(૫) "ઈમાન ભાગ ૧" : આ કિતાબ ઈ.સ. ૧૯૨૮માં "મોમિન એકસલ સેર એસોસિએશને" મુંબઈમાં છપાવીને પ્રસિધ્ધ કરી હતી. આ કિતાબની નકલ કરવાની જવાબદારી હાજી જમાલુદ્દીન સાલેહ (રહ.) એ ઉઠાવી હતી. "ઈમાન" ભાગ ૧ અને ભાગ ૨ માં કુલ ૪૦૫ (ચારસોપાંચ) બયાનો છે.

(૬) "મેઅરાજનામા" : આ કિતાબ ઈ.સ. ૧૯૩૬માં હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી સમોડાવાળાએ અને હાજી જમાલુદ્દીન સાલેહ અને મૌલવી ફતેહમોહંમદ સાહેબ ત્રણેએ મળીને તેને દુરસ્ત કરીને છપાવી છે. એમાં ૧૮૨ (એકસો બ્યાસી) બયાનો છે અને કુલ પાનાં ૨૩૦ (બસો ત્રીસ) છે.

(૭) "મકતૂલનામા ભાગ ૧" : ઈ.સ. ૧૯૪૪માં "મોમિન એકસલ સેર એસોસિએશને" છપાવી છે.

(૮) "મકતૂલનામા ભાગ ૨" : ઈ.સ. ૧૯૫૨માં "મોમિન એકસલ સેર એસોસિએશને" છપાવી છે.

મકતૂલનામાની પ્રસ્તાવના દાઉદભાઈ હાજી રાજમહંમદ દાઉવા કાલોસણ બાદરપુરાવાળા (ઉર્ફ મિસ્ટર) એ લખેલ છે અને દુરસ્ત કરવામાં તેમજ તેની નકલ કરવામાં નીચે દર્શાવેલ સાત સાથીઓ શરીક રહ્યા છે.

(૧) હાજી સુલેમાન વગડિયા - તેનીવાડા
(૨) હાજી અબ્દુલગની ચારોલિયા - પીરોજપુરા
(૩) હાજી હબીબ નશીર ચારોલિયા - પીરોજપુરા
(૪) હાજી નસીરૂદ્દીન ખોરજીયા - નેદરા
(૫) જ. યુસુફ અલીજી બઘરા - બસુ
(૬) જ. અબ્દુર્રહીમ જાનમહંમદ - ખલી
(૭) જ. હબીબ નસીરૂદ્દીન - વડુ

"મકતૂલનામા ભાગ ૧" માં ૩૦૭ (ત્રણસો સાત) બયાનો છે અને કુલ પાનાં ૩૩૪ (ત્રણસો ચોત્રીસ) છે અને ભાગ ૨ માં ૩૦૨ (ત્રણસો બે) બયાનો છે અને કુલ પાનાં ૩૩૦ (ત્રણસો ત્રીસ) છે.

(૯) "ઈમાન ભાગ ૨" : આ કિતાબ ઈ.સ. ૧૯૪૫માં "મોમિન એંકસલ સેર એસોસિએશને મુંબઈમાં છપાવીને પ્રસિધ્ધ કરેલ છે. એને દુરસ્ત કરવાનું કામ હાજી જમાલુદ્દીન સાલેહે કર્યું છે."

(૧૦) "ઈબાદત ભાગ ૨" : ઈ.સ. ૧૯૪૫માં "મોમિન એકસલ સેર એસોસિએશને" મુંબઈમાં છપાવીને પ્રસિધ્ધ કરેલ છે. એને દુરસ્ત કરવાનું કામ હાજી દાઉદ રાજમહંમદ દાઉવા કાલોસણ - બાદરપુરાવાળાએ કર્યુ છે. એમાં ૧૫૮ (એકસો અઠ્ઠાવન) બયાનો છે.

(૧૧) "વિશાલનામા" : આ કિતાબને હાજી ઈબ્રાહીમખાનજી પીરોજપુરાવાળાએ છપાવીને વકફ કરેલ છે. એને છપાવવાની ખિદમત "મોમિન એકસલ સેર એસોસીએશન" મુંબઈએ આપેલ છે. આ કિતાબની પ્રસ્તાવના જનાબ દાઉદ હાજી રાજમહંમદ કાલોસણ-બાદરપુરાવાળાએ લખેલ છે અને દુરસ્ત પણ આપે કરેલ છે. એમાં ૧૫૨(એકસો બાવન) બયાનો છે અને ૨૩૪ (બસ્સો ચોત્રીસ) પાનાં છે.

(૧૨) "નૂરનામા" : આ કિતાબને ઈ.સ. ૧૯૫૪માં હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી સમોડાવાળાએ મુંબઈથી છપાવીને પ્રસિધ્ધ કરેલ છે. કિતાબના અઘરા શબ્દોના અર્થ હાંસિયામાં આપેલ છે. એમાં ૧૪૬ (એકસો છેંતાલીસ) બયાનો છે અને કુલ પાનાં ૨૭૨ (બસો બોત્તેર) છે.

(૧૩) "ગરદિયા" : આ કિતાબને ઈ.સ. ૧૯૫૫માં હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શીએ છપાવી. એમાં કુલ ૧૧૮ બયાનો છે અને કુલ પાનાં ૨૨૨ (બસો બાવીસ) છે.

મોમિન બિરાદરી તરફથી મુંબઈથી પ્રગટ થનાર માસિક "મોમિન મિત્રે" ઈ.સ. ૧૯૨૦ થી ઈ.સ. ૧૯૩૨ કુલ ૧૨ (બાર) વરસ સુધી ખૂબ સારી ખિદમત આપેલ છે અને પૂરી કૌમને શીઅતથી દૂર રાખવામાં ખાસ રોલ અદા કરેલ છે. તે ઉપરાંત પણ નાની નાની કિતાબો, પેમ્પલેટો અને જાહેરાતો છાપવામાં એણે મહત્વની સેવાઓ આપેલ છે જેની વિગત નીચે મુબજ છે.

| | | |
|---|---|---|
| (૧) | વસીલતુન્નજાત | ગુજરાતી |
| (૨) | ઈમાનનાં મોતી | ,, |
| (૩) | ઈબ્ને ઝુબૈર (રહ.) | ,, |
| (૪) | મેતા ખૂન કેશ | ,, |
| (૫) | મેતા ખૂન કેશનો ચુકાદો | ,, |
| (૬) | દરગાહ કેશનો ચુકાદો | ,, |
| (૭) | ઈસ્લામી એહકામ | ,, |
| (૮) | નમાઝ અને જમાઅત | ,, |
| (૯) | રમઝાન અને રોઝા | ,, |
| (૧૦) | પીર મશાયખ (રહ.) નું જીવન ચરીત્ર | ,, |
| (૧૧) | મહીકાંઠાના કાયદા | ,, |
| (૧૨) | હનફી ફતવા | ,, |
| (૧૩) | વારસો અને મોમિન કૌમ | ,, |
| (૧૪) | શરીઅતનું ફરમાન | ,, |
| (૧૫) | શરીઅતે નબવી (સ.અ.વ.) | ,, |
| (૧૬) | પાખંડી પીર | ,, |
| (૧૭) | મોહર્રમની બિદઅતો | ,, |
| (૧૮) | શારદા એક્ટ | ,, |
| (૧૯) | શારદા એક્ટ | ઉર્દૂ |
| (૨૦) | કાલેળાના સવાલ-જવાબ | ગુજરાતી |
| (૨૧) | ઝાલિમ બાપ | ,, |
| (૨૨) | ઈસ્લામી પરદો | ,, |
| (૨૩) | પાલનપુરના મદ્રસાનો જલસો | ,, |
| (૨૪) | ગઠામણના મદ્રસાનો રિપોર્ટ | ,, |
| (૨૫) | ફિકાહનો કેટલોક ભાગ | ,, |

(મશાયખ જીવન ચરિત્ર ગુજરાતીમાંથી)

આ કિતાબો અને રિસાલાઓ ઉપરાંત લગભગ ૧ લાખ જેટલા પેમ્પલેટો ખાસ જરૂરી સમયે પ્રગટ કરેલ છે.

---

નોંધ : મોમિન કૌમની દીની અને દુન્યવી પ્રગતિ માટે અનેક કુરબાનીઓ આપીને આગળ રહેનાર (૧) હાજી નસીરૂદ્દીન વલીમહંમદ ચૌધરી મેતાવાળા (૨) હાજી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી (૩) હાજી જમાલુદ્દીન સાલેહ (૪) હાજી વલીમહંમદ જાનમહંમદ વદાણીવાળા (૫) હાજી અલીમહંમદ જલાલુદ્દીન મડાણાવાળા જે.પી. વિગેરે વિગેરે આ તમામ બુઝુર્ગો હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) પાસેથી તાલીમ તરબીયત પામેલા અને આપની સોબતમાં રહેનારા હતા.

---

## મુંબઈમાં મોમિન બિરાદરીમાં ઈ.સ. ૧૯૧૯ થી ઈ.સ. ૧૯૫૫ સુધી પાંચ કમિટિઓની રચના કરવમાં આવી

| | | |
|---|---|---|
| (૧) | અંજુમને ઈત્તેફાક મોમિન મશાયખી | ઈ.સ. ૧૯૧૯માં |
| (૨) | અંજુમને નવજવાનાને મોમિન | ,, ૧૯૨૪માં |
| (૩) | અંજુમને ઈત્તેહાદ મોમિન મશાયખી | ,, ૧૯૩૩માં |
| (૪) | મોમિન એકસલ સેર એસોસિએશન | ,, ૧૯૪૨માં |
| (૫) | યંગ મોમિન એસોસિએશન | ,, ૧૯૫૫માં |

---

નોંધ : ૧૯૫૫માં મોમિન એસોસિએશનની સ્થાપના કરીને મોમિન આવાઝ નામે રિસાલો પ્રસિધ્ધ કર્યો હતો અને ત્યારબાદ ઈ.સ. ૧૯૬૬માં એજ નામની અંજુમન કાયમ કરીને 'મોમિન જગત' નામે રિસાલો શરૂ કરેલ આજ રીસાલાઓ ભૂતકાળમાં સ્થપાયેલ કમિટીઓની કડીઓ સમાન હતા.

---

અખબારો શરૂ કરવા, બીજી જરૂરી કિતાબો છપાવવી, ઉપરાંત 'દીવાને મશાયખ' ની (૧૩) કિતાબોને દુરસ્ત કરીને એને છપાવી પ્રસિધ્ધ કરવી અને જરૂરતના સમયે તરતજ કમિટિઓની રચના કરવી જેવાં મહત્વના કામો એવા બુઝુર્ગોને હાથે પાર પડ્યાં કે જેઓ પધ્ધતિસરની તામિલ પામેલા ન હતા. આ હકીકત આપણે સૌને માટે નવાઈ ઉપજાવનારી અને ઈબરત લેવા જેવી પણ છે.

## ઈ.સ.૧૯૨૭માં સિધ્ધપુરમાં મોમિન જીમ્મેદારોનું સંમેલન

ઈ.સ. ૧૯૨૭માં દીની અને દુન્યવી તરક્કી માટેનું વાતાવરણ પૈદા કરવા માટે સિધ્ધપુરમાં કાર્યકર્તાઓનું એક સંમેલન મળ્યું. આ સંમેલનના જુદાજુદા ઉદ્દેશો હતા. પણ તેનો ખાસ ઉદ્દેશ પ્રગતિની દિશાઓ નક્કી કરીને એ માર્ગે ચાલવા માટે પૂરી કૌમને જાગૃત કરવાનો હતો.

ઉપરાંત એ સમયે સૈયદ પીર મશાયખ (રહ.) ની દરગાહનો કેશ કે જે સૈયદ મહેરહુસૈનની વિરૂધ્ધ કરવામાં આવેલ કેટલાંય વરસોની જાનમાલની અણથક કુરબાનીઓ બાદ એ ઐતિહાસિક કેશ જીતી જવાથી સમગ્ર સુન્ની મોમિન બિરાદરીમાં ખુશીની લહેર એવી રીતે ફેલાઈ ગઈ હતી જેવી રીતે ઈદની ખુશાલીની લહેર બધામાં ફેલાઈ જાય છે. વળી એ દિવસોમાં સાબરકાંઠાના પાણપુર ગામમાં સુન્નત જમાઅત મોમિન કાઉન્સિલની તરફથી એક સભા બોલાવવામાં આવી હતી જેમાં સૈયદ મેહરહુસૈનની સામે ચેલેન્જ કરીને કોર્ટમાં દાવો દાખલ કરનારા સુન્ની જીમ્મેદાર હઝરાતને બુલંદ ઈલકાબની સાથે મુબારકબાદ આપવામાં આવી હતી અને એમની હિંમત ભરેલ જદ્દોજહદને બિરદાવતા બીજા ઠરાવો પણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. જેને છપાવીને વહેંચવામાં આવ્યાં હતા.

એ ઐતિહાસિક કેશ દાખલ કરનારા ચાર બુઝુર્ગો હતા. (૧) ફખ્રેકૌમ હાજી અલીમહંમ્મદ જલાલુદ્દીન મડાણાવાળા (૨) હમદર્દે કૌમ જનાબ હાજી પીરમહંમદ મુન્શી સાહેબ સમોડાવાળા (૩) ખૈરખ્વાહે કૌમ જનાબ શરીફભાઈ દાદૂમિયાં સાહેબ મડાણાવાળા (૪) જનાબ દાદૂ રાજમહંમદ સાહેબ. આ ચારેય મર્દે મોમિનોએ એ કેશમાં ફરિયાદીની હેસિયતથી સળંગ કેટલાય વર્ષો સુધી કોર્ટમાં હાજર રહીને ફતેહ મેળવી હતી. જે બદલ એમને મુબારકબાદ પેશ કરવામાં આવી હતી. (મોમિનમિત્ર ડીસેમ્બર ઈ.સ. ૧૯૨૭ના હવાલાથી)

---

નોંધ : ઉપરોક્ત ચારેય બુઝુર્ગોને મોમિન કૌમના જીમ્મેદારોએ તે સમયે જે ઈલ્કાબોથી નવાજેલા એજ ઈલ્કાબો એમના નામની સામે લખવામાં આવ્યાં છે.

સિધ્ધપુરમાં જીમ્મેદારોની મજલિસમાં પણ સાબરકાંઠાના એ હઝરાત હાજર રહ્યા હતા અને બનાસકાંઠા જીલ્લાના ગામડાઓ કમાલપુર, સેંધણી, કાલેડા, હરદેવાસણા, ભાગળ, ગઠામણ અને આસપાસના તમામ ગામોના જીમ્મેદારોએ પણ ભારે જુસ્સા અને મહોબ્બતની સાથે એમાં હાજરી આપી હતી. એ જલ્સાના કાર્યક્રમના પેમ્પલેટો જ્યારે ગામડાઓમાં પહોંચ્યા હતા ત્યારે ભારે ખુશી મનાવવામાં આવી હતી અને એ જલ્સાના આયોજકોને નામે જુદાજુદા ગામોમાંથી મુબારકબાદનાં અને ખુશીના પૈગામો પાઠવતા કાગળો લખવામાં આવ્યા હતા. જેમાંથી નમૂનારૂપે ફક્ત એકજ કાગળ 'મોમિનમિત્ર' માં છપાયેલ છે.

એ કાગળ કમાલપુરની સુન્ની જમાત તરફથી લખવામાં આવ્યો હતો. જેમાં જણાવવામાં આવ્યું હતું કે "સિધ્ધપુરના એ જલ્સાના કાર્યક્રમનું પેમ્પલેટ જોઈને અમારે ત્યાં મર્દોમાં અને ઔરતોમાં એકસરખી ખુશીની લહેર દોડી ગઈ છે અને અમે લોકો મોટી સંખ્યામાં નક્કી કરેલ તારીખે સંમેલનમાં હાજરી આપીશું અને અમારા ઓઢવા-પાથરવાની વ્યવસ્થા પણ અમે જાતે કરીશું માટે એ માટેની જહેમત આપ ઉઠાવશો નહીં."

અને જ્યારે એ સંમેલન મળ્યું તો કૌમના જીમ્મેદાર લોકોએ ખૂબજ વિશાળ સંખ્યામાં એમાં હાજરી આપી અને જાણે વર્ષો બાદ વિખૂટા પડી ગયેલા ભાઈઓ ફરી મળ્યા હોય એવી રીતે મહોબ્બતના પૂરા જોશથી એકમેકને ભેટીને મળી રહ્યા હતા. સૌની આંખો આનંદ અને ઉલ્લાસના આંસુઓથી ભીની થઈ હતી. કારણકે આ સંમેલન કોઈ દુન્યવી લાલચને માટે નહીં પણ એક માત્ર દીની ગરજથી અલ્લાહ અને અલ્લાહના હબીબે પાક (સ.અ.વ.) ની મહોબ્બતને ખાતર મળ્યું હતું.

આ નૂરાની અને મહોબ્બતથી ભરપૂર મંઝરને સમજવા માટે આપણે ભૂતકાળમાં ડોકીયું કરવું જોઈએ અને ઈ.સ. ૧૯૨૭ના જમાનાને યાદ કરવો જોઈએ. જ્યારે પૂરા ઈલાકામાં ન તો કોઈ નાનોમોટો મદ્રસો હતો કે ન કોઈ મૌલવી અને ન તો તબ્લીગનું કામ. અને એની સામે સૈયદ મહેરહુસૈનને માનનારાઓની બહુમતિ હતી. સુન્નીઓ તે સમયે ખૂબ નાની સંખ્યામાં હતા અને ભારે કસોટીમાંથી પસાર થઈ રહ્યા હતા.

એવા સમયે મળેલું સંમેલન એક અનોખા પ્રકારનું સૌપ્રથમ સંમેલન હતું. એમાં સામેલ થનાર દરેકના દિલમાં ફક્ત એકજ જોશ અને જઝબો લહેરાઈ રહ્યો હતો કે કૌમમાં દીની અને દુન્યવી પ્રગતિનું વાતાવરણ પેદા થાય અને કૌમની જીહાલત તેમજ ખસ્તાહાલી દૂર થાય. દરેક જણ એ માટે પ્રયત્નશીલ અને ફિકરમંદ હતો.

પરિણામે એકબીજાથી મહોબ્બત અને ભાઈચારાનું એવું વાતાવરણ પેદા થઈ ગયું હતું કે જે સગાભાઈઓમાં પણ જોવા ના મળે અને ખુદાવંદે કરીમનો વાયદો છે કે જ્યારે કોઈ કૌમ ફક્ત ખુદાને ભરોસે સાચા માર્ગને અપનાવી લે અને એમાં આવનારી કસોટીઓમાં સબ્ર કરીને હિંમતથી અડગ રહે તો બારીતઆલાની નવાજીશો એ કૌમ ઉપર થવા માંડે છે. પરિણામે આપસમાં મહોબ્બત-હમદર્દી અને નરમી પેદા થાય છે. મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે તેમ "જ્યારે અલ્લાહની મહેરબાનીઓ નાઝિલ થવા માંડે છે તો દિલોમાં નરમી પેદા થઈ જાય છે."

એ સંમલનમાં એજ વાત જોવા મળતી હતી કે મોમિન બિરાદરીના સુન્ની લોકો દૂરદૂરથી એમાં સામેલ થયા અને દરેક જણે પોતાના જાનમાલની કુરબાની કૌમની પ્રગતિ માટે પેશ કરી અને કૌમના રોશન ભવિષ્ય માટેની તૈયારીનો પાકો ઈરાદો કરી લીધો. એ સંમેલનમાં આવું જ બીજું સંમેલન બોલાવવાની પણ માંગણી થઈ જે થોડાક મહિનાઓ બાદ "એક વિશાળ આમ સંમેલન" ને નામે નક્કી થયું અને ઈ.સ. ૧૯૨૮માં યોજાયું.

એ સંમેલનમાં છેલ્લે પાણપુર-સાબરકાંઠાના ઈબ્રાહીમભાઈ જેથરાએ દર્દભરપૂર વાણીમાં ભાષણ કર્યું. જેમાં સંમેલનના આયોજન અંગે પોતાની ખુશી જાહેર કરતાં તેમણે એક ખાસ બાબત તરફ સૌનું ધ્યાન દોર્યું કે : "આપણી મોમિન બિરાદરી દીની અને દુન્યવી બંને મેદાનોમાં ભયંકર રીતે પછાત રહી ગઈ છે અને ભારે જીહાલતમાં ડૂબેલી છે આપણી બિરાદરીમાં ભણેલાઓની સંખ્યા આંગળીના ટેરવે ગણી શકાય એટલી પણ નથી અને જે કૌમ આ રીતે ઈલ્મ અને હુન્નરથી ખાલી હોય એનો પાયો પાણીની સપાટી ઉપર ચણાયેલો સમજવો જોઈએ અને પાણી ઉપર કોઈ પણ ઈમારત ટકી શકતી નથી. એ માટે જરૂરી છે કે આપણી કૌમમાં ઈલ્મ અને હુન્નરનો

વિકાસ થાય એ માટે આપણે શું શું કરી શકીએ એ બાબતો તરફ આપણે સૌએ ધ્યાન આપવું જોઈએ.

મારું એવું માનવું છું કે એ માટે સૌ પ્રથમ આપણે ગામે ગામ મદ્રસાઓ કાયમ કરવાં જોઈએ અને આપણા બાળકોની તાલીમ પાછળ ખાસ ધ્યાન આપવું જોઈએ.

અમોએ અમારા સાબરકાંઠામાં મદ્રસાઓ કાયમ કરવા માટે અને કૌમમાંથી તમામ ખોટાં રીતરીવાજોને તજી દેવા માટે એક નાનકડી કિતાબ છાપીને ગામના જીમ્મેદારોની સંમતિથી ગામેગામ અને ઘેરઘેર મોકલી આપી. જેનાં સારાં પરિણામો અમોને જોવાં મળ્યા છે તો આપ સાહેબો પણ આ ખાસ જરૂરી બાબત તરફ ધ્યાન આપો.''

ત્યારબાદ ''દરગાહ''નો કેશ મૂકીને એમાં કામયાબી મેળવનાર કૌમના ચાર હમદર્દોનો શુક્રિયાહ અદા કરવામાં આવ્યો અને એ તારીખી કેશ જીતવાની મુબારકબાદી પેશ કરવામાં આવી.

એ સમયે સફરમાં જવા આવવાના સાધનોની પૂરતી સગવડે ન હોવા છતાં દૂરદૂરના ગામડાઓ અને શહેરોમાંથી કૌમની હમદર્દીના જોશ ને ફિકરને કારણે કૌમના હમદર્દોનું સંમેલનમાં ભેગા થવું (અને વળી જ્યારે ચારે તરફથી ખતરનાક સંજોગો મોં ફાડીને ઊભાં હોય એવા તમામ ખતરાઓ અને મુશ્કેલીઓને હિંમતભેર મીઠી મુસ્કાનોથી સહન કરીને ભેગા થવું) એ ખરેખર આ કૌમને પછાતપણામાંથી અને જીહાલતમાંથી ઉગારી લઈને દીન અને દુનિયા બંનેમાં કામયાબીની મંઝિલે પહોંચાડવાના અલ્લાહે જ નક્કી કરેલ કારણોમાંનુ એક કારણ હતું એમ માની શકાય :

હિફાઝત જીસ સફીનેકી ઉસે મંઝૂર હોતી હૈ
કિનારે પે ઉસે ખૂદ લાકે તૂફાં છોડ જાંતે હૈં

સૈયદ મહેરહુસૈન જેમની ફરજ હતી કે તેઓ કૌમની સાચી રેહબરી ફરમાવે એને બદલે તેમણે કૌમને ગુમરાહ કરવાની અને બરબાદીને પંથે લઈ જવાની કોશિશો ચાલુ રાખી હતી મતલબ કે કૌમની ભલાઈનો જે એક દરવાજો હતો એ પણ બંધ થઈ ચૂક્યા હતો. પણ બારીતઆલા જે કૌમને ભલાઈથી નવાજવા ચાહે છે તો તે એની હિકમતથી એને માટે કોઈ

એક દરવાજો બંધ પણ કરી દે છે તો એના બદલામાં હજ્જારો દરવાજાઓ ખોલી પણ આપે છે.

કૌમને પ્રગતિને મારગે લઈ જવાની એ મહેનતોમાં પાટણના સાત ગામોના લોકો મોખરે હતા. જેમની ઈખલાસથી ભરપૂર મહેનતોને કારણે એ ગામોમાં એક પણ માણસ શીઅતમાં માનનારો રહ્યો નહીં.

એજ રીતે હઝરત મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) ની મહેનતોનું મેદાન ખાસ કરીને કમાલપૂર અને તેના ચૌદ જેટલા ગામો સેંધણી, કાલેડા, હરદેવાસણા વિગેરે વિગેરે ઉપરાંત ભાગળ અને ગઠામણ, વદાણી અને અમરપુરાના ગામડાઓ હતાં. એ ગામોમાં પણ અલ્લાહના ફઝલો કરમથી 'શીઅત' માં માનનારું કોઈપણ બાકી રહ્યું નહીં.

અને હઝરત મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) ફરમાવતા કે "જેવી રીતે કાલે તમે પીર અને દીનની બાબતમાં ગેરસમજણોમાં ફસાયેલા હતા એવીજ રીતે એ તમારા બાકીના રહી ગયેલા ભાઈઓને પણ સમજો અને એમની સાથે મહોબ્બતભર્યો વહેવાર અને સારો વર્તાવ કરતા રહો. ઈન્શાઅલ્લાહ ! ધીરેધીરે એમને પણ નેક તૌફિક અને સાચી સમજ મળી જશે અને તેઓ પણ તમારી જેમ દીનના સાચા મારગે આવી જશે."

આજે પણ મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) ની એ નસીહતો ઉપર અમલ કરવાની જરૂર છે ગુમરાહ લોકોની ગુમરાહીને અને જાહિલોની જીહાલતને રહેમ અને દયાની નજરથી જોવાની જરૂર છે.

જ્યારે સાચા માર્ગની તલબ રાખનારાઓને મંઝિલનો મારગ મળી ગયો તો શું રૂમી કે શું હબસી ! શું ફારસી કે શું યમની ! શું ઔસી કે શું ખજરજી ! શું મુહાજીર કે શું અન્સારી ! બધાંજ આપસમાં એકબીજાથી મહોબ્બત કરનારા અને બહેતરીન અખ્લાકના નમૂના બની ગયા.

બસ ! એજ રીતે સિધ્ધપુરના સંમેલનમાં શરીક થનારા કૌમના ફિકરમંદ બુઝુર્ગો પણ સચ્ચાઈની તલાશમાં જ હતા અને અનેક જુલ્મ સિતમ ભોગવી ચૂક્યા હતા. તેઓ જ્યારે એકજ જગ્યાએ ભેગાં થયા અને એકજ દિવસની મુલાકાત બાદ જ્યારે પોતપોતાને ત્યાં પાછા ફરવાની ઘડીઓ આવી તો

એમની કેવી હાલત હતી એનું વર્ણન 'મોમિન મિત્ર'ના ડીસે. ૧૯૨૭ ઈ.સ.ના અંકમાં પ્રગટ થયેલ છે.

એમાં લખ્યું છે કે "સંમેલનમાં આવનાર દરેકે દરેકની વચ્ચે એવી મહોબ્બત અને ચાહત પેદા થઈ ગઈ હતી કે ત્યાંથી જુદા પડવું એમને ગમતું નહોતું એજ લાગણી અને મહોબ્બતના જોશને કારણે તેઓ દૂરદૂરથી અનેક મુશ્કેલીઓ વેઠીને પણ સંમેલનમાં એકઠા થયા હતા એમના શરીરો ભલે જુદાંજુદાં હતાં પણ બધાંનાં દિલજીગર તો એક થઈ ગયાં હતાં. તેઓ એકબીજામાં દૂધમાં સાકરની જેમ ભળી ગયા હતા."

અલ્લાહના માર્ગમાં આપસમાં મહોબ્બત અને ચાહતનું હોવું કૌમની પ્રગતિની નિશાની છે અને આપસમાં કુસંપ અને ભેદભાવનું હોવું નિશાની છે બરબાદી અને પસ્તીની ! બારીતઆલા આપણને આપણા બુઝુર્ગોની કુરબાનીઓની કદર કરવાની તૌફિક આપે અને આપસી ફૂટફાટ અને વેરઝેરથી આપણી હિફાઝત ફરમાવે...આમીન...

એક ખાસ વાતનું ધ્યાન રહે કે સૈયદ પીર મશાયખ (રહ.) ની "દરગાહનો કેશ" લડવાનું કારણ એ મિલ્કતોને વકફ જાહેર કરાવીને પોતાનો કબજો જમાવી લેવાનું હતું નહીં પણ અસલ કારણ એ હતું કે કોર્ટના ચુકાદાથી હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) નું 'સુન્ની' હોવાનું સાબિત કરી શકાય અને અલ્લાહના ફઝલો કરમથી કોર્ટના ચુકાદાથી એ હકીકત પુરવાર પણ થઈ ગઈ કે આપ "સુન્ની મસ્લક"ના હતા. જેથી ઘણા ખરા મોમિન બિરાદરો જેઓ મૂંઝવણોમાં અટવાયેલા હતા તેઓ "સુન્ની મસ્લક" ઉપર અડગ અને મજબૂત થઈ ગયા.

ટૂંકમાં તમામ ગામોમાંથી બબ્બે ચારચાર ફિકરમંદ અલ્લાહના બંદાઓનું ઉપરોક્ત સંમેલનમાં એકઠા થવું અને એ પણ ફક્ત કૌમની ભલાઈ અને હમદર્દીને માટેજ ભેગા થવું અને એના માટે તનમન અને ધનની કુરબાનીઓ આપવી એ ખરેખર ઘણી મોટી ખુશનસીબીની બાબત છે. કૌમની પ્રગતિની ઈમારતના પાયામાં પૂરાયેલી એ "પહેલી ઇંટ સમાન" હતા. જેમણે આ કૌમની ભલાઈ અને પ્રગતિને માટે દરેકે દરેક પ્રકારની કુરબાનીઓ આપી. ખુદાવંદેકરીમ એમની પૂરેપૂરી મગફેરત ફરમાવે અને એની રહેમતોના ખજાનાઓમાંથી એમને માલામાલ ફરમાવે...આમીન...

# સિધ્ધપુર પાસેના મડાણા ગામમાં ''મોમિન કેળવણી સંમેલન'' :

તા. ૧ મે ઈ.સ. ૧૯૨૮માં કૌમની જાગૃતિ અને દીની તેમજ દુન્યવી પ્રગતિનાં મારગો શોધવા માટે એક ભવ્ય સંમેલન બોલવવામાં આવ્યું. જેમાં મહેસાણા, બનાસકાંઠા, સાબરકાંઠા જીલ્લાની તેમજ કાઠિયાવાડ, નડિયાદ વિગેરેમાં વસનારી પૂરી મોમિન બિરાદરીને દાઅવત આપવામાં આવી હતી. (''મોમિનમિત્ર મે ૧૯૨૮'') અને એ સંમેલન અને જલ્સાનો પ્રચાર કરવા માટે ''મોમિન મિત્ર'' માં લાંબા સમય સુધી જાહેરાતો છાપવામાં આવી હતી.

એ ભવ્ય સંમેલનના આયોજકો અને દાઅવત આપનારાઓ ''મોમિનમિત્ર''ના સંચાલકો અને ખાસ કરીને હાજી અલીમહંમદ જે. પી. મડાણાવાળા (જેઓ મુબઈમાં ફોકલેન્ડ રોડ પર આવેલ મદ્રસએ હનફિયાના સરપરસ્ત હતા અને ''અંજુમન ઈત્તેહાદે મોમિન મશાયખી'' ના પ્રમુખ પણ હતા. આપ સને ઈ.સ. ૧૯૩૨માં મુંબઈ કોર્પોરેશનમાં ભારે બહુમતિથી ચૂંટાઈને કોર્પોરેટર પણ બન્યા હતા.) અને ''મોમિનમિત્ર''ના તંત્રી જનાબ ઈબ્રાહીમભાઈ મુન્શી સમોડાવાળા હતા.

નક્કી કરેલ દિવસે એ ભવ્ય સંમેલન મળ્યું અને મોમિન બિરાદરીના ખાસ અને આમ તમામ લોકોએ એમાં હાજરી આપી. આ સંમેલનમાં સમગ્ર કૌમની પ્રગતિ અને વિકાસ માટે કેટલાક ઠરાવો પસાર કરવામાં આવ્યાં. ખાસ કરીને કૌમની દીની-દુન્યવી તાલીમ માટે એક વિશાળ મદ્રસો અને એક હાઈસ્કૂલની જરૂરીયાત ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો. સમયની એ તાંતી જરૂરીયાતો માટે લોકોના દિલોદિમાગ તૈયાર કરવાનું પરિણામ કેટલાંક વરસો બાદ 'દારૂલ ઉલૂમ છાપી' ની શકલમાં વજૂદમાં આવ્યું.

હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહેબ સેંધણીવાળા એ (દારૂલ ઉલૂમ-છાપીના સૌ પહેલા મોહતમીમ અને સ્થાપક) એક આલિમ સાહેબની પૂછપરછના લેખિત જવાબમાં જણાવ્યું હતું કે 'દારૂલ ઉલૂમ-છાપી' ની સ્થાપનામાં દૂરદૂર સુધી નજર નાખીએ તો સિધ્ધપુર પાસે આવેલ મડાણામાં (૧૯૨૮માં) ભરાયેલ ''મોમિન બિરાદરીનું ભવ્ય સંમેલન'' કારણરૂપ હતું.

એ સંમેલનમાં એક મોટા મદ્રસાની સ્થાપના કરવાની અને લોકોના દિલોદિમાગને તૈયાર કરવા માટેની ચળવળ શરૂ થઈ ગઈ હતી પણ એની અમલી કાર્યવાહી ઘણા લાંબા સમય સુધી થઈ શકી ન હતી.

---

નોંધ : આ માહિતી આપના જવાબી કાગળમાંથી મેળવેલ છે. પૂછપરછ માટે કાગળ મૌલાના ગુલામરસુલ સાહેબ રસૂલપુરીએ મોકલ્યો હતો.

---

વર્ષો બાદ તમામ મોમિન બિરાદરીએ એ તરફ ધ્યાન આપ્યું અને દારૂલ ઉલુમ છાપી કાયમ થઈ શક્યું. આ દારૂલ ઉલૂમ કાયમ કરવાની પ્રેરણા આપનાર અને તે માટેની સૌ પહેલાં અમલી કાર્યવાહી કરનાર મૌલાના અબ્દુલ્લાહ સાહેબ સેંધણીવાળા છે.

લગભગ ઈ.સ. ૧૯૫૦નો એ સમય હતો આપ ડીંડરોલ ગામમાં દીની તાલીમ આપતા હતા. આપની પાસે અરબી અને ફારસીના તાલીબ ઈલ્મો હતા. એ સમયે ડીંડરોલમાંથી એકઠી કરેલ થોડીક ઈમદાદી રકમ અને લગભગ પચાસ જેટલા તાલીબ ઈલ્મોને લઈ આપ છાપી ગયાં અને શરૂઆતમાં મસ્જીદની આજુબાજુના મકાનોમાં આપે તાલીમ આપવાનું શરૂ કરી દીધું. મેતાના હાજી નસીરૂદ્દીન સાહેબ ચૌધરી અને મજાદરના સુલેમાનભાઈ કમાલ સાહેબ વિગેરે એ સમયે આપની મદદ કરવામાં મોખરે હતા.

સિધ્ધપુર પાસેના મડાણા ગામમાં મળેલ સંમેલન બે દિવસ ચાલ્યું. કૌમના જીમ્મેદાર હઝરાતના બયાનો થયાં. એમાં મૌલાના મોહંમદ નઝીરમીયાં (રહ.) ના મદ્રસામાં તાલીમ લેતા તલબાઓએ પણ હાજરી આપી અને જુદાજુદા વિષયો પર ખાસ કરીને "દીની ઈલ્મની ફઝીલત" ઉપર એમણે તકરીરો કરી. જેની સંમેલનમાં હાજર રહેનારા લોકો ઉપર ખૂબ સારી અસર પડી.

છેલ્લે જલ્સાના પ્રમુખ હાજી અલીમહંમદ જે.પી. એ પૂરી મોમિન કૌમને દીની અને દુન્યવી તાલીમ મેળવવા માટે તૈયાર થઈ જવાનું એલાન આપ્યું અને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાં સુન્નીયતની જે તાલીમ આપેલ છે એની ઉપર જ હિંમતભેર કાયમ રહેવાની શીખામણ આપી અને કૌમમાં જે ખોટા રીતરીવાજો મૌજુદ છે એને છોડી દેવાની

અપીલ કરી. સળંગ બે દિવસ સુધી ચાલેલ એ ભવ્ય સંમેલનમાં હાજર રહેનાર પૂરી બિરાદરીની જમવાની વ્યવસ્થા જલસાના મોહતરમ પ્રમુખ સાહેબ તરફથીજ કરવામાં આવી હતી. આ કામયાબ સંમેલનથી સુન્નીઓની હિંમતો અનેક ઘણી વધી ગઈ અને દરેક માણસના દિલમાં પોતાના બાળકોને ભણાવવાનો શોખ લેહરાવવા લાગ્યો.

## અંજુમને ઝિયાઉલ ઈસ્લામ-મુંબઈ :

આ અંજુમન ઈ.સ. ૧૯૦૦ પહેલાં મુંબઈમાં કાયમ થઈ હતી અને ઈસ્લામના પ્રચાર અને ફેલાવાની ખિદમત કરી રહી હતી. એના સેક્રેટરી અને સર્વેસર્વા એવા મૌલાના અબ્દુર્રઉફ સાહેબે લગભગ ઈ.સ.૧૯૧૫માં સાબરકાંઠાના ગામોના મદ્રસાઓની દેખભાળ રાખવાનું કામ ખૂબ સારી રીતે નિભાવ્યું છે.

આપે એ અંગે 'મોમિન મિત્ર' માં રિપોર્ટ છપાવ્યો છે કે હિંમતનગરમાં 'મદ્રસા મુઈનુલ ઈસ્લામ' ચાલુ છે. જેમાં બાળકોની સંખ્યા પણ ખાસ્સી છે જેઓ તાલીમ મેળવે છે. પાણપુરમાં 'મદ્રસા તરક્કીએ ઈસ્લામ' ચાલુ છે અને વીરપુર તેમજં લાલપુરના બાળકો પણ આ મદ્રસામાં તાલીમ લેવા માટે આવે છે. ઈલોલમાં 'મદ્રસા હિદાયતુલ ઈસ્લામ' ચાલુ છે અને નવલપુરમાં ''મદ્રસએ ઈમ્દાદુલ ઈસ્લામ ચાલુ છે '' એ તમામ મદ્રેસાઓની દેખભાળ માટે મૌલાના અબ્દુર્રઉફ સાહેબ વરસમાં પાંચ છ વાર સાબરકાંઠા તશરીફ લાવતા અને 'મોમિન મિત્ર' માં મદ્રસાઓના સારા પરિણામોની માહિતીઓ છપાવીને લોકોની હિંમત વધારતા અને બાળકોને તાલીમ અપાવવાનો શોખ પૈદા કરતા રહેતા.

પાલનપુરની આસપાસના ગામડાઓમાં ઈ.સ. ૧૯૨૦ બાદ ઠેકઠેકાણે મદ્રસાઓ કાયમ થવાની શરૂઆત થઈ હતી. જ્યારે સાબરકાંઠાના મોટા ભાગના ગામોમાં ઈ.સ.૧૯૨૦ પહેલાં મદ્રસાઓ શરૂ થઈ ચૂક્યા હતા. ફખ્રેકૌમ હાજી અલીમહંમદ સાહેબ મડાણાવાળા કેસરપુરા જીલ્લા સાબરકાંઠામાં ઈ.સ. ૧૯૨૦ માં મદ્રસાના ઉદ્‌ઘાટન માટે ગયા હતા. એ સમયે આપને ઈલોલના કેટલાક આગેવાનોએ દાઅવત આપીને પોતાના ત્યાંનો મદ્રસો બતાવેલ. હાજી અલીમહંમદ સાહેબે મદ્રસાનું મકાન જૂનું પુરાણું જોઈને

કર્તાહર્તાઓને નવું મકાન બનાવવાની સલાહ આપેલ અને એને માટે જમીન ખરીદીને વકફ કરેલ. પાંચ વરસના ગાળામાં જ્યારે મદ્રસાની નવી ઈમારત તૈયાર થઈ ગઈ તો હાજી સાહેબને ઉદ્‌ઘાટન કરવા માટે દાઅવત આપવામાં આવી.

આપને ફુરસદ ન હોવા છતાં દીની કામ હોવાને કારણે આપ પોતે ઉપરાંત 'મોમિન મિત્ર' ના તંત્રી અને જનાબ શરીફ દાદુમિયાં એ ત્રણે બુઝુર્ગો તશરીફ લઈ ગયા હતા.

એક દિવસ પાણપુર (સાબરકાંઠા) માં જનાબ ઈબ્રાહીમભાઈ જેથરાને ત્યાં રોકાઈને બીજે દિવસે બધાજ સાથે ઈલોલ પહોંચ્યા અને મદ્રસાની ઉદ્‌ઘાટન વિધિ કરવામાં આવી અને પીર મશાયખ (રહ.) ની કિતાબો પ્રમાણે સુન્ની હનફી મઝહબ ઉપર કાયમ રહેવાની અને એ માટે જે પણ મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેને સબ્ર અને હિંમતની સાથે સહન કરીને દીન પર અડગ રહેવાની નસીહત કરવામાં આવી અને એ સાહેબોએ પોતાનાથી થઈ શકી તેટલી માલી મદદપણ કરી. ('મોમિન મિત્ર' ઓગસ્ટ ઈ.સ. ૧૯૨૫)

## સાબરકાંઠાની સુન્નત જમાઅત મોમિન કાઉન્સિલ :

આ કાઉન્સિલના સર્વેસર્વા પાણપુરના જનાબ ઈબ્રાહીમભાઈ જેથરા હતા. આપ પણ મોમિન કૌમના ચૂસ્ત અને સાચા હમદર્દ ખાદિમ હતા. આ કાઉન્સિલ દ્વારા સાબરકાંઠાની મોમિન બિરાદરીના ખોટા રીતરીવાજો અને બૂરાઈઓનો નાશ કરવાની અને નવા નવા મદ્રસાઓ ખોલવાની કોશિશો કરવામાં આવી તેઓ સુન્નીઓ ઉપર થતા જુલ્મો ઉપર સબ્ર કરવાની અને હિંમત રાખવાની નસિહત કરતા. જરૂર પડ્યે માલી મદદ કરવાનું પણ ચૂકતા નહીં.

જ્યારે સૈયદ મેહરહુસૈનને માનનારાઓના જુલ્મોસિતમ અને સતામણીઓ હદથી વધી ગયાં તો આપે એક લેખિત અરજી ઈલોલના ઠાકોરના દરબારમાં રજુ કરી જેમાં દરબારને એવી અરજ કરવામાં આવી હતી કે "આપ દસબાર માણસો સુન્ની મોમિનોમાંથી બોલાવો અને દસબાર માણસો સૈયદ મહેરહુસૈનની હિમાયત કરનારાઓમાંથી બોલાવવામાં આવે અને આપની રૂબરૂમાંજ સુન્ની હઝરાત સૈયદ

પીર મશાયખ (રહ.) ની કિતાબોમાંથી સુન્ની પંથના સાચા હોવાનું સાબિત કરી આપે નહિતર એ લોકો જે તરીકા ઉપર ચાલે છે એ તરીકો અમોને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોમાંથી શોધી બતાવે."

આ રીતે કૌમની પરેશાનીઓ અને સતામણીઓમાંથી છૂટકારો મેળવવા માટે અને સુન્નીઓના કદમો મજબૂત કરવા માટે અણથક મેહેનતો કરવામાં આવી છે. તેઓએ પોતાના જાનમાલથી અને મશ્વરાઓ, શિખામણો અને નસિહતોથી કૌમને ખૂબ ફાયદા પહોંચાડયા છે. ફખ્રેકૌમ હાજી અલીમહંમદ સાહેબ અને મોમિન મિત્રના તંત્રી જનાબ ઈબ્રાહીમભાઈ મુન્શી અને જનાબ શરીફ દાદૂમિયાંના બીજી કૌમના પ્રતિષ્ઠિત અને મોભાદાર માણસો સાથે સારા સંબંધો હતા અને તેઓ આપસમાં એકબીજાને મદદરૂપ બનતા હતા.

## મોમિન સુથાર સુધારક મંડળ :

નડિયાદની આસપાસમાં મોમિન બિરાદરીના કેટલાક ગામો આબાદ હતા અને આજે પણ મૌજૂદ છે એમનો ધંધો સુથારી કામનો હતો.

એ લોકોને મોમિનોના ભવ્ય સંમેલન અને પીરની સાથેના મતભેદોની જ્યારે જાણ થઈ તો એમનામાં પણ પોતાના મસ્લક (પંથ) ની શોધખોળ કરવાનો શોખ જાગ્યો. એ લોકો પાસેથી પણ સૈયદ મહેરહુસૈનના હિમાયતીઓએ સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબો ગુમ કરી નાખી હતી અને એમની પાસેથી વાર્ષિક ટેક્ષ (પીર સાહેબનું નજરાણું) કાયદેસર વસૂલ કરવામાં આવતો હતો.

હકીકતમાં એ લોકો ખૂબજ ગરીબ અને લાચાર હતા તે છતાં પણ દરેકની પાસેથી ટેક્ષ ઉઘરાવવામાં આવતો. એમાંથી બે માણસોએ હિંમત કરીને એક વરસે એ ટેક્ષ ભર્યો નહીં તો સૈયદ મહેરહુસૈન તરફથી હુકમ જારી કરવામાં આવ્યો કે એમનો 'બાયકોટ' કરવામાં આવે અને એ હુકમ ઉપર અમલ પણ કરવામાં આવ્યો. આવી આવી સતામણીઓ જ્યારે હદથી વધી ગઈ તો મઝહબની હકીકત વિશે જાણવાની તેઓને વધારે તલબ પેદા થઈ. છેવટે એ લોકો એ નિર્ણય ઉપર આવ્યા કે અમારો મસ્લક (પંથ) સૈયદ પીર મશાયખ (રહ.) એ બતાવેલ સુન્ની હનફી છે અને એ મસ્લકનેજ મજબૂતીથી અપનાવવા માટે એમણે ૨૯ સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૩૦માં "મોમિન

સુથાર સુધારક મંડળ'' નામે એક કમિટી કાયમ કરી અને બધાએ એકસંપ થઈને સુન્ની હનફી મસ્લક પ્રમાણે ચાલવા માટે કેટલાક નિયમો બનાવ્યા અને અલ્લાહતઆલાએ એમને માટે પણ મંઝિલની સાચી દિશાઓ ખોલી આપી. ('મોમિન મિત્ર' જૂન અને નવેમ્બર ઈ.સ.૧૯૩૦ )

## મુંબઈની જુમા મસ્જીદના ખતીબ મૌલાના અબ્દુલમુનઅમ બાગઝા સાહેબના પ્રમુખપદે જલસો :

આ જલસાનું આયોજન ગઠામણ (જી.બનાસકાંઠા) ગામના લોકોએ પોતાના ખર્ચે કર્યુ હતું. જેમાં મોમિન બિરાદરોએ હાજરી આપી હતી અને મૌલાના ખતીબ સાહેબે હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ની દીની ઈલ્મીયત, બુઝુર્ગી અને ગુજરીબોલીમાં આપે લખેલી કિતાબોને બિરદાવતાં પોતાનો સંબંધ પણ મોમિન કૌમ સાથે છે એમ સાફદિલથી જણાવ્યું હતું અને સૈયદ પીર મશાયખ (રહ.) ના મહાન ઉપકારોની કદર કરવા તરફ ધ્યાન દોર્યુ હતું. ઉપરાંત મૌલાના અબ્દુર્રઉફ સાહેબ સેક્રેટરી અંજુમને ઝિયાઉલ ઈસ્લામ અને 'મોમિન મિત્ર' ના પ્રમુખ હાજી અલીમહંમદ જલાલુદ્દીનના બયાનો પણ થયા હતા આ સંમેલન સૈયદ પીર મશાયખ (રહ.) ના ઉર્સની બાબતે બોલાવવામાં આવ્યું હતું.

જલસાના પ્રમુખશ્રીની વૃધ્ધાવસ્થાને કારણે આપની તબીયત નાદુરસ્ત હોવા છતાં સંમેલનમાં પધારવા બદલ આપનો શુક્રિયા અદા કરવામાં આવ્યો હતો. એ સમયે મોમિન કૌમના લોકો મુંબઈમાં ઉલેમાએ કિરામની સોબતોનો પૂરેપૂરો ફૈઝ ઉઠાવી રહ્યા હતા. ('મોમિન મિત્ર' સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૨૪)

## ''અંજુમને ઈત્તેહાદે મોમિન મશાયખી :''

મુંબઈમાં ઈ.સ. ૧૯૦૦ થી કૌમના ફિકરમંદ જીમ્મેદારો સક્રિય થઈ ગયા હતા. (૧) હાજી નસીરૂદ્દીન ચૌધરી મેતાવાળા (૨) હાજી અલીમહંમદ જલાલુદ્દીન મડાણાવાળા (૩) તંત્રી ઈબ્રાહીમ પીરમહંમદ મુન્શી સમોડાવાળા (૪) જનાબ શરીફ દાદૂમીયાં મડાણાવાળા (૫) હાજી વલીમહંમદ જાનમહંમદ વદાણીવાળા (૬) મૌલવી નૂરમહંમદ ધોલાસનિયા સેદ્રાણાવાળા (૭) ઈબ્રાહીમભાઈ જેથરા પાણપુરવાળા (૮) મિયાંજી વલીમહંમદ

ફતેહગઢવાળા અને (૯) હાજી જમાલુદ્દીન સાલેહ પીરોજપુરાવાળા વિગેરે વિગેરે.)

એ બુઝુર્ગોનું કૌમની પ્રગતિ અને વિકાસને માટે ચર્ચા-વિચારણા અને સલાહ મશ્વરાઓ માટે આપસમાં અવારનવાર મળવાનું પણ શરૂ થઈ ગયું હતું. ત્યાં સુધી કે ઈ.સ. ૧૯૧૯માં ઉપરોક્ત અંજુમન કાયમ કરીને 'મોમિન મિત્ર' એક માત્ર કૌમની ખિદમતના આશયથી શરૂ કરવામાં આવ્યું હતું. અને ખરેખર આગળ જતાં એ અંજુમન (કમિટી) મોમિન બિરાદરીમાં ભલે પછી તે કાઠિયાવાડમાં વસ્તી હોય કે નડિયાદની આસપાસમાં, ઉત્તર ગુજરાતમાં વસ્તી હોય કે બીજે ગમે ત્યાં દરેકે દરેકે જગ્યાના મોમિન બિરાદરો માટે સુન્નીયતની તાજી હવાઓ ફેલાવનારી અને કૌમને માટે દરેકે દરેક રીતે મદદરૂપ થનારી સાબિત થઈ.

સૈયદ મહેરહુસૈનની ગલત પ્રવૃત્તિઓ સામે પડકાર ફેંકનારા તેમજ દરેક નાજુક બાબતમાં હિંમતભેર આગળ રહેનારા જવાંમર્દો આજ અંજુમનના સભ્યો હતા. જ્યાં જ્યાં જરૂર પડતી તેઓ તે વિસ્તારમાં પહોંતી જતા. અને પોતાના ભાષણોથી અને લખાણોથી સુન્નીઓની હિંમત વધારતા રહેતા.

સૈયદ મહેરહુસૈન અને તેમને માનનારાઓ એક તરફ પાલનપુર નવાબ સાહેબ પાસે મૌલાના મોહંમદ નઝીરમીયાં (રહ.) ની વિરૂધ્ધમાં ફરિયાદ કરતા હતાં કે "આ વહાબી મૌલવી અમારા મુરીદોમાં 'વહાબીયત' ફેલાવે છે અને અમારા બાપદાદાના ચાલ્યા આવતા મસ્લક (પંથ) ની વિરૂદ્ધમાં તાલીમ આપે છે અને પીર મશાયખ (રહ.) ની કિતાબોથી વિરૂદ્ધમાં તાલીમ આપે છે. અને પીર મશાયખ (રહ.) ની કિતાબોથી વિરૂદ્ધમાં લોકોને ભડકાવે છે. જેનાથી અમારા મોમિન મુરીદોમાં ભેદભાવ અને ફૂટફાટ પેદા થાય છે એટલે એની પ્રવૃત્તિઓ ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે." બરાબર આજ પ્રકારની ફરિયાદો હાજી અલીમહંમદ જલાલુદ્દીન સાહેબની વિરૂદ્ધમાં વડોદરા ગાયકવાડ મહારાજા પાસે મૂકવામાં આવતી હતી કે : "આ માણસ વહાબી થઈ ગયો છે અને અમારી મોમિન બિરાદરીમાં ફૂટફાટ પડાવે છે."

એ સમયે પાલનપુર નવાબના દરબારમાં હાજી અલીમહંમદ સાહેબ અને 'મોમિન મિત્ર'ના તંત્રી જનાબ ઈબ્રાહીમભાઈ મુન્શી વિગેરે પીર

મશાયખ (રહ.) ની કિતાબો અને સુન્ની પંથની બીજી કુલ એંસી (૮૦) જેટલી કિતાબો લઈને હાજર થયા હતા.

અને સૈયદ મહેરહુસૈન તેમજ તેમના સાથીદારોને પડકાર કર્યો હતો કે તેઓ દરબારમાં હાજર થઈને આ કિતાબોથી પોતાનો પંથ સાચો છે એવું પુરવાર કરે, પરંતુ એ લોકો હાજર ન થયા. ફક્ત એક માણસ મેતા ગામનો હાજર થયો.

અને કિતાબો વિગેરેની વાત બાજુએ મૂકી દઈને એણે કહી દીધું કે ઈ.સ. ૧૯૦૧માં કાણોંદરવાળાઓએ 'શીઆ અસના અશરી' પંથ અખ્તીયાર કરવાનું એલાન કર્યું હતું. અમારો પણ એજ મસ્લક (પંથ) છે. મતલબકે શીઆ હોવાનો એણે એકરાર અને જાહેરાત કરી દીધાં.

ટૂંકમાં મૌમિન કૌમની દીની અને દુન્યવી પ્રગતિની તમામ યોજનાઓમાં અને પ્રવૃત્તિઓમાં એ અંજુમનો, કાઉન્સિલો અને મંડળોનો ઘણો મોટો સહયોગ સાંપડેલ છે.

---

નોંધ : મોમિન કૌમના ગામોની જીલ્લાવાર માહિતી આ પ્રમાણે છે.

(૧) બનાસકાંઠામાં ૬૪ ગામો છે. (૨) રાજકોટમાં ૫૪ ગામો છે.
(૩) મહેસાણામાં ૬૪ ગામો છે. (૪) સાબરકાંઠામાં ૨૨ ગામો છે.
(૫) અમદાવાદ જીલ્લામાં ૮ ગામો છે. (૬) ખેડા જીલ્લામાં ૭ ગામો છે.
(૭) અને બીજા જુદાજુદા વિસ્તારોમાં ૪ ગામો છે. કુલ ૨૦૧ ગામો છે.

('મશાયખવાણી' ગુજરાતી. ૨૫ એપ્રિલ ઈ.સ. ૧૯૮૮ના અંકમાંથી)

---

એ સંસ્થાઓના સંચાલકોએ અને તેમની સાથે જોડાયેલા લોકોએ શીઅતની સામે સુન્ની બિરાદરોના કદમ મજબૂત રાખવામાં ઘણી મોટી ખિદમતો આપેલ છે. અલ્લાહના એ તમામ નેક બંદાઓ લાખલાખ શુક્રિયાહના અને મુબારકબાદના હકદાર છે.

આ બધું હોવા છતાં હજુ કૌમની તરસ પૂરેપુરી છીપાઈ નહોતી. એને એક સાચા રહેબરની અને અલ્લાહની જેની ઉપર ખાસ રહેમતો નાઝિલ થયેલ હોય એવા પાક મુરશદની તલાશ હતી.

પરવરદિગારે એના ખાસ ફઝલો કરમથી મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને એ માટે પસંદ કરીને કૌમની એ તીવ્ર પ્યાસને પણ સંતોષી દીધી. આપની મુબારક ઝાતે આ કૌમના જીમ્મેદારોની પૂરેપૂરી મદદ ફરમાવી અને કદમ કદમ ઉપર સાચી રેહબરી ફરમાવી.

આપની શખ્સીયત દરેકે દરેક રીતે ઠોશ અને બા-કમાલ હતી. આપ આલિમ અને મુરશદ પણ હતા અને મુફ્તી ઉપરાંત કાઝી પણ હતા. બાહોશ રેહબર પણ હતા અને હોનહાર હકીમ પણ !

આમ દીનની તમામ જરૂરીયાતો માટે આપની મુબારક હસ્તી કૌમને માટે અલ્લાહની ખાસ બક્ષિસ બની ગઈ. આપ કૌમની દીની અને દુન્યવી પ્રગતિને માટે સૌથી શક્તિશાળી મદદગાર સાબિત થયા. આપની મુબારક ઝાતથી જીંદગીના દરેકે દરેક હિસ્સાને બળ મળ્યું અને મૌમિન કૌમની મંજધારમાં અટવાયેલ નાવને આપ જેવા કાબેલ નાખૂદાએ તોફાનોમાંથી ઉગારીને મંઝિલની સાચી દિશા તરફ કૂચ કરતી કરી દીધી.

કભી સોચા ન હો ઐસે ભી મંઝર ખિંચકે આતે હૈં<br>
અગર હો પ્યાસ મેં કુછ દમ તો સાગર ખિંચકે આતે હૈં



# હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સા. (રહ.)

આપ એક આલિમ ઘરાનાના પૂરનૂર ચિરાગ હતા શરૂથી જ આપની પરવરિશ ઉત્તમ પ્રકારની થઈ હતી. જેને લીધે ઈલ્મ હાસિલ કરવાનો શોખ બાળપણથીજ આપના દિલમાં જોશ મારતો હતો. વાલિદે મોહતરમ પાસેથી 'શરહેવકાયા' સુધી તાલીમ મેળવીને આપ દિલ્હી તશરીફ લઈ ગયા. આપને દિલ્હીમાં એ સમયના બુલંદ પાયાના અને ઈલ્મીયતમાં અજોડ એવા આલિમ સાહેબો પાસેથી તાલીમ મેળવવાની ખુશનસીબી પ્રાપ્ત થઈ.

ખાસ કરીને આપની તરફ ભારે લાગણી અને મહોબ્બત રાખનાર ઉસ્તાદ હઝરત મૌલાના અબ્દુલઅલી સાહેબ (રહ.) જેઓ મદ્રસા અબ્દુર્રબના શૈખુલ હદીસ અને સદર મુદર્રીસ હતા. વળી આપ હઝરત હુજ્જતુલ ઈસ્લામ મૌલાના કાસમ સાહેબ નાનોતવીના ખાસ શાગીર્દોમાંથી હતા. એ રીતે હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબને પણ સીધાજ હઝરત કાસમ સાહેબ નાનોતવીના શાગીર્દના શાગીર્દ હોવાનો ફખ્ર હાસિલ છે. આમ ખુદાવંદે કરીમે પોતાના ખાસ ફઝલો કરમથી અને બરકતોથી પણ મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને માલામાલ કરી દીધા.

લગભગ ઈ.સ. ૧૯૦૫માં તમામ પ્રકારના જાહેરી અને બાતિની ઈલ્મથી છલોછલ થઈને આપે પાલનપુરમાં દીની તાલીમ મારફત ઉમ્મતની સુધારણાનું મુબારક કામ શરૂ કર્યું.

એ સમયે પાલનપુર શહેરમાં સુન્ની વહોરા, મેમણ અને સિપાઈ કૌમની બિરાદરીઓ વસેલી હતી અને ઉત્તર ગુજરાતના ગામડાઓમાં મોટે ભાગે મોમિન બિરાદરી વસેલી હતી. જીહાલતમાં અને ખોટા રીત-રીવાજોમાં જે રીતે મોમિન બિરાદરી ફસાયેલી હતી બરાબર એજ રીતે પાલનપુરમાં વસનારી ઉપરોક્ત બિરાદરીઓ પણ એવીજ જીહાલત અને ખોટા રીત-રીવાજોમાં કેદ હતી. દરેક પ્રકારની બિદઅતો ઉપરાંત કુફ્ર અને શીર્ક સુધીના રીતરીવાજોમાં એ તમામ કૌમો ડૂબેલી હતી. ચારેકોર જીહાલતનું ઘોર અંધારું છવાયેલું હતું.

હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબે (રહ.) પાલનપુર અને એની આસપાસના વિસ્તારોનો અભ્યાસ ખૂબ ઝીણવટથી કર્યો અને છેવટે એ જીહાલતમાં ડૂબેલી મુસ્લીમ કૌમોની ખિદમતનો મજબૂત ઈરાદો કરી લીધો. જો કે એ સમયે આપને જુદીજુદી જગ્યાએથી મોટા પગારોની સાથે ઉચ્ચ હોદ્દાઓની દાઅવતો મળી ચૂકી હતી. (દા.ત. ડાભેલ અને ટાંકથી)

દિલ્હીમાં તાલીમથી ફારેગ થઈને વધુ ઈલ્મ હાસિલ કરવા માટે આપે બે વરસ ટાંકમાં હઝરત મૌલાના બરકાત અહમદ સાહબની સરપરસ્તીમાં ગુજારેલ છે. ઉસ્તાદ મોહતરમે જ આપને ટાંકમાં રહીને દીની ખિદમત કરવાનો મશ્વરો આપ્યો હતો.

પરંતુ હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબે ઉસ્તાદની માફી ચાહતાં અર્ઝ કરી કે પાલનપુર અને એની આજુબાજુનો જીહાલતથી ભરપૂર વિસ્તાર ખિદમતનો વધારે હકદાર છે. આપના એ કારણોને ધ્યાનમાં લઈને ઉસ્તાદે આપને રજા આપી દીધી અને આપ પાલનપુર તશરીફ લાવ્યા.

પાલનપુર આવીને આપે તમામ મુસ્લીમ બિરાદરીઓમાં દીન ને ઈમાનની વાતો અને વાએજો, નસિહતોનું કામ શરૂ કરી દીધું. મોમિન કૌમની એ ખુશનસીબી હતી કે એ કૌમના લોકોએ આપની નૂરાની વાતોને ખૂબજ ધ્યાનથી સાંભળી અને દિલથી કબૂલ કરીને આપની નજીકમાં આવતા ગયા અને જે કોઈપણ આપની બરકવંતી જાતની જેટલો નજીકમાં આવ્યો એટલો જ વધારે લાભ મેળવતો થઈ ગયો. આ બાબતમાં મોમિન બિરાદરીના ગામડાઓમાં સૌથી પહેલી ખુશનસીબી જે ગામને નસીબ થઈ તે "ગઠામણ" ગામ છે. આ ગામ અનેક ખૂબીઓ ધરાવનારૂં રહ્યું છે. હઝરત મૌલાના નઝીરમીયાં (રહ.) સાહેબે મોમિન કૌમના ભૂતકાળ અને તેની તે સમયની હાલતનો ખૂબ ઊંડાણથી અભ્યાસ કર્યો અને એના વિશેની ખૂબ જાણકારી મેળવી.

આ કૌમ જ્યારથી ઈસ્લામમાં દાખલ થઈ છે ત્યારથી એકજ ખાનદાનના પીરોની મુરીદ ચૂસ્તપણે રહી છે અને પીરીમુરીદીને એ ઈમાન અને ઈસ્લામનો સૌથી મોટો સ્થંભ માનતી રહી છે. ત્યાં સુધી કે પૂરી કૌમની જીભે એકજ વાક્ય રહેતું કે "પીર વગર તો ઘોર અંધારી" એટલેકે પીર વગર તો કબરમાં અંધારું જ છે ભલે પછી પીર જાહિલ હોય કે ફાસિક

એની તમીઝ એમના મનમાં જરૂરી ન હતી.

આવી ગલત અકીદાઓમાં અટવાયેલી કૌમની સુધારણા આપે ખૂબજ કુશળતાથી, નરમાશથી અને ઠોશ અંદાજથી ફરમાવી છે અને કૌમના મોટાભાગને શીઅતના ભયંકર તોફાનોમાંથી ઉગારી લીધેલ છે. શીઅત ઘૂસી આવે એવા તમામ દરવાજાઓને આપે મદ્રસાઓ અને મકતબોનો ફેલાવો કરીકરીને આ કૌમને ખાતર હંમેશને માટે બંધ કરી દીધા છે.

આપની કામ કરવાની રીતભાત અત્યંત સૂજબૂઝ ભરેલી, શાંત અને હિકમતથી ભરપૂર હોવાને કારણે માર્ગમાં અડચણરૂપ બનનારી મોટામાં મોટી જાલીમ શક્તિઓ પણ પરાસ્ત થઈ ગઈ. દીન અને ઈમાનનો ફેલાવો કરવાના એ મુબારક માર્ગમાં આવનારી તમામ આફતો અને કસોટીઓને આપે અંબિયા (અ.સ.) ની સુન્નત સમજીને હસતે મોંઢે સહન કરી લીધી અને કોઈની સાથે પણ કોઈ પણ પ્રકારના વાદવિવાદમાં ઉતર્યા વિના અત્યંત નમ્રતા અને ગંભીરતાની સાથે નેક મકસદના માર્ગે કૂચ કરતા રહ્યા.

બારીતઆલાએ આપની મહેનતો અને કોશિશોનું મીઠું ફળ આપની હયાતીમાંજ આપી દીધું અને કૌમને પોતાની વર્ષો જૂની જીહાલત અને કુફ્ર અને શીર્ક જેવા ભયંકર રીવાજોમાંથી તૌબા કરવાની તૌફિક નસીબ થઈ અને સમગ્ર કૌમ કુરઆન અને હદીસના ઈલ્મથી માલામાલ થઈને 'સિરાતે મુસ્તકીમ' ઉપર ચાલવા લાગી.

જેવી રીતે આપના ઉસ્તાદે મોહતરમના ઉસ્તાદ હઝરત મૌલાના કાસમ સાહેબ નાનોતવી (રહ.) એ મુસ્લીમ કૌમોની જીહાલત અને તેમના મજહબી પછાતપણાનો ઉત્તમ ઈલાજ મદ્રસાઓ સ્થાપવામાંજ નિહાળ્યો હતો. ખરેખર એજ ઈલાજ તમામ મુસ્લીમ કૌમોની મજહબી પ્રગતિ માટે કારગર સાબિત થયો અને એનાથીજ દીનની ખિદમતોની જુદીજુદી અનેક કેડીઓ વજૂદમાં આવી. બરાબર એજ રીતે હઝરત મૌલાના મોહમ્મદનઝીર સાહેબ (રહ.) ને પણ ખાસ કરીને મોમિન કૌમ માટે એ જ નુસખો અકસીર લાગ્યો. આપે પણ નાનામોટાં મદ્રસાઓ શરૂ કરવા માટે બેહદ મહેનતો અને કોશિશો ફરમાવી અને અલ્લાહપાકે એના ફઝલો કરમથી આપને એમાં કામયાબી પણ અતા ફરમાવી.

આપે આપની ઉત્તમ સૂજબૂઝ અને ઈલ્મી કાબેલીયતથી 'દીવાને મશાયખ' ની તમામ કિતાબોનો ઊંડો અભ્યાસ કર્યો અને તેની ઉપયોગીતાને જરૂરી સમજી. ખરેખર તો ગુજરીબોલીથી આપ અણજાણ હતા. પરંતુ આપની અગાઉના મોમિન કૌમના સુધારક સૈયદ પીર મશાયખ (રહ.) ની જેમજ કૌમની સુધારણા અને ભલાઈનો જઝબો આપના દિલમાં પણ જોશ મારી રહ્યો હતો એટલે આપે ગુજરીબોલીને બરાબર સમજવા માટે શબ્દકોશો જોવાની જહેમતો ઉઠાવી અને એને દુરસ્ત કરવામાં તેમજ છપાવીને પ્રસિદ્ધ કરવામાં પણ કીમતી માર્ગદર્શન આપ્યું. પરિણામે એ નૂરાની કિતાબોનો નાશ કરી દેવાની કોશિશો કરનારાઓના બદઈરાદાઓ ઉપર પાણી ફરી વળ્યું.

એ રીતે જોઈએ તો દીવાને મશાઈખની છપાઈ અને પ્રસિદ્ધિ અને એ કિતાબોને નાશ કરી દેવાની સૈયદ મહેરહુસૈનની સ્કીમોની નિષ્ફળતા એ બધાં આપનાજ કારનામા છે એ કિતાબોને સાચા અર્થમાં સમજનારું અને સમજાવનારું આપની મુબારક હસ્તી સિવાય કોઈ ન હતું. એ કિતાબોને સમજાવનાર સૌથી પહેલા ઉસ્તાદ આપજ બન્યા. કૌમની એ કિતાબોથી અને એના લેખક અને સંપાદક એવા સૈયદ પીર મશાયખ (રહ.) થી બેહદ અકીદતમંદીને કારણે આપે આ કૌમની સુધારણા માટે એ કિતાબોને જ સૌથી ઉપયોગી સાધન માન્યું અને જયાં સુધી થઈ શક્યું ત્યાં સુધી એજ કિતાબોથી દીન અને ઈમાનની વાતો સમજાવી.

ઉપરાંત સૈયદ પીર મશાયખ (રહ.) ની તાલીમ અને આપની મૌજૂદ ઔલાદોની બેઅમલી, દુનિયાની લાલચો અને જીહાલતથી લોકોને ખૂબ સારી રીતે વાકેફ કર્યા. જેને કારણે બારીતઆલાએ આપને આપના મકસદમાં કામયાબી નસીબ ફરમાવી અને કૌમે પણ આપને બુલંદ દરજ્જાના સુધારક તરીકે કબૂલ ફરમાવ્યા અને આપના નૂરાની કોલ અને કામોને પોતાની મંઝિલની દીવાદાંડી બનાવી લીધા.

પાલનપુર નવાબી સ્ટેટ હતું. જેમાં નવાબ સાહેબનો હુકમ ચાલતો હતો. અને તેઓજ તમામ સ્ટેટના માલિક હતા. વળી નવાબ સાહેબ સાથે સૈયદ મહેરહુસૈનના સંબંધો સારા હતા અને તેઓ પણ પાલનપુરમાં

જ રહેતા હતા. આમ એ બંને મહાશયો મૌલાના (રહ.) ના હરીફો હતા. આપને તેઓ હર હંમેશ તકલીફો આપવાની પેરવીમાં રહેતા અને હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને દરેકે દરેક રીતે નીચું દેખાડવાની કોશિશો કરતા.

છતાં આપ પૂરેપૂરી સબ્ર અને ધીરજથી દરેક પ્રકારના દુઃખદર્દો સહન કરી લઈને તેમજ આમ અને ખાસ તમામ લોકોને દીન અને ઈમાનની વાતો સમજાવતા રહીને પોતાની મંઝિલ તરફ આગળ કૂચ કરતા રહ્યા અને ક્યારેય પોતાના કદમોને ડગમગવા દીધા નહીં. એટલુંજ નહીં આપના સાથીઓને પણ દીન ઉપર હિંમતભેર અડગ રહેવાની નસિહતો ફરમાવતા રહ્યા.

સૈયદ મહેરહુસૈનના હિમાયતીઓ એ સમયે મોટી સંખ્યામાં હતા. જેઓ એમના એકજ ઈશારે પોતાના જાનમાલ કુરબાન કરી દેવા તૈયાર રહેતા હતા. દબદબામાં અને હુકમ ચલાવવામાં સૈયદ મહેરહુસૈન નવાબથી જરાપણ ઉતરતા નહતા.

વળી એ બંને હરીફોએ મૌલાના (રહ.)ની વિરુદ્ધમાં પોતાની તમામ શક્તિઓને કામે લગાડી દીધી હતી. ત્યાં સુધી કે પાલનપુરમાંથી આપને તડીપાર કરવાની યોજનાઓ પણ તૈયાર કરવા લાગ્યા હતા. આ બબ્બે શક્તિશાળી હરીફોની હરકતોનો મુકાબલો કરવો એ કંઈ નાનીસૂની વાત ન હતી.

પરંતુ અલ્લાહની કુદરત જુઓ કે આટઆટલું ભયંકર વિરોધી વાતાવરણ હોવા છતાં પણ ન કેવળ આપ કામયાબીની મંઝિલેજ પહોંચ્યા બલ્કે આપની શાંત અને ઠોશ મહેનતોનું પરિણામ એ આવ્યું કે છેવટે નવાબ સાહેબની નવાબી પણ ગઈ અને સૈયદ મહેરહુસૈન પણ પોતાની માયાજાળ સંકેલી લઈને ધોળકા રવાના થઈ ગયા એમને હંમેશ માટે પાલનપુર છોડી દેવું પડ્યું.

આપની ઈખ્લાસથી ભરપૂર દીની કોશિશોમાં ખુદાએ પાકની મદદો શામેલ હતી. જાણે અલ્લાહે કુરાને કરીમમાં ફરમાવ્યું છે તેમ "સત્ય પ્રગટ્યું અને જૂઠ નાશ પામ્યું અને જૂઠ તો નાશ પામવા માટે જ છે" નો ખુલ્લો નમૂનો આપની કામયાબીઓથી ઉજાગર થતો હતો.

આપનો સ્વભાવ કઠણાઈઓ સહન કરનારો અને સાદગી પસંદ હતો. ખોરાકમાં, પોશાકમાં અને સવારીમાં દરેક બાબતમાં સાદાઈનું ધ્યાન રાખતા હતા. દીન અને ઈમાનની દાઅવત આપવા માટે પણ આસપાસના વિસ્તારોમાં જવા આવવા માટે આપ ઊંટની સવારી જ પસંદ ફરમાવતા હતા અને જીંદગીભર આપે સવારી માટે ઊંટનો જ ઉપયોગ કર્યો. દૂરદૂરના ગામડાઓમાં તબલીગ માટે ઊંટ મારફત જ સફરો કરી. આપે આવકના સાધન તરીકે તબીબી લાઈન અપનાવી હતી. પરંતુ તબીબી લાઈનને પણ આપે દીની તબલીગ અને ઈમાનની વાતોના પ્રચાર અને પ્રસારનુંજ સાધન બનાવી લીધું હતું. આપની તબલીગથી અનેક ખોટા રીત રિવાજો નાશ પામ્યા અને કેટલીયે સુન્નતો સજીવન થઈ.

જે પાલનપુર શહેર જીહાલત અને કુરિવાજોના ગઢ સમાન હતો ત્યાં થોડાક જ સમયમાં અલ્લાહ અને અલ્લાહના રસુલ (સ.અ.વ.) ના મુબારક પેગામનો નાદ ગુંજવા લાગ્યો. આની અસરો છેક આસપાસના ગામડાઓ સુધી પહોંચી ગઈ અને દરેક ગામમાં અમુક લોકોને દીનનું ઈલ્મ હાસિલ કરવાની તલબ પેદા થઈ. પરિણામે દેશના દૂરદૂરના શહેરો સુધી ઈલ્મ હાસિલ કરવા પાલનપુરના તાલિબ ઈલ્મો પહોંચવા લાગ્યા અને થોડાકજ સમયમાં પાલનપુરની આસપાસના દરેક ગામમાં મદ્રસાઓ અને મૌલવીઓ જોવા મળ્યા. આપના સંપૂર્ણ ઈખ્લાસ અને રાતદિવસની મહેનતોનું જ એ પરિણામ હતું.

એટલે જ આપ જેવા મર્દેહકની શાનમાં હઝરત મૌલાના બદરેઆલમ સાહેબ મુહાજિરે મદની (રહ.) એ ફરમાવ્યું હતું કે "પાલનપુરની એક નાનકડી મસ્જીદની ફાટેલી તૂટેલી ચટાઈ પર બેસીને આપે આ વિસ્તારમાં વસનારી મોમિન કૌમ કે જે પોતાના કર્મોથી તો દીનથી દૂર થઈ જ ગઈ હતી. ફક્ત મુરતદ હોવાનું કોલ અને વાણીથી કહેવાનુંજ બાકી રહ્યું હતું. આવા જીહાલતથી ભરપૂર ગામોમાં આપે દીની મદ્રસાઓની ભરમાર કરી દીધી. વળી એવો પણ ચમત્કાર થયો કે પુરૂષો દરેકે દરેક બાબતમાં પૂરેપૂરા શરીઅતના રંગમાં રંગાઈ ગયા અને ઔરતો પણ ખેતીવાડીના કામમાં પરોવાયેલી હોવા છતાં બુરખાઓમાં ફરતી થઈ ગઈ. આ એક એટલું મોટું પરિવર્તન છે

કે જે ખરેખર આપની હક્કાનીયત અને બેહદ ઈખ્લાસનોજ ખુલ્લો નમૂનો છે'' તદઉપરાંત હઝરત અશરફઅલી થાનવી (રહ.) અને હઝરત શૈખૂલ ઈસ્લામ મોલાના હુસૈનઅહમદ મદની (રહ.) જેઓ આપનાજ ઉસ્તાદના શાગીર્દો હતા અને આપના સમકાલીનો પણ હતા. એ બંને મહાન બુઝુર્ગો પણ આપની બુલંદ દીની મહેનતોની, સાદગીની અને લિલ્લાહિયતની તારીફ ફરમાવતા હતા. ખરેખર મૂલ્યવાન હીરાની કિંમત સાચા ઝવેરીજ જાણી શકે છે !

નામનાથી અને ખોટા દેખાવોથી આપ એટલી હદે દૂર રહેવાનું પસંદ ફરમાવતા કે કેટલીકવાર તો મોટામાં મોટું કામ પાર પાડ્યું હોય છતાં જાણે આપે એમાં કશુંજ કર્યું નથી એવી રીતે ખામોશ રહેતા. એક માત્ર અલ્લાહ અને એના હબીબે પાક (સ.અ.વ.) ને રાજી રાખવા માટેજ તમામ જદ્દોજહદ કરનારા મુખ્લીસ બુઝુર્ગોની એ જ તો સાચી નિશાની છે !

આપની આ રાતદિવસની એકધારી દીની મહેનતોને પરિણામે હકને માર્ગે હિંમતભેર ચાલનારાઓની એક આખી જમાત તૈયાર થઈ ગઈ કે જેમણે દીનપર ચાલવા માટે દરેકે દરેક પ્રકારની કઠણાઈઓ અને આફતોને સહન કરી અને જો ધીરજની હદ ખૂટી ગઈ તો છેવટે દીનને ખાતર પોતાના પ્યારા વતનને પણ તજી દઈને હિજરત કરી ગયા અને કેટલાય લોકોને એમના ગામોમાંજ ત્રાસ આપવામાં આવ્યો કેટલાક એ જુલ્મોસિતમમાં માર્યા પણ ગયા. કેટલાંય ભયંકર રીતે જખ્મી પણ થયાં.

---

નોંધ : (૧) હાજી જમાલુદ્દીન નૂરમહંમદ સાલેહ પિરોજપૂરી હિજરત કરીને કેટલાંય વર્ષો સુધી ગઠામણ ગામમાં રહ્યા. એજ રીતે મેતા ગામના યુસુફભાઈ વલી પલસાણિયા પણ હિજરત કરીને વદાણી ચાલ્યા ગયા. જે ત્રણ વરસ બાદ પાછા ફર્યાં હતા. (૨) મેતા અને વદાણી ગામોના ઘણા લોકો ઘાયલ પણ થયેલા છે.

---

આપના તકવા, પરહેઝગારી, નમ્રતા, સાદગી, હકપરસ્તી અને દીની મહેનતોને જે કોઈપણ સમજ્યું અને એની અસલીયતને પિછાણી એ આપનો કદરદાન બની ગયો અને આપની સાચી કદરદાનીની જાણ તો દુનિયાને ત્યારે થઈ કે જ્યારે આપ આ ફાની જગતનો ત્યાગ

કરી ગયા. હિન્દુસ્તાનભરના ઉચ્ચ કોટિના અખબારો અને રિસાલાઓએ ત્યારે આપની મહાન સેવાઓને અને આપના બુલંદ સદ્ગુણોને મોટામોટા અક્ષરોમાં છાપીને બિરદાવ્યા હતા.

"હક મગફેરત કરે અજબ આઝાદ મર્દ થા."

આપના ખાનદાન તેમજ આપની બુલંદ દરજ્જાની નૂરાની મહેનતો વિશેની માહિતી હવે આગળના પાનાં ઉપર આપ જોઈ શકશો.

## આપનું વતન અને ખાનદાન :

આપના દાદા જનાબ અકબર બિન લાલ મહંમદ સાહેબ હજ પઢવાની નિયતથી કાશ્મીરથી ચાલીને મુંબઈ પહોચ્યા હતા. બિમાર થઈ જવાને કારણે આપે પાછા ફરવાનો ઈરાદો કર્યો. વચ્ચે પાલનપુર આવતા અહીંના હવા પાણી આપને રાસ આવી ગયાં એટલે અહીંયાંજ રોકાઈ ગયા અને પાલનપુરમાં શાદી પણ કરી લીધી.

આપના ચાર સાહેબજાદાઓમાં મૌલાના અબ્દુલકાદર સાહેબે દીની ઈલ્મ હાસિલ કર્યુ. (આપ જ હઝરત મૌલાના મોહમ્મદનઝીર સાહેબ (રહ.) ના વાલિદે મોહતરમ છે) સમગ્ર પાલનપુર સ્ટેટમાં આપની ઈજ્જત અને માનપાન હતાં. કારણકે આપ એક આલિમ હોવા ઉપરાંત ઉચ્ચ કોટિના હકીમ પણ હતા. પાલનપુરના નવાબ સાહેબ અને એમના કુટુંબીઓનો ઈલાજ આપજ કરતા હતા. એટલુંજ નહીં સમગ્ર રાજ્યમાં કોઈપણ દીની મુશ્કેલી પેશ આવતી તો એનો માર્ગ કાઢવા માટે બધા આપનીજ પાસે આવતા હતા. એટલેજ નાનામોટાં તમામે તમામ લોકોમાં આપ ભારે આદરણીય હસ્તી ગણાતા હતા. આપને ત્રણ પુત્રો હતા. સૌથી મોટા જનાબ હામિદમિયાં (રહ.) બીજા મૌલાના મોહમ્મદ નઝીર (રહ.) અને ત્રીજા મૌલાના મોહમ્મદ અકબર (રહ.).

એક વખતે હઝરત મૌલાના મોહમ્મદ નઝીર (રહ.) ના એક નજીકના જાણીતા માણસે આપના ખાનદાન વિશે જાણવા માટે પૂછપરછ કરી હતી. ત્યારે આપે જવાબમાં ફરમાવ્યું હતું કે "અમારા બાપદાદા અરબસ્તાનના

કુરેશી શેખોની ઔલાદમાંથી છે એટલે જ અમારું ખાનદાન કુરેશી છે."

પરંતુ આપે ક્યારેય એ બાબતનો પ્રચાર કર્યો નથી. બલ્કે આપ ફરમાવતા કે "વંશવારસો અને કુટુંબ કબીલાઓ માન અને મોભાની કે અભિમાન કરવાની વસ્તુઓ નથી. પણ માણસને માટે તો ઈમાન અને પાક આમાલોજ માનપાન અને ઈજ્જત આબરૂનાં સાધનો છે."

---

નોંધ : આ કિતાબમાંથી હઝરત મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) વિશેની મોટાભાગની વિગતો કિતાબ "સવાંહે નઝીરી"માંથી લીધેલ છે. તેમાંથી શબ્દેશબ્દનો ઉતારો કરેલ નથી પણ તેનો મફહુમ બયાન કરવામાં આવેલ છે. જો કોઈ જગ્યાએ કોઈ ભૂલચૂક દેખાય તો અસલ કિતાબમાં જોઈ લેવા ગુજારિશ છે.

---

આપના મોહતરમ વાલિદ સાહેબે મૌલાના મોહમ્મદનઝીર સાહેબની તાલીમ અને તરબીયત બાળપણથીજ પોતાની દેખરેખ નીચે કરી હતી અને 'કન્ઝુલદકાઈક' સુધી આપેજ તાલીમ આપેલ.

જ્યારે 'શરહેવકાયા' નો અભ્યાસ મૌલાનાએ પોતે રમઝાનના મુબારક માસમાં ફરમાવેલ અને લગભગ હિજરી ૧૩૧૬માં મદ્રસા રહીમબક્ષ દિલ્હીમાં 'હિદાયા' ના વર્ષમાં દાખલો મેળવેલ. આપને એ સમયના બુલંદ કોટિના આલિમ સાહેબો પાસેથી તાલીમ મેળવવાનું સદ્ભાગ્ય સાંપડ્યું.

શરૂથીજ તકવા, પાકી, ઈલ્મ હાસિલ કરવાની તલબ અને શોખ આપનામાં ભરપૂર માત્રામાં હતાં એટલે તમામ ઉસ્તાદોના આપ લાડીલા શાગીર્દ બની ગયા. ખાસ કરીને શેખુલ હદીસ હઝરત મૌલાના અબ્દુલઅલી સાહેબ આપને માટે ખૂબજ માયાળુ અને લાગણીશીલ ઉસ્તાદ હતા. અને કેમ ન હોય ! કારણકે આપ (એટલે કે હઝરત મૌલાના અલી સાહેબ) હઝરત મૌલાના કાસમ નાનોતવી (રહ.) ના ખાસ શાગીર્દ હતા. આપ પોતે પણ મોહતરમ ઉસ્તાદના જેવીજ ખૂબીઓ ધરાવનાર હતા અને એજ ખૂબીઓની રોશનીના નમૂનારૂપ હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) પણ હતા.

## ઈલ્મ હાસિલ કરવા માટેનો શોખ અને લગન :

ઈલ્મ હાસિલ કરવામાં આપનો શોખ અને લગન ગજબનાં હતા. એક વખતે પાલનપુર નવાબ સાહેબ પોતાને કામે દિલ્હી ગયા હતા. આપ જ્યાં રોકાયા હતા ત્યાં આપે મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને મુલાકાત માટે બોલાવ્યા. પરંતુ મૌલાના પોતાના અભ્યાસમાં ડૂબેલા હોવાથી નવાબ સાહેબના ઉતારા ઉપર હાજર થઈ શક્યા નહીં અને એમની મુલાકાત થઈ શકી નહીં.

જ્યારે પાલનપુરમાં નવાબ સાહેબ સાથે મૌલાના નઝીર સાહેબ (રહ.) ની મુલાકાત થઈ તો નવાબ સાહેબ ફરમાવ્યું કે "હું દિલ્હી આવ્યો હતો પણ બોલાવવા છતાં આપે મારી મુલાકાત કેમ ન કરી ?" તો જવાબમાં મૌલાનાએ પોતાની તાલીમ અને અભ્યાસનું કારણ જણાવીને માફી ચાહી.

આ પ્રસંગ આપણા સૌને માટે ઈબરત અને બોધ આપનારો છે. આજે તો દુન્યવી હોદ્દાઓ અને માન મરતબા ધરાવનારા લોકોને મળવા માટે લોકો માત્ર શોખજ ધરાવતા નથી પરંતુ એમને મળવાની રાહ જોવામાંને જોવામાં જીંદગીના કીમતી કલાકો વેડફી નાખે છે અને વળી એને ગૌરવ તેમજ અભિમાનની બાબત ગણે છે.

## મદ્રસા અબ્દુર્રબ-દિલ્હીમાં પ્રવેશ :

જ્યારે શેખુલ હદીસ મૌલાના અબ્દુલઅલી સાહેબ મદ્રસા અબ્દુર્રબમાં તબદીલ થયા તો આપ પણ આપના મોહતરમ ઉસ્તાદની સાથે મદ્રસા અબ્દુર્રબ દિલ્હીમાં દાખલ થઈ ગયા.

પાલનપુરમાં મોમિન કૌમના પીર સૈયદ એહમદહુસૈન હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની આ ઈલ્મી પ્રગતિ જોઈને સાવચેતીરૂપે પાલનપુરના નવાબ સાહેબને ભરમાવી રહ્યા હતા કે : "મૌલવી અબ્દુલકાદરના દીકરો મૌલવી નઝીર દિલ્હી પઢવા માટે ગયો છે. એ તાલીમ લીધા બાદ પોતાના ઈલ્મના જોરે આપણો હરીફ બની જશે માટે પાલનપુરના રાજ્ય તરફથી પણ કેટલાક તાલીબ ઈલ્મોને ઈલ્મ મેળવવા માટે દિલ્હી મોકલવા જોઈએ."

પીર સાહેબની વાત માનીને પાલનપુરના નવાબ સાહેબ તરફથી પણ કેટલાક તાલીબ ઈલ્મોને મદ્રસા અબ્દુર્રબમાં દાખલ થવા માટે દિલ્હી મોકલવામાં આવ્યા. પરંતુ એ મદ્રસાના સદર મુદર્રીસ અને શેખુલહદીસ મૌલાના અબ્દુલઅલી સાહેબે (રહ.) પોતાના ઈમાની નૂરથી એ ઈખ્લાસથી મેહરૂમ તાલીબ ઈલ્મોના બદઈરાદાઓને પારખી લઈને એમને મદ્રસામાં પ્રવેશ આપવાથી ઈન્કાર કરી દીધો. આની પાછળ આપના મહેબૂબ શાગીર્દ મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) નો ફાયદો પણ સમાયેલો હતો. જો કે એ તાલીબ ઈલ્મોને પ્રવેશ આપવા વિશે ઉસ્તાદ તરફથી આપને પૂછવામાં આવતાં આપે જણાવ્યું હતું કે "એમને પ્રવેશ આપવામાં મારો કોઈ વાંધો નથી." આમ છતાં ઉસ્તાદને એ વાત ગમી નહીં અને આપે એમને મદ્રસામાં પ્રવેશ આપ્યો નહીં અને એ તાલીબ ઈલ્મો બીજા મદ્રસામાં દાખલ થયા.

## ઈલ્મ હાસિલ કરવાનું કારણ :

હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) નું ઈલ્મ હાસિલ કરવાનું કારણ ફક્ત અલ્લાહને રાજી કરવાનું અને એના પાક કલમાને બુલંદ કરવાનું હતું જ્યારે નવાબ સાહેબ તરફથી દિલ્હી મોકલવામાં આવેલ તાલીબ ઈલ્મોની તાલીમનું કારણ હોદ્દાઓ મેળવવાનું અને નવાબ સાહેબને ખુશ કરવાનું હતું.

એટલે હઝરત મૌલાના અલ્લાહની ખુશનુદી હાસિલ કરવા માટે અને અલ્લાહના કલમાની બોલબાલા કરવા માટેજ પાકી, પરહેઝગારી અને પૂરેપૂરી લગનથી ઈલ્મ હાસિલ કરવામાં ડૂબી ગયા હતા. જ્યારે પાલનપુર નવાબ સાહેબ તરફથી મોકલવામાં આવેલ તાલીબ ઈલ્મો હરવા ફરવામાં અને બેકારની વાતોમાં મશ્ગૂલ રહીને પોતાનો કીમતી સમય બરબાદ કરી રહ્યા હતા. તેઓ જ્યારે પાલનપુર પાછા આવ્યા તો એમના ઈલ્મની ઝોળી નબી (સ.અ.વ.) ની સાચી તાલીમથી અને પેગંબરીના નૂરથી ખાલી હતી.

## ઈલ્મની તલબના માર્ગની આકરી કસોટીઓ :

પાલનપુર નવાબ સાહેબ તરફથી મોકલવામાં આવેલ તાલીબ ઈલ્મોનો તમામ ખર્ચ સમયસર નવાબ સાહેબ તરફથી એમને પહોંચી જતો હતો. જ્યારે મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) પોતાનો તમામ ખર્ચ જાતેજ

ઉઠાવતા હતા. એ પણ એમની જરૂરીયાત જેટલોજ મળી રહેતો હતો ત્યાં જ એક બીજી ભયંકર કસોટી આવી પડી. આપના વાલિદ સાહેબ અલ્લાહને પ્યારા થઈ ગયા. આપના કુટુંબમાં નાનાંમોટાં ભાઈ-બહેનો ઉપરાંત વાલેદા મૌજૂદ હતા. આપના મોટાભાઈ હામિદમિયાં સાવ સાદાસીધા અને ભોળા સ્વભાવના હોવાને કારણે ઘરની જવાબદારીનો બોજ ઉઠાવી શકે તેમ ન હતા. અને જે તાલીબ ઈલ્મને પોતાનો ખુદનો ખર્ચો ઉઠાવવાના ફાંફા પડતા હોય તે ઘરવાળાઓના ખર્ચની જવાબદારી કેવી રીતે ઉઠાવી શકે ?

પરંતુ મૌલાના સામાન્ય તાલીબ ઈલ્મો જેવા ન હતા. આપ શરૂથી જ અલ્લાહની ઉપર પૂરેપૂરો ભરોસો રાખનારા અને ગમે તેવી મુસીબતોમાં અડગ રહેવાની ખૂબીઓથી માલામાલ હતા એટલે અલ્લાહ ઉપર ભરોસો રાખીને આપે આપના મકસદમાંથી પીછેહઠ કરી નહીં. બલકે એજ હિંમત અને જુસ્સાથી ઈલ્મ હાસિલ કરવામાં ડૂબેલા રહ્યા ત્યાં સુધી કે દિલ્હીથી તાલીમ પૂરી કરીને વધારે ઈલ્મ હાસિલ કરવા માટે ટાંકમાં મૌલાના બરકાતઅહમદ (રહ.) ની પાસે તશરીફ લઈ ગયા અને ત્યાં પણ લગભગ બે વરસ સુધી આપ ઈલ્મ હાસિલ કરવામાં ડૂબેલા રહ્યા.

એ દરમિયાન આપના મોટાભાઈ હામિદમિયાં તરફથી કુટુંબના ઘરખર્ચની માંગણી કરતો કાગળ આપને મળ્યો. જેમાં ઘરવાળાઓની આર્થિક તકલીફો જણાવેલ હતી. મોટાભાઈનો આ કાગળ વાંચીને મૌલાના પોતાની ખુદની દર્દનાક હાલત લખવા માટે મજબૂર થઈ જાય છે. " કે મારા ભાઈ ! હું અહીંયા પૈસા કમાવા માટે નથી આવ્યો. એક માત્ર દીનનું ઈલ્મ હાસિલ કરવા માટે અહીં રોકાયેલો છું. હું પોતે પણ કેટલીક વખતે ફાકાકશી કરીને દિવસ વીતાવું છું. મારો આ રાઝ તમારા કાગળના જવાબમાં જાહેર કરવો પડે છે. નહિતર આપને મારી હાલત વિશે જણાવવાની કોઈ જરૂર નથી. ખૈર...તમે સૌ સબ્ર અને સુકૂન સાથે રહો અને મારા ફલાણા સંબંધી છે... એમની પાસેથી જરૂરત મુજબ ઉછીના પૈસા લેતા રહેશો અને તમારું કામ ચલાવી લેશો. હું થોડા સમયમાં જ તાલીમ પૂરી કરીને ઘેર આવવાનો છું અને ઉછીના પૈસા પણ ખાસ જરૂરત પ્રમાણેજ

લેજો કારણકે આખરે આપણેજ ચૂકવવાના છે.'' આ છે એક સાચા તાલીબ ઈલ્મના ગુણો...જે અલ્લાહતઆલાએ આપને શરૂથી જ બક્ષેલ હતા અને એજ દિવસોથી આપની કસોટીઓની શરૂઆત થઈ ચૂકી હતી.

ટૂંકમાં એવી નાજુક હાલતમાં પણ અલ્લાહના એ નેક બંદાએ ઈલ્મની તલબમાં અડગ રહેવાનો માર્ગ અપનાવ્યો અને હિજરી સન ૧૩૨૩માં દીની અને દુન્યવી ઈલ્મથી માલામાલ થઈને પાલનપુર આવીને અલ્લાહની મખ્લુકને કુરઆન અને હદીસની તાલીમ આપવાનું મુબારક કામ શરૂ કરી દીધું.

## તે સમયમાં પાલનપુર અને તેના આસપાસનું વાતાવરણ

પાલનપુર શહેરમાં તે સમયે વહોરા, મેમણ, સિપાઈ, મન્સૂરી વિગેરે જેવી થોડીક મુસ્લીમ કૌમો રહેતી હતી. ઉત્તર ગુજરાતના ગામડાઓમાં મોમિન કૌમ વસેલી હતી. તમામ મુસ્લીમ કૌમોની આર્થિક અને દીની હાલત તે સમયે ખૂબજ ખરાબ હતી. જાહિલ પીરોએ, મુલ્લાંઓએ અને પેશવાઓએ એમની દિલી ખ્વાહિશોનેજ પોતાનો માબૂદ બનાવી લીધો હતો અને આમ લોકો તાજીયા પરસ્તીમાં તેમજ કબરોની પૂજા કરવામાં ખોવાયેલાં હતાં. એ લોકો વાંસ અને કાગળમાંથી પોતાને હાથેજ બનાવેલ તાજીયા સામે માથું ટેકવીને મનની મુરાદો પૂરી કરવા માટે અરજ ગુજારતા. એજ રીતે કબરોને પણ સિજદા કરવામાં આવતાં અને તેની પાસેથી પણ મુરાદો માંગવામાં આવતી અને કબરમાં સૂતેલાઓને નામે જાનવરો હલાલ કરવામાં આવતા અને એ હરામ ખાણાંઓ માટે બધાને ભેગાં કરવામાં આવતા. બધાજ લોકો હોંશેહોંશે એ હરામ ખાણામાં શરીક થતા. માનતાઓ માનવામાં આવતી તેમજ ચડાવાઓ ચઢાવવામાં આવતા. દરેકના ઘરમાં એક તાક (આળિયું) જેવું રહેતું જેમાં દીવો સળગાવવામાં આવતો અને સવાર સાંજ એને હાથ જોડવામાં આવતા.

તે ઉપરાંત ખતના (સુન્નત) અને અકીકા વખતે અનેક બૂરાઈઓનું પ્રદર્શન થતું જેમાં સમય અને પૈસા બેહૂદી બાબતો પાછળ બરબાદ કરવામાં આવતાં અને એવી બધી બાબતોને અલ્લાહને રાજી કરવાનો જરીઓ સમજતા. દસમા અને ચાલીસમાને તો મોટા ફર્ઝના દરજ્જામાં ગણવામાં આવતો. નિકાહની તારીખો અને સમય બ્રાહ્મણોની પાસે નક્કી કરવામાં આવતાં.

એ મહારાજ ફાલ જોઈને દિવસ નક્કી કરી આપતો વળી સંતાનોનાં નામ પણ એની પાસેથીજ માંગીને રાખવામાં આવતાં. જે હિંદુઓના નામ જેવાં જ રહેતાં. ટૂંકમાં હજ્જારો બિદઅતોમાં અને કૂફ્રના તેમજ શીર્કના રીત-રીવાજોમાં સમગ્ર મુસ્લીમ કૌમ ફસાયેલી હતી. જિહાલતના અંધકારમાં નેકી ને બદીનો ભેદ ઓગળી ગયો હતો. મદ્રસા કે મકતબનું કયાંય નામોનિશાન હતું નહીં. જેથી ઉર્દૂનો જાણનાર તો કોઈ દૂરદૂર સુધી જોવા મળતો નહીં. આવા ઘોર અંધકાર ભરેલ વાતાવરણમાં ખુદાવંદે કરીમ એ એનો ખાસ કરમ ફરમાવીને હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને જાહેરી અને બાતિની ઈલ્મથી ઝગમગાવીને પાલનપુર શહેરમાં કલ્મએહકની બોલબાલા કરવા માટે પસંદ ફરમાવ્યા.

આપે તાલીબઈલ્મીના જમાનાથીજ પાલનપુર શહેર અને એની આસપાસના વિસ્તારોની જિહાલતનો અનુભવ મેળવી લીધો હતો. એજ કારણસર હઝરત મૌલાના બરકાત એહમદ સાહેબે વ્યાજબી પગારથી આપને ટાંકના મદ્રસાની ખિદમત માટે રોકી લેવા વિચાર્યું હતું ત્યારે આપે પાલનપુર શહેરની જિહાલત અને ગુમરાહીનો ચિતાર પેશ કરીને દીનની ખિદમત માટે આ વિસ્તારને હકદાર જ નહીં પણ એ કામને પોતાની સૌથી પહેલી ફરજ સમાન માન્યું અને મોહતરમ ઉસ્તાદની ટાંક ન રોકાઈ શકવા બદલ માફી ચાહી.

દર્દમંદ અને દૂરંદેશ ઉસ્તાદ મોહતરમે પોતાના લાડીલા શાગીર્દની આખેરતની ફિકર અને હક પરસ્તી જોઈને ખુશીખુશી પાલનપુર જવાની મંજૂરી આપી દીધી અને આપને કીમતી નસિહતોની નવાજેશ પણ ફરમાવી. આમ હઝરત મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) પેગંબરી ઈલમથી પૂરનૂર થઈને પાલનપુર તશરીફ લાવ્યા.

પાલનપુર શહેર અને એની આસપાસના વિસ્તારમાં જાહિલ મુલ્લાંઓ અને દુનિયાના લાલચુ પીરોની બદીઓની બોલબાલા હતી. તેઓ પોતાના સ્વાર્થ ખાતર આમ લોકોને જિહાલત અને ગુમરાહીમાંજ ડૂબેલી રાખવાનું પસંદ કરતા હતા. આવી હાલતમાં મૌલાના મોહમ્મદ નઝીર સાહેબ (રહ.) નું દીની ઈલ્મ મેળવવા માટે પૂરી લગનથી

તલ્લીન થઈ જવું એ સમગ્ર ઈલાકાને માટે રહેમત અને બરકત સમાન હતું.

પીર સૈયદ એહમદહુસૈન અને પાલનપુરના નવાબ સાહેબ જેઓની વચ્ચે ગાઢ સંબંધો હતા. એ બંને મહાશયો મુસ્લીમ પ્રજાને જાહિલ રાખવાની જ વિચારસરણી ધરાવતા હતા એટલેજ એ બંને કૌમી સરદારો અલ્લાહના આ નેક બંદાને નિષ્ફળ બનાવવાની અને એનો મુકાબલો કરવાની યુક્તિઓમાં અને કોશિશોમાં લાગી ગયા હતા.

હકીકતમાં એ લોકો અલ્લાહની કુદરત અને એની હિકમતોથી બેખબર હતા. ખરેખર તો અલ્લાહતઆલા સર્વશક્તિમાન છે. જગતની તમામે તમામ શક્તિઓ એની આગળ પાણીપાણી છે. માણસની બુધ્ધિ એની તાકત અને કુદરતને સમજવા માટે લાચાર છે એ શું કરવા ચાહે છે ? અને શું કરશે ? એ ભેદને કોઈ જાણી શકતું નથી. બેશક એની કુદરત અને હિકમતને એજ સારી પેઠે જાણનારો છે.

જેવી રીતે ફિરઓને જ્યોતિષઓની ભવિષ્યવાણી પ્રમાણે મુસા (અ.સ.) નું વજૂદ પોતાના નાશનું કારણ બની જશે એમ માની લઈને બની ઈસરાઈલના હજ્જારો માસૂમ બાળકોને કતલ કરાવી નાખ્યા હતાં આમ છતાં અલ્લાહની હિકમત પ્રમાણેજ મુસા (અ.સ.) ની પરવરિશ ફિરઓનના ઘરમાંજ કરાવીને બરાબર અલ્લાહે નક્કી કરેલ સમયેજ ફિરઔન અને તેની સલ્તનત હઝરત મુસા (અ.સ.) ને હાથે જ તબાહ અને બરબાદ કરાવી નાખ્યાં ત્યારે ફિરઓન અલ્લાહ અને એની અનંત શક્તિઓથી બેખબર હતો. બસ ! એવીજ રીતે પાલનપુર અને તેના વિસ્તારના એ સરદારો પણ જાહિલ હતા અને તમામ મુસ્લીમ કૌમોને પણ જાહિલ રાખવાનું પસંદ કરતા હતા. લોકોની જીહાલતમાં જ એમનાં તમામ એશવૈભવો અને મેલી મુરાદો પૂરી કરવાનાં સાધનો મૌજૂદ હતાં.

એ વિસ્તારમાં વસનારી તમામ મુસ્લીમ કૌમો દીન અને દુનિયાની પ્રગતિનો અહેસાસ ગુમાવી ચૂકી હતી અને એહસાસનું ખતમ થઈ જવું એ દીન અને દુનિયા બંને માટે ભયંકર ખતરા સમાન છે. કોઈકે ખૂબ સરસ કહ્યું

છે તેમ "દુનિયાનો એહસાસ દુનિયાની પ્રગતિનું કારણ બને છે અને આખેરતનો અહેસાસ આખેરતની કામયાબીનું કારણ બને છે."

હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબે (રહ.) મુસ્લીમ કૌમોની ભયંકર દુર્દશા જોઈને સૌ પ્રથમ એમના મુર્દા દિલોમાં અહેસાસ જન્માવવાનું અને દીની ઈલ્મથી એમને વાકેફ કરવાનું બીડું ઉઠાવ્યું. પરિણામે એકધારી આફતો અને કસોટીઓનો દૌર શરૂ થઈ ગયો અને કૌમના સરદારોની સાઝિશોનો ભય જે અત્યાર સુધી માત્ર એક ખયાલરૂપે જ હતો એ હવે સાક્ષાત અનુભવરૂપે સામે આવીને ઊભો થઈ ગયો હતો. વિરોધીઓએ પોતાની સાઝિશો અને યુક્તિઓની રફતાર અનેકઘણી વધારી દીધી.

હઝરત મૌલાના નઝીર સાહેબ (રહ.) જેમની મૂડી એકમાત્ર અલ્લાહ ઉપરનો ભરોસો હતો અને ખુદાએ પાકની બુલંદી અને શાન શૌકતને આપે પોતાના દિલમાં એવી ખૂબીથી વણી લીધેલ હતાં કે અલ્લાહના એ વલીને નવાબ સાહેબનો દબદબો અને પ્રભાવ તેમજ એમની શાન શૌકત તો શું પરંતુ પૂરી દુનિયાની શાન શૌકત અને પ્રભાવ પણ તુચ્છ લાગતાં હતાં. એટલે જ આપ કોઈનાપણ દબદબા અને માનઅપમાનની લગીર પણ પરવા કર્યા વગર રાતદિવસ દીની ઈલ્મનો ફેલાવો કરવામાં મશ્ગૂલ થઈ ગયા.

મૌલાના રૂમ (રહ.) આ જ વિશે ફરમાવે છે : "જો અલ્લાહની મહોબ્બત અને નજદીકીને કારણે એની આન અને શાન જોવાનું નસીબ થઈ જાય તો એ બાદ આખી દુનિયાની રૌનકો નિર્જીવ લાગે છે." આપને પણ અલ્લાહની નજદીકી સાંપડી હતી એટલે નવાબ સાહેબનો દબદબો અને શાનશૌકત આપને આકર્ષી શક્યા નહીં.

## કૌમની મુશ્કેલીઓનો સરળ ઉપાય :

અલ્લાહના મેહબૂબ પેગંબર (સ.અ.વ.) હંમેશાં ફરમાવતા કે : "મને મોઅલ્લિમ બનાવીને મોકલવામાં આવેલ છે અને હું બેહતરીન અખ્લાકનો, સંપૂર્ણ સુધારકનો અને રેહમતોનો નમૂનો બનીને આવ્યો છું." તો ઉમ્મતનો પણ એજ ફરીજો હોવો જોઈએ. અંબિયા (સ.અ.વ.) કૌમની મુશ્કેલીઓનો નાશ કરવા માટે આવે છે અને સૈયદુલ અંબિયા હઝરત મુહમ્મદ (સ.અ.વ.) પણ ઉમ્મતની મુશ્કેલીઓ દૂર કરવા માટે જ તશરીફ લાવ્યા હતા.

અને તશરીફ લાવવાના બે કારણો બતાવ્યાં (૧) તાલીમ આપવી (૨) લોકોની સુધારણા કરવી. આનાથી જાહેર થાય છે કે તમામ મુશ્કેલીઓનો સરળ ઈલાજ એ બે બાબતોમાંજ સમાયેલો છે.

હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) રસૂલ (સ.અ.વ.) ના નાયબ હતા. આપની મુબારક હસ્તી સમગ્ર ઈલાકા માટે ભલાઈ તેમજ રહમત અને બરકતનો જરીઓ હતી. આપ આ ઈલાકાના મોઅલ્લિમ અને મુરશદ બન્યા અને નાનામોટાં મદ્રસાઓ કાયમ કરી કરીને આપ પેગંબરી ઈલમના ફેલાવાનો જરીઓ બન્યા એટલે આપ કૌમના પહેલા મોઅલ્લિમ છે. આપે કૌમની સુધારણા કરીને નેક આમાલો અને અખલાકથી એને શણગારી એટલેજ આપ મુરશદ પણ છે. જે કૌમ સદીઓથી મુશ્કેલીઓમાં સપડાયેલી હતી આપે તાલીમ અને સુધારણાથી એની તમામ મુશ્કેલીઓને દૂર કરી દીધી અને એ રીતે આપે 'નાયબે રસૂલ' હોવાની ફરજ અદા કરી.

## પાલનપુર શહેરમાં સૌથી પહેલો મદ્રસો :

આપે દીની ઈલ્મ આપવાની શરૂઆત આપની મસ્જીદમાંથી જ કરી. પોતાના અને સગાસંબંધીઓનાં બાળકોને અલિફ, બાની તખતીની અને ઉર્દૂની તાલીમ આપવાનું શરૂ કરી દીધું લોકોમાં ભણવા ભણાવવાનો રિવાજ ન હોવાને કારણે અને જાહિલ મુલ્લાંઓના કાવાદાવાઓને કારણે શરૂશરૂમાં તો લોકો પોતાના બાળકોને પઢવા માટે મોકલતા નહીં.

હઝરત મૌલાના (રહ.) પોતાને ચાહનારા લોકોને એમનાં બાળકોને પઢવા મોકલવાનું જણાવતા. અને ફરમાવતા કે : "આપ આપનાં બાળકોને માત્ર પઢવા માટે મોકલો એની કોઈ ફી કે પગારની મને દરકાર નથી. હું તદ્દન મફતમાં આપના બાળકોને દીની તાલીમ આપીશ." આમ ધીરેધીરે એક બે બાળકો કરતાં કરતાં સંખ્યા એટલી વધી ગઈ કે હવે મસ્જીદની જગ્યા નાની પડવા લાગી એટલે એક મકાન ભાડે રાખ્યું અને આપની ફિકર અને કોશિશો સતત ચાલુ રહી. ગામડાઓમાં પણ દીન અને ઈમાનની દાઅવત અને બાળકોને તાલીમ માટે લાવવાની કોશિશોને પરિણામે કેટલાંક બાળકો પઢવા માટે આવ્યાં. આપ તાલીબ ઈલ્મોની સાથે ખૂબજ લાગણીથી પેશ આવતા અને ખાવાપીવાની વસ્તુઓ આપીને એમનું દિલ ખુશ

રાખતા. એટલે બાળકોનું આપના તરફનું ખેંચાણ વધવા લાગ્યું અને સંખ્યામાં પણ વધારો થવા લાગ્યો.

તાલીમને માટે થોડાક વધારે ઓરડાઓ ભાડેથી રાખવામાં આવ્યા તે છતાં પણ એ જગ્યા ઓછી પડવા લાગી. આ જોઈને ગઠામણના એક સખી બંદાએ સ્ટેશન રોડ ઉપર વિશાળ જગ્યા ખરીદીને મદ્રસા માટે ભેટ આપી. એ જગ્યા ઉપર હિજરી સન ૧૩૩૧માં એક મોટા મદ્રસાનો પાયો નાખવામાં આવ્યો. પાલનપુર શહેરમાં આ પહેલો મદ્રઓ હતો. આપે શહેર અને આજુબાજુના વિસ્તારના બાળકોને માટે ઉર્દૂ, ફારસી, અરબી અને કુરાનેપાકની કિરાઅતની તાલીમ શરૂ કરી દીધી.

એ સમયે શહેર અને આસપાસના વિસ્તારોનું વાતાવરણ આપને માટે જરા પણ અનુકૂળ ન હતું. વિરોધની હવાઓ પુરબહારમાં ચાલી રહી હતી. જાહિલ પીરોએ દરેક જાતના કાવા દાવાઓ પહેલાં કરતાં પણ વધારે જોરશોરથી શરૂ કરી દીધા હતા જેને લીધે શારીરિક ઈજાઓ પહોંચાડવાની ઘટનાઓ પણ શરૂ થઈ ગઈ હતી. આમ છતાં આપ સંપૂર્ણ ધીરજ ધરીને અડગતાભેર કોઈનાથી પણ વાદવિવાદ કર્યા વગર પોતાની કોશિશો વધારવામાં લાગી ગયા હતા. પ્રવાસ કરીને આજુબાજુના ગામડાઓમાં પહોંચવું, રસ્તાની અડચણો અને મુશ્કેલીઓ સહન કરવી અને લોકોમાં નાનાંમોટાં મદ્રસાઓ કાયમ કરવા માટેની ફિકર કરવી અને એ માટે એમને નમ્રતાથી સમજાવવામાં જ આપના રાત દિવસ પસાર થવા લાગ્યાં. ગામડાઓનું વાતાવરણ પણ સૈયદ મહેરહુસૈનના હામી એવા મુરીદોની બહુમતિ હોવાને કારણે અનુકૂળ ન હતું. પરંતુ આપની કામ કરવાની રીતભાત ખૂબજ સૂજબૂઝ ભરેલી શાંત અને કોઈને પણ અડચણરૂપ બનનારી હતી જ નહીં. એટલે એ નૂરાની કામ ધીમી ગતિએ પણ ઠોશ રીતે પોતાના માર્ગે આગળ ધપી રહ્યું હતું.

## મોમિન કૌમના તમામ ગામોમાં સૌથી મોખરે રહેનાર ગામ ગઠામણ :

દીનની ખિદમત માટે અને હઝરત મૌલાનાની મદદ કરવામાં સૌથી આગળ રહેવાનું માન ગઠામણ ગામને ફાળે જાય છે. આ ગામ પાલનપુરથી તદન નજીકમાં છે. મૌલાનાએ દીન અને ઈમાનની દાઅવત આપવા

માટે આવવા જવાનું મરકઝ આજ ગામને બનાવ્યું અને આ ગામના લોકો પણ દીનના કામોમાં દરેક પ્રકારની મદદ કરવા માટે બીજાઓ કરતાં સૌથી મોખરે રહ્યા.

શરૂશરૂમાં તો આપ આસપાસના ગામોમાં ઊંટ પર સવાર થઈને તશરીફ લઈ જતા અને લોકો પાસેથી સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબો મંગાવીને એમાંથીજ દીન અને ઈમાનની વાતો સમજાવતા.

લોકો એ નૂરાની વાતોને ધ્યાનથી સાંભળતા અને એ તરફ ખેંચાતાપણ ખરા. સૌથી પહેલાં ગઠામણના ચાર હઝરાતે મૌલાનાની પાસે દીન અને ઈમાનની વાતો સાંભળવા માટે પાલનપુર આવવા જવાનું શરૂ કર્યું. એ હઝરાતના નામ આ પ્રમાણે છે.

(૧) મોહતરમ જનાબ અબ્દુર્રહીમ નસીરૂદ્દીન ઢુકા.

(૨) મોહતરમ જનાબ નસીરૂદ્દીન મામજી સાહેબ ખરોડિયા.
(આપ મુબલ્લિગે આઝમ હઝરત મૌલાના મહંમદ ઉમર સાહેબ પાલનપુરના દાદા છે.)

(૩) મોહતરમ જનાબ મિયાંજી નૂરમહંમદ સેલિયા.
(આપ મૌલાના આદમ સાહેબના દાદા છે.)

(૪) મોહતરમ જનાબ જીવા ગાઝોરીયા સાહેબ.

હઝરત મૌલાના પણ રાતના સમયે એમના ખેતરોમાં ચૂપચાપ તશરીફ લઈ જતા અને સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોને રાતના અંધારામાં આગ સળગાવીને તેની રૌશનીમાં પઢાવતા અને સમજાવતા. આજ રીતે રાતના સમયે ખેતરોમાં આવી મજલિસ દીન અને ઈમાનની વાતો શીખવા શીખવાડવા માટે મળતી. દરેક મજલિસમાં ગઠામણના એક બે માણસો વધતા રહેતા અને મૌલાનાની સોબતથી સુકૂન મેળવતા અને આપની નિઃસ્વાર્થ ખિદમતોને જોઈને આપની તરફ ખેંચાતા અને મૌલાનાને કહેતા કે દીવાને મશાઈખની વાતોને આજસુધી આટલી સરળતાથી અને વિગતવાર કોઈએ સમજાવી નથી.

આપે ઉપરોક્ત ચાર હઝરાતને એમના ગામમાં દીની મદ્રસો શરૂ કરવાની સલાહ આપી અને કહ્યું કે : "મૌલવી હું મારા તરફથી મોકલીશ. તમે લોકો તમારા બાળકોને અને જેઓ આપણી તરફ આકર્ષાયા છે એમના

બાળકોને મદ્રસામાં દીની તાલીમ લેવા માટે મોકલો જેનાથી ઘણો મોટો લાભ થશે.''

મૌલાનાની વાત એ હઝરાતની સમજમાં આવી ગઈ અને એમણે એક નાનો મદ્રસો ગઠામણ ગામમાં શરૂ કરી દીધો. પરંતુ ગામનું વાતાવરણ વિરોધમાં હતું. એટલે ભારે વિરોધ કરવામાં આવ્યો છેવટે મદ્રસો બંધ કરી દેવો પડ્યો.

મૌલાનાએ એ ચારેહઝરાતને દિલાસો આપ્યો અને કોઈપણ પ્રકારના ફિતુર ફિતનાઓથી બચવાની તાકીદ ફરમાવી અને ભવિષ્યમાં અલ્લાહતઆલા જરૂર કોઈ રસ્તો કાઢી આપશે એની નસિહત ફરમાવી. ટૂંકમાં દીની ઈલ્મના ફેલાવા માટેની આપની કોશિશો એકધારી ચાલુ રહી.

જો કે એ સમય દરમિયાન ઉપરોક્ત ચારે હઝરાતને ઘણી બધી મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો અને જાનમાલનું નુકસાન પણ ઉઠાવવું પડ્યું. છતાં સબ્ર અને સહનશીલતાની સાથે તેઓ મૌલાનાના સાચા હામી અને સાથી બની રહ્યા. ત્યાં સુધી કે છેવટે આખા ગામનું વાતાવરણ અનુકૂળ થઈ ગયું વિરોધો શાન્ત પડી ગયા. હવે હઝરત મૌલાનાએ ફરીવાર મદ્રસો શરૂ કરી દીધો સાથે ગુજરાતી સ્કૂલ પણ શરૂ કરી.

જો કે ગઠામણવાળાઓનું ઉપરોક્ત પગલું મૌલાના નઝીરમિયાં સાહેબ (રહ.) ની હિમાયત અને મદદ કરવાનું અને દીનની ખિદમત તેમજ પોતાની સુધારણા માટે હતું. પણ એની એમને ભારે કિંમત ચૂકવવી પડી અને એ આખું ગામ તમામ મોમિન બિરાદરીના ગુસ્સાનું ભોગ બની ગયું અને એમની વિરુદ્ધમાં 'બાયકોટ' ના મશ્વરાઓ થવા લાગ્યા. કારણકે એ સમયે સૈયદ મહેરહુસૈનની બોલબાલા હતી અને પૂરી મૌમિન કૌમમાં એમની જ પીપૂડી વાગતી હતી. એમના એકજ ઈશારે પૂરી કૌમ જાન અને માલ કુરબાન કરવા તૈયાર હતી. ઉપરાંત નવાબ સાહેબ પણ એમનાજ વિચારોના હોવાને લીધે એમને સાથ આપતા.

## મોમિન કૌમ અને ગઠામણના લોકો :

સૈયદ મહેરહુસૈનની પીરીયતની સાંકળો ગળામાંથી તોડીને ફેંકી દેનારા સૌ પહેલાં ગઠામણના જ લોકો હતા એટલે સૌથી પહેલી જુલ્મોસિતમની વર્ષા પણ એમની જ ઉપર થઈ. ઈસ્લામનો સમગ્ર ઈતિહાસ

એ સચ્ચાઈની શાહેદી આપે છે કે જેણે પણ હકનો મારગે ચાલવાનું શરૂ કર્યું છે એ જરૂર ભારેમાં ભારે કસોટીઓનો શિકાર બન્યો છે :-

ચાહતે કે મયદાનમેં જીસને, જબ ભી પાંવ બઢાયા હૈ
દિલકા ખૂન હુવા હૈ અકસર, દુનિયાને તળપાયા હૈ

છેવટે મોમિન કૌમે એક થઈને તમામ ગઠામણવાળાઓનો ભારે બાયકોટ કર્યો. વાતચીત-લેણદેણ-છોકરીઓની સગાઈ થઈ હોય કે નિકાહમાં હોય દરેક રીતનો એમની સાથેનો વહેવાર કાપી નાખવામાં આવ્યો અને જાહેર કરવામાં આવ્યું કે : ''ન તો ગઠામણવાળાઓને છોકરી આપવામાં આવે કે ન તો એમના ત્યાંથી લાવવામાં આવે અંને તેમની મોત હયાત કે ખુશી ગમીના પ્રસંગોમાં પણ કોઈએ શરીક થવું નહીં.''

ગઠામણવાળાઓ જે છોકરીઓને નિકાહકરીને લાવ્યા હતા એમને તેઓ લઈ ગયા અને ગઠામણની જે છોકરીઓ બીજા ગામોમાં પરણી હતી એમને તલાક આપી દેવામાં આવી. આમ પણ ગઠામણમાં શરૂથીજ છોકરીઓની અછત હતી. તેમાં વળી બાયકોટ અમલમાં આવવાથી મુસીબતો અનેકઘણી વધી ગઈ. અને વળી એ સમયમાં નજીકના સગાઓનાં જેવાંકે કાકાના-મામાના અને ફઈના સંતાનો એવા ભાઈ-બહેનોમાં નિકાહ કરવાની બિનમુસ્લમોની જેમ મોમિન કૌમમાં પણ મનાઈ હતી. અને એને નાજાયઝ માનવામાં આવતું અને એ રિવાજ મોમિન કૌમમાં જ્યારથી એ કૌમ ઈસ્લામમાં દાખલ થઈ ત્યારથી હતો એટલે અનેકઘણી મુશ્કેલીઓના ભોગ બનવું પડ્યું.

પરિણામ એ આવ્યું કે ગઠામણવાળાઓને એવી હાલતમાં ગેરકૌમોની છોકરીઓ સાથે ઘર વસાવવા પડયા. એટલે કે ગેરકૌમોની સ્ત્રીઓને રાજીખુશીથી મુસલમાન બનાવીને એમની સાથે નિકાહ પઢવામાં આવ્યા. અને કેટલાકોને જુદી જુદી જગ્યાઓએ અને જુદી જુદી બિરાદરીની મુસ્લિમ છોકરીઓ સાથે નિકાહ કરવા પડયા.

એ રીતે પૂરી કૌમ ગઠાણવાસીઓને સંતાવવામાં અને એમને તકલીફો પહોંચાડવામાં લાગી ગઈ. એક વખતે મેતા ગામમાં તમામ મોમિન બિરાદરીએ એકઠા થઈને ગઠામણના ચાર હઝરાતને મેતામાં બોલાવ્યા અને એમને કતલ કરી નાખવાની સાઝિશ બનાવી. એ

ચાર હઝરાતને મેતા ગામમાં પહોંચતા જ કતલની સાઝિશની ગંધ આવી ગઈ અને તેઓએ સાવધાન થઈને પોતાના ઘોડાઓને ચૂપચાપ પાછા વાળી લીધા.

પણ એ ખામોશી માત્ર નામની જ ન હતી. બલ્કે કૌમ અને પીરના તમામ રીત રિવાજો અને બદીઓને છેલ્લી સલામ પણ હતી. ટૂંકમાં, એ સૌએ કૌમની તરફથી પહોંચાડવામાં આવતા તમામ જુલ્મો સિતમને સહન કરવા માટે કમર કસી લીધી. અને ગઠામણનો દરેકે દરેક માણસ મૌલાના મુહમ્મદ નઝીર સાહેબે (રહ.) કરેલ તરબીયત અને નસિહતો મુજબ ધીરજ અને સબ્રથી દરેક મુસીબત સહન કરવા લાગ્યો. અને દીનને ખાતર આવનારી દરેકે દરેક આફત અને પરેશાનીને સહન કરતો. સૈયદ મહેરહુસૈન અને એમના હિમાયતીઓ એ બધાંની હેરાનગતિઓ અને મુશ્કેલીઓ જોઈને ખુશીઓ મનાવતા અને પોતાને કામયાબ થઈ ગયેલા માનતા, કારણકે તેઓ ખુદાઈ ફરમાન "અલ્લાહ દરેક વસ્તુ ઉપર ગાલિબ છે" થી બેખબર હતા.

હઝરત મૌલાના એ હઝરાતની તાલીમ અને સુધારણામાં પૂરે પૂરા સાવધાન અને ડૂબેલા હતા. ગામના મદ્રસાની દેખરેખ અને મોટી ઉંમરના માણસોમાં સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોની તાલીમ અને એ પ્રમાણે અમલ કરવાની તાકીદ કરવામાં આવતી હતી. વળી ખાસ પસંદ કરેલા તાલીબ ઈલ્મોને પાલનપુર શહેરના મોટા મદ્રસામાં લઈ જઈને એમને કુરાન અને હદીસની તાલીમના પાબંદ બનાવવાની પૂરી કાળજી લેવામાં આવતી. અને એમની જરૂરીયાતોનો તેમજ સગવડોનો ખ્યાલ રાખવામાં આવતો. મોમિન કૌમમાં સૌ પ્રથમ કુરાન અને હદીસના ઈલ્મથી ફૈઝ મેળવનાર ત્રણ હઝરાત ગઠામણના જ હતા.

પહેલા મૌલવી સુલેમાન બિન જાનમહંમદ (જીવા) ગોઝારીયા હતા. તેઓ હંમેશાં ગઠામણથી પાલનપુર દીની તાલીમ લેવા જતા. અને પોતાનો સબક પૂરો કરીને ગઠામણ પોતાને ઘેર ચાલ્યા જતા. પાલનપુર હંમેશ આવવા જવાનું તેઓ એકમાત્ર ઈલ્મની તલબ માટે જ કરતા. વળી ગામમાં જઈને બાળકોને પણ તાલીમ આપતા. આપ 'શરહેવકાયા' સુધી પહોંચ્યા હતા કે અલ્લાહના ઘરનું તેડું આવી ગયું અને આ ફાની દુનિયા છોડી ગયા.

બીજા મૌલવી દાઉદ જમાલુદ્દીન સિપરા હતા. તેઓ પણ હંમેશા તાલીમ લેવા માટે પાલનપુર જતા. અને પોતાના સબકથી ફારેગ થઈને ગામમાં બાળકોને પણ તાલીમ આપતા. આપ ખુબ જ મુખ્લીસ, દીનદાર અને પરહેઝગાર હતા. આપને દીનનું ઈલ્મ હાસિલ કરવાનો ખૂબ શોખ હતો. સંજોગવસાત આપ પણ બિમાર પડી ગયા. શરૂશરૂમાં બીમાર હોવા છતાં પાલનપુર ચાલીને આવતા જતા. જ્યારે આપનામાં ચાલવાની શક્તિ ન રહી તો લાગણીશીલ ઉસ્તાદ મૌલાના નઝીર સાહેબ (રહ.) આપના આવવા જવા માટે પાલનપુરથી પોતાનો ઊંટ મોકલતા. આ બાબતથી ઉસ્તાદ અને શાગીર્દની પૂરખુલુસ મહોબ્બતનો અંદાજો મળી રહે છે.

જે વર્ષે આપ ''જલાલૈન'' અને 'મિશ્કાતશરીફ' સુધી પહોંચ્યા હતા એ જ વર્ષે અલ્લાહની રહેમતે સિધાવી ગયા. લાગણીશીલ ઉસ્તાદ મોહતરમને આપના ઈન્તેકાલથી ખૂબ આઘાત લાગ્યો. અને ગામના એમના ચાહકો અને સંબંધીઓને પણ આપ જેવા મુખ્લીસ, પરહેઝગાર અને અનેક ખૂબીઓના માલિક એવા અલ્લાહના નેક બંદાના ઈન્તેકાલથી ખૂબ દુઃખ થયું.

આપના ઈન્તેકાલથી તમામ મદ્રસાવાળાઓ અને નજીકના સગા સંબંધીઓ ભારે દુઃખ દર્દમાં ડૂબેલા હતા. ત્યાં જ આવા નેક બંદાઓની કઝાની ઘટનાને પણ કાવાદાવામાં વણી લઈને વિરોધીઓએ જાહિલ અને ભોળા લોકોમાં એવી વાતો વહેતી કરી દીધી કે મોલાના મો. નઝીર (રહ.) ના મદ્રસામાં કોઈને તાલીમ માટે મોકલવા નહીં. નહીંતર એ મરી જશે. આ રીતે ભારે શોરબકોર ઉભો કરવામાં આવ્યો. પણ આવી જૂઠી વાતોની જાળમાં કોઈ બદનસીબ માણસ જ ફસાઈ શકે. મોલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) હંમેશની જેમ એ જ સબ્રો સુકૂન અને શાનની સાથે પોતાની મહેનતોમાં ડૂબેલા રહ્યા. અને દીનની તબલીગ અને પ્રચારનું કામ ફૂલતું ફાલતું જ રહ્યું.

ત્રીજા આલિમે દીન મૌલાના આદમ નસીરૂદ્દીન સાહેબ સેલિયા છે. આપે હઝરત મૌલાના મા. નઝીર સાહેબ (રહ.) પાસેથી પૂરેપૂરી તાલિમ હાસિલ કરીને 'સનદ' હાસિલ કરી. સબક લેવા માટે દરરોજ ગઠામણથી પાલનપુર ચાલીને જવા આવવાનો એમનો પણ દસ્તૂર હતો. અને ગામમાં બાળકોને

પણ તાલીમ આપતા હતા. આપ પણ અત્યંત મુખ્લીસ, મુજાહિદ અને પરહેઝગાર હતા. ફારેગ થયા બાદ જીવ્યા ત્યાં સુધી પોતાના ગામમાં તાલીમ આપતા રહ્યા. અને એજ નૂરાની મશ્ગલામાં ડૂબેલા રહીને અલ્લાહને પ્યારા થઈ ગયા. આપ હઝરત મૌલાના મોહંમદ ઉમર સાહેબ પાલનપુરી (રહ.) ના શરૂઆતની કિતાબોના મોહતરમ ઉસ્તાદ હતા.

સમગ્ર મોમિન કૌમમાં ગઠામણના ચાર બુઝુર્ગો ભારે મુસીબતો અને તકલીફો વેઠીને મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) ની તરબીયતમાં અલ્લાહ અને રસુલ (સ.અ.વ.) ના હુકમોના પાબંદ બન્યા. અને તમામ ખોટા રીત રિવાજોથી તેમજ પીરોની માયાજાળોથી તૌબા કરીને આઝાદ થઈ ગયા.

સમગ્ર મૌમિન બિરાદરીમાં સૌથી પહેલાં "આલિમેદીન" ની ખુશનસીબી મેળવનાર ઉપરોક્ત ત્રણ હઝરાત આજ ગઠામણ ગામના હતા. એ બુઝુર્ગોની રાતદિવસની મહેનતો અને કુરબાનીઓને પરિણામે જ આખું ગઠામણ ગામ કે જે સદીઓથી ખોટા રીતરિવાજોમાં અને બદીઓમાં ફસાયેલું હતું એ તમામ બદીઓમાંથી સૌથી પહેલાં આઝાદ થઈ ગયું.

જેમકે તાજીયા પરસ્તી, પીર પરસ્તી, માસી, કાકા, મામાના ભાઈબહેનો સાથે નિકાહ પઢવાને નાજાયઝ સમજવાનો રિવાજ, એ જ રીતે ઔરતોમાં પડદા વગર ખુલ્લા મોંએ ફરવાનો રિવાજ અને છોકરીઓની શાદીના બદલામાં પૈસા લેવાનો રિવાજ વિગેરે વિગેરે. ટૂંકમાં, તૌહીદના પરસ્તારો, સુન્નતના શૈદાઈ અને શીઅતની તમામ બિદઅતો અને જિહાલત ભરેલાં રીત રિવાજોમાંથી છૂટકારો મેળવવામાં સમગ્ર મૌમિન બિરાદરીમાં સૌથી મોખરે રહેવાનો સેહરો આ ગઠામણ ગામના શિરે છે.

ગઠામણવાળાઓની આ પહેલ અલ્લાહને ખૂબ જ ગમી ગઈ હોય એમ લાગ્યું. જેના ફળસ્વરૂપે બારીતઆલાએ પોતાના રહેમોકરમથી આજ ગામના ચાર બુઝુર્ગોમાંથી (જેમનાં નામ આગળ આવી ગયેલ છે) એક એવા નામ તેવી સિફતો ધરાવનાર જ. નસીરૂદ્દીન ખરોડીયા ની ઔલાદમાંથી એક મહાન શખ્સીયત પૈદા ફરમાવી. જેણે ફક્ત એક કૌમ જ નહીં પરંતુ દુનિયાની તમામ કૌમોમાં તૌહીદના શયદાઈઓ અને સુન્નતોને જીવંત કરનારાઓ

પૈદા કરી દીધા. એ મુબારક હસ્તી હઝરત મૌલાના મોહંમદ ઉમ્મર સાહેબ (રહ.) પાલનપુરીની છે. આપ મોમિન કૌમના ચોથા "મહાન ઉપકારક" છે. એટલે જ આપની નૂરાની જીવન દાસ્તાન હવે પછીના વિભાગ "મોમિન કૌમના ચોથા દૌર"માં આપ વાંચી શકશો.

એવા ભયંકર અને જિહાલતથી ભરપૂર વાતાવરણમાં ગઠામણ જેવા ગામનું પૂરેપૂરી રીતે તોહીદના રંગમાં રંગાઈ જવું એ ખરેખર હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની લોકોની સુધારણા કરવાની કાબેલીયત કેટલી બુલંદ દરજ્જાની હતી એનો જીવંત પૂરાવો છે. જેને લીધે હક્કાનીયતની તલબ રાખના સમગ્ર મોમિન કૌમના લોકોના દિલમાં ઈલ્મો-અમલની અને ઈસ્લાહની (સુધારણા) ની પ્યાસનાં ઝરણાં ફૂટી રહ્યાં હતાં. અને થોડાક જ સમયમાં એના નેક પરિણામો પણ જોવા મળ્યાં. જાણે મૌલાના નઝીર સાહેબ (રહ.) નો પૈગામ જ એ હતો કે :- "તલબના માર્ગેથી અહીં આવો અને પછી મહોબ્બતની પાંખોથી ઉડી જાઓ."

## મેતા ગામ :

ગઠામણ બાદ પાલનપુર સ્ટેટનું બીજું ગામ મેતા છે જે સૈયદ મહેરહુસૈનની વિનાશક પ્રવૃત્તિઓના મરકઝ સમાન હતું. બહુ જૂના સમયથી વસેલું આ ગામ છાપીની પાસે આવેલું અને મોમિન બિરાદરીના ખાસ મરકઝ સમાન છે.

સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ મશાઈખના પ્રપૌત્ર સૈયદ મીરબાબાની મઝાર મેતામાં છે. અને સૈયદ એહમદહુસૈનની મઝાર પણ મેતામાં હોવાના કારણે દર વરસે તેમનો ઉર્સ પણ મનાવવામાં આવતો હતો. એટલે તમામ મોમિન બિરાદરી એ પ્રસંગે વર્ષમાં એકવાર મેતામાં એકઠી થતી હતી. અને એ સમયે જુલ્મોસિતમમાં ગુલતાન થઈને અલ્લાહના દીનની તમામ સરહદો ઓળંગી જવામાં મસ્ત થઈ જતી હતી.

મેતા ગામની એક એ પણ વિશેષતા રહી છે કે અહીં જુદા જુદા અકીદાઓ અને રીત રિવાજો પાળનારી મુસ્લિમ જમાતો રહે છે. જેમકે સુન્ની જમાત, શીઆ જાફરી, શીઆ અસનાઅશરી, આગાખાની, બિદઅતી વિગેરે....

એમાંની પ્રથમ જમાતો ઈ.સ. ૧૯૦૦ પહેલાં એક જ અકીદાની અને એક જ પંથમાં માનનારી હતી. તેઓ સુન્ની તરીકા પ્રમાણે નમાઝ અદા કરતા. અને તમામ મુસલમાનોની સાથે જ જુમ્માની અને ઈદની નમાઝો અદા કરતા અને બૈયતુલ્લાહ શરીફની હજ્જ માટે પણ જતા હતા.

પરંતુ સૈયદ એહમદહુસૈને સોથી પહેલાં ઈ.સ. ૧૯૦૧માં શીઆ પંથ ફેલાવવાની શરૂઆત કરી. નજીકમાં આવેલ કાણોદર ગામવાળાઓ પહેલાંથી જ શીઆ પંથ અપનાવી ચૂકયા હતા. અને એમણે સૈયદ એહમદહુસૈનને પોતાના ધાર્મિક પેશવા બનાવી લીધા હતા. એટલે તમામની સહિયારી સ્કીમો મુજબ ઈ.સ. ૧૯૧૦માં એક શીઆ મુલ્લા પીરાભાઈ ઢીકળીવાળાને મેતા ગામમાં તાલીમ આપવા માટે અને ગુપ્ત રીતે શીઆ પંથનો પ્રચાર કરવા માટે રાખવામાં આવેલ અને તેમને પગાર શીઆઓના 'હિદાયત ફંડ' માંથી આપવામાં આવતો.

જ્યારે સુન્ની વિચારસરણીના લોકોએ એમનો વિરોધ કર્યો તો એ લોકો બે પાર્ટીઓમાં વહેંચાઈ ગયા. એક પીર પાર્ટી અને બીજી સુન્ની પાર્ટી. તેમાં સુન્ની લોકો લઘુમતીમાં હતા. અને પીર પાર્ટીના લોકો બહુમતીમાં હતા. એટલે સુન્નીઓને મારવા, એમની સતામણી કરવી, મસ્જિદમાં એમને સુન્ની તરીકા પ્રમાણે નમાઝ ન પઢવા દેવી અને કોઈ સુન્ની નમાઝ પઢતો હોય તો એની આગળ જઈને બેસી જવું. સુન્નીઓના ખેતરોમાં જાનવરો છૂટાં મૂકી દેવાં. મતલબ કે તમામ પ્રકારનો ત્રાસ આપવામાં એ લોકો રાત દિવસ મશ્ગૂલ રહેતા. એમની એ સતામણીઓથી ત્રાસી જઈને જનાબ યુસુફ અલીમહંમદ પલસાણિયા મેતા ગામમાંથી હિઝરત કરીને વદાણી જતા રહ્યા. જેઓ ત્રણ વરસ બાદ વદાણીથી પાછા આવ્યા હતા.

મેતા ગામમાં સુન્નીઓ ઉપર જુલમ કરવાની નાની મોટી અનેક ઘટનાઓ બની. પણ આપના રેહબરેદીન અને મુરશદ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની નસિહત મુજબ તેઓ સૌ "વસ્તઈનો બિસ્સબ્રે વસ્સલાત" (સબ્ર અને નમાઝ મારફતે મદદ હાસિલ કરો) નો અમલી નમૂનો બનીને રહ્યા.અત્યંત સબ્ર અને સુકૂનથી રહેવા છતાં ભયંકર કસોટીઓએ

એમનો પીછો છોડયો ન હતો. હરહંમેશ કોઈ ને કોઈ નવી કસોટીમાંથી પસાર થવું પડતું હતું.

તા. ૬ જુલાઈ ઈ. સ. ૧૯૩૩ જુમેરાતની સાંજે મેતા ગામમાં સુન્ની બિરાદરો મગરિબની નમાઝ અદા કરીને મસ્જિદમાંથી નીકળી રહ્યા હતા કે સૈયદ મહેરહુસૈનને માનનારા લગભગ સાઈઠેક માણસો એ કે જેઓ હથિયારબંધ ઉભા હતા. એમણે અચાનક જ એ નમાઝીઓ ઉપર હુમલો કરી દીધો અને ભારે મારપીટ શરૂ કરી દીધી. પરિણામે એ જ જગ્યા ઉપર મોહતરમ જનાબ જલાલુદ્દીન જાનમહંમદ સેલિયા સાહેબ (જલાલ જીવા સેલિયા) શહીદ થઈ ગયા. અને બીજા (૧) હાજી હબીબ વલીજી ચૌધરી (૨) હાજી ઈબ્રાહીમ વલીજી ચૌધરી (૩) ઈબ્રાહીમ જીવા સુણસરા (૪) હાજી ઈબ્રાહીમ નુરમહંમદ પલસાણી (૫) જમાલ તાજૂ સુણસરા વિગેરે હઝરાત ભયંકર રીતે ઘાયલ થયા.

આવી નાજૂક હાલતમાં બેવડી કસોટીઓ હતી કારણકે એક તો સુન્નીઓ ઓછી સંખ્યામાં હતા. એમાંથી કેટલાક મુંબઈ હતા અને કેટલાક લોકો મૈયતના પોસ્ટમોર્ટમમાં તેમજ કફન દફનની તૈયારીમાં લાગેલા હતા. અને કેટલાક લોકો બીકને લીધે સંતાઈ ગયા હતા. એટલે ઘાયલ થયેલાઓની સારસંભાળ લેનારું દવાખાનામાં કોઈ મૌજૂદ ન હતું.

હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના હુકમથી કાલેડાના મૌલવી રાજમહંમદ અલીમહંમદ ઢૂકા કેટલાય દિવસો સુધી હોસ્પિટલમાં ઘાયલ થયેલાંઓની ખિદમતમાં મશરૂફ રહ્યા.

આ ઘટના ખરેખર ખૂબ ગંભીર હતી. અલ્લાહનો એક નિર્દોષ બંદો એમાં શહીદ પણ થઈ ગયો હતો. એટલે ગામમાં ભારે ઉત્તેજના વ્યાપી જવાનો ખતરો હતો. પણ મુંબઈથી હાજી નસીરૂદ્દીન વલીમહંમદ ચૌધરી સાહેબ બરાબર એ જ સમયે આવી પહોંચ્યા હતા. આપે લોકોને સબ્ર અને સુકૂનની તાકીદ કરીને શાંત પાડી દીધા હતા. પરંતુ એક સાવ નિર્દોષ ઈન્સાન શહીદ થઈ જવાને કારણે પાલનપુર નવાબ સાહેબની ઉપર કેટલીય જગ્યાઓથી 'તાર' સંદેશાઓ પહોંચ્યા. જેમાં ગુનેગારો ઉપર સખત કાર્યવાહી પૂરેપૂરી તટસ્થતા અને ન્યાયી રીતે કરવાની રજુઆત કરવામાં આવી હતી.

અને ભવિષ્યમાં ફરીથી આવી ગેરકાનૂની ઘટનાઓ બનવા ન પામે તેની વિનંતી કરવામાં આવી હતી. પાલનપુર નવાબ સાહેબ ઉપર એક તાર સંદેશો મુંબઈના મોમિન કૌમના આગેવાનો તરફથી મોકલવામાં આવ્યો હતો. અને બીજો સાબરકાંઠાના કેસરપુરા ગામમાંથી. ઉપરાંત હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહેબ - પ્રમુખ જમિયતુલઉલમા એ હિંદ - દિલ્હી તરફથી પણ નવાબ સાહેબને તાર સંદેશો મળ્યો. આ સંદેશાઓની અસર એ થઈ કે નવાબસાહેબે પોતે ગંભીરતાપૂર્વક આ કેશની તપાસમાં ધ્યાન આપ્યું અને ગુનેગારોની શોધખોળ શરૂ થઈ ગઈ. એ ગુનેગારો સૈયદ મહેરહુસૈનના ઘરમાંથી જ મળી આવ્યા. અને હથિયારો સહીત એમને ગિરફતાર કરી લેવામાં આવ્યા. જેમાં લગભગ ૪૭ માણસો હતા. અને કેશ ચાલ્યા બાદ એમાંના કેટલાકોને જનમટીપની સજા પણ થઈ હતી.

---

નોંધ :- સાબરકાંઠા જિલ્લાના કેસરપુરા ગામમાં તા. ૧૮-૭-૧૯૩૩ ઈસ્વી. માં એક મિટીંગ થઈ.જેના પ્રમુખ મૌલવી વલીમહંમદ ઈબ્રાહીમ રાજપૂરા હતા. અને મિટીંગમાંથી સર્વાનુમતે પાલનપુર નવાબ સાહેબ ઉપર તાર સંદેશો મોકલવામાં આવ્યો. ઉપરાંત મુંબઈમાં આવેલ મજાદર ગામની સુન્ની જમાઅત તરફથી પણ તાર સંદેશો મોકલવામાં આવ્યો અને સૈયદ ગુલામ અલી બિન અહેમદહુસૈન દાદરવાળા સાહેબ તરફથી પણ શોક સંદેશો અને મઝલૂમોને ન્યાય આપવા માટે નવાબ સાહેબને નામે તાર સંદેશો મોકલવામાં આવ્યો.

('મોમિન મિત્ર' જુલાઈ ઈ.સ. ૧૯૩૩ માંથી)

---

સુન્ની હઝરાત એ તમામ જુલ્મ સિતમને એ માટે સહન કરતા હતા કે તેઓ હકપરસ્ત અને સાચા માર્ગે હતા. તેઓ પોતાની નેકીઓનો બદલો દુનિયામાં મેળવવા ચાહતા ન હતા. તેઓ તો એમની તમામ ભલાઈઓ અને સબ્રનો બદલો પરવરદિગાર પાસેથી આખેરતમાં ચાહતા હતા. બારીતઆલા એ મઝલૂમોને એની શાન પ્રમાણે એનો બદલો અતા ફરમાવે....આમીન.

## ★ જનાબ હાજી નસીરૂદ્દીન વલીમહંમદ ચોધરી (રહ.)

આપ માત્ર મેતા ગામના જ નહીં પણ પૂરી મોમિન બિરાદરીના રેહબર, સરપરસ્ત અને લાડીલા હતા. આપ મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની સોહબતમાં રહીને તરબીયત પામ્યા હતા. મોમિન કૌમમાં સૌથી

પહેલો મોટો મદ્રસો મેતામાં હાજી સાહેબે કાયમ કર્યો હતો. જે લગભગ ઈ.સ. ૧૯૨૭માં શરૂ કરવામાં આવેલ અને ઈ.સ.૧૯૬૦ સુધી ચાલુ રહેલ. જેમાં બહારથી આવીને તાલિમ મેળવનારા તાલિબ ઈલ્મોના ખાવાપીવાની વ્યવસ્થા આપના તરફથી જ કરવામાં આવતી હતી. ખાસ કરીને દાંતા વિસ્તારના ગામો કે જે બિદઅતોમાં ફસાયેલા હતા. ત્યાંથી ચાલીસ બાળકોને લાવીને દીની તાલીમ માટે મેતાના મદ્રસામાં આપે દાખલ કર્યા હતા.

જ્યારે દીનની તબ્લીગનું કામ શરૂ થયું ત્યારે મેતાના આ મદ્રસામાં તાલીમ લીધેલ તાલીબ ઈલ્મો જ પોતપોતાના ગામોની દીની તબ્લીગની મહેનતમાં મોખરે રહ્યા. મેતાના મદ્રસાની તાલીમની જ એ અસર હતી. કેટલાંય વરસો સુધી આ મદ્રસા મારફત દીની તાલીમની મહેનત થતી રહી. એના સરપરસ્ત હાજી સાહેબ પોતે જ હતા.

તદોપરાંત મૌમિન કૌમની સૌથી પહેલી અને ભવ્ય દીની દર્સગાહ "દારૂલ ઉલૂમ છાપી" ની સ્થાપના પણ આપે જ ફરમાવેલ છે. આ દારૂલ ઉલૂમની ઈમારતનું મોટા ભાગનું કામ આપની હાજરીમાં અને આપની દેખરેખ નીચે જ થયું છે. એ માટે આપે બેહદ જાનીમાલી કુરબાનીઓ આપી છે. ઉપરાંત જે જે ગામો આર્થિક રીતે કમજોર હતા તેવા ગામોમાં પણ મદ્રસાઓ કાયમ કરવાનું મુબારક કામ આપ અંજામ આપતા હતા. અને પોતાનો માલ દિલ ખોલીને રાહેખુદામાં નિછાવર કરતા હતા.

વળી જ્યારે તબ્લીગી જમાઅતના કામની શરૂઆત થઈ એ સમયમાં આપ અમદાવાદમાં કાઠિયાવાડની મોમિન બિરાદરીના પીર સાહેબને ત્યાં તશરીફ લઈ ગયા હતા. આપે પીર સાહેબને અર્જ કરી કે : "આજે ચારેકોર બેદીની અને જિહાલતની આંધીઓ ચાલી રહી છે. આવા વાતાવરણમાં જો આપ આપના મુરીદોને દીન અને ઈમાનની ફિકર અપાવશો તો આખેરતમાં આપની એ મહેનત આપને અલ્લાહની રહેમતોના હકદાર બનાવશે." પીર સાહેબે આપની વાત કબૂલ કરીને પોતાના મુરીદોને દીન અને ઈમાનની ફિકર અપાવતા કાગળો પણ લખ્યા અને આપે જાતે પણ એ જ કામે મોમિન બિરાદરીના ગામોની સફર પણ ફરમાવી. અને મુરીદોને દીન અને ઈમાનની તાકીદ ફરમાવી જે આગળ જતાં ભારે લાભદાયક સાબિત થઈ.

હાજી સાહેબને ઈસ્લામ અને મુસલમાંનોથી ભારે મહોબ્બત હતી. વળી, મદ્રસાઓ અને મસ્જીદો કાયમ કરવાનો પણ આપને ભારે શોખ હતો. દાંતા વિસ્તારની મોટા ભાગની મસ્જીદો તામીર કરવામાં આપે કુરબાનીઓ આપેલ છે.

સાઉદી હકુમતે નવા હરમશરીફની તામીરના સમયે આપને મક્કા શરીફ ખાસ દાઅવત આપીને બોલાવ્યા હતા. અને સાત આઠ વરસ સુધી ત્યાં રોકયા હતા. જેથી તામીરના મુબારક કામમાં આપનું માર્ગદર્શન અને સલાહ સૂચનો લઈ શકાય. આમ હરમશરીફની તામીરનું કામ આપના મશ્વરાઓથી થતું હતું. તમામ મોમિન કૌમ માટે બેશક એ ફખ્ર અને ગૌરવની બાબત છે.

વળી મીના અને અરફાતમાં જે લીમડાંઓના ઝાડ આજે દેખાય છે. એનાં બીજ હાજી સાહેબે જ રોપ્યાં હતાં. એ માટે આપ હિન્દુસ્તાનમાંથી બે બોરીઓ ભરીને લીંબોળીઓ લઈ ગયા હતા. અને મક્કાશરીફની પાક જમીનમાં એ બીજ વાવ્યાં. જેમાંથી અલ્લાહના હુકમથી લીમડાનાં મોટા મોટા ઝાડ તૈયાર થઈ ગયા છે. આપના આ નેક કારનામાને જોતાં આપના દિલમાં તમામ ઉમ્મતને લાભ પહોંચાડવાની કેવી કેવી લાગણીઓ ઉછાળા મારી રહી હતી એ ખરેખર વિચારવાની બાબત છે.

આપનો ચહેરો અને દેખાવ ભારે રુઆબદાર અને નૂરાની હતો. આપ બુલંદ દરજ્જાના પરહેઝગાર હતા. પહેલી જ વાર જોનાર તો આપને કોઈ દારૂલ ઉલૂમના શેખ જ માની લેતો. હકીકતમાં અલ્લાહ તઆલાએ આપને એવી જ નૂરાની આનબાન અને શાનની નવાજેશ ફરમાવી હતી. ઈન્સાનમાં જ્યારે પરહેઝગારી આવી જાય છે ત્યારે બારી તઆલા એને ગેબી ઈલ્મથી અને બુલંદ ખૂબીઓથી નવાજે છે. એ જ વાતને મૌલાના રૂમ (રહ.) આ રીતે ફરમાવે છે :-કે "એવો ઈન્સાન કોઈ પણ કિતાબો વગર, કોઈની મદદ વગર અને કોઈપણ ઉસ્તાદ વગર પોતાનામાં અંબિયા (અ.સ.વ.) ના ઈલ્મનું નૂર નિહાળશે."

હાજી સાહેબને પણ બારીતઆલાએ બુલંદ ખૂબીઓથી નવાજેલ હતા. આપ ફઝૂલ અને બેકાર વાતોથી જોજને દૂર રહેતા અને હંમેશા કોઈ ને કોઈ તામીરી કામમાં ડૂબેલા રહેતા.

મેહફિલોમાં બેસવું અને સમય બરબાદ કરવો આપના સ્વભાવની વિરૂધ્ધ હતું. બલ્કે તામીરી કામો કરવાં અને સખાવત કરવાનો આપને ભારે શોખ હતો. તાલીબ ઈલ્મોને આપ પોતાનાં સંતાનોની જેમ ચાહતા. જ્યારે પણ મુંબઈથી તશરીફ લાવતા ત્યારે ફળ, ફ્રુટ, મિઠાઈઓ, ટોપીઓ અને રૂમાલ લાવીને શરૂશરૂમાં પાલનપુરના મદ્રસાના બાળકોને અને ત્યારબાદ છાપીના મદ્રસાના બાળકોને વહેંચતા.

માણસ જ્યારે કોઈ નેક અને દિલવાળા બુઝુર્ગની સોબત અખતિયાર કરે છે તો અલ્લાહપાક એને કીમતી બનાવી દે છે. એના જાન અને માલ પણ પછી તો કુરઆન અને હદીસના ફરમાન મુજબ જ ખર્ચ થાય છે. મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે તેમ :- "ભલે તું સફેદ સંગેમરમર હોય કે કાળો પથ્થર પરંતુ જ્યારે કોઈ દિલવાળાની શરણમાં પહોંચી જશે તો સાચો મોતી બની જશે"

હાજીસાહેબની પુરખૂલુસ મહેનતોને પરિણામે મેતા ગામમાં પણ દીનના મુજાહિદો પેદા થતા રહ્યા. જેઓ દીની કામોમાં મોખરે રહ્યા. આવા નમ્ર, લાગણીશીલ, બાહોશ, પરહેઝગાર, દિલદાર, મુખ્લીસ અને અનેક ખૂબીઓના માલિક હાજી નસીરૂદ્દીન સાહેબ કામયાબ જીંદગી ગુજારીને ઈ.સ. ૧૯૭૨માં અલ્લાહને પ્યારા થઈ ગયા.

હઝારોં સાલ નરગીસ અપની બેનૂરી પે રોતી હૈ
બળી મુશ્કિલ સે હોતા હૈ ચમનમેં દિદાવર પૈદા.

## દીની તબલીગની ગહેરી ચિંતા :

મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) દીન અને ઈમાનની તબલીગને માટે અને તમામ લોકોની ઈસ્લાહને માટે ગામડાઓની વારંવાર સફર કરતા રહેતા. તે ઉપરાંત જે કોઈ માણસ આપની પાસે દવા લેવા માટે પણ આવતો આપ એને સમજાવીને એની પાસેથી એના ગામ વિશેની માહિતી મેળવતા. અને ત્યાં સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોના બયાન કરનારો કોણ છે ? એ વિષેની જરૂર પૂછપરછ કરતા. અને બની શકે તો એ માણસથી અવારનવાર મુલાકાત થતી રહે તેમ કરતા.

આ પ્રકારની કોશિશોને પરિણામે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબોના કેટલાય 'બયાનીઓ' ઈશા બાદ પાલનપુરમાં આપની મસ્જિદમાં રાતે રોકાવાના ઈરાદે આવતા. અને આપ મોડી મોડી રાત સુધી એમની પાસે સૈયદ પીર મશાયખ (રહ.) ની કિતાબો વંચાવતા અને એમને સમજાવતા. આમ થવાથી દરેક ગામમાં એકબે એકબે માણસો રાહે હક ઉપર મજબૂતીથી ઉભા રહેવા માટે તૈયાર થઈ રહ્યા હતા. જો કે સચ્ચાઈનો માર્ગ અપનાવનાર એ અલ્લાહના બંદાઓને અનેક કઠણાઈઓ અને કસોટિઓમાંથી પસાર થવું પડયું. છતાં સબ્ર અને હિંમતથી એમણે એ મુસીબતોને સહન કરી લીધી અને પાછળ આવનારી નસલોને માટે રાહે હકનો માર્ગ આસાન કરી આપ્યો.

## રાહે હક ઉપર સબ્ર અને હિંમતથી અડગ રહેનારાઓનાં થોડાક નમૂના :

### ★ મુજાહિદ મૌલવી નૂરમહંમદ ધોલાસીના સેદ્રાણાવાળા

આપ સનદ મેળવેલ મૌલવી ન હતા. પણ દીનનું જરૂરી ઈલ્મ ધરાવતા હતા. આપે મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની સોહબતનો ફૈઝ ઉઠાવ્યો હતો. અને પોતાના ગામ સેદ્રાણામાં દીની તાલીમ પણ આપતા હતા. આપ ખૂબ મોટી ખૂબીઓના માલિક હતા. દીની મહેનતોમાં હોંશે હોંશે ભાગ લેતા. આપે ભારે મુસીબતો અને તકલીફો સહન કરીને દીનનું મુબારક કામ કર્યું છે. આપ પોતાના ગામ સેદ્રાણામાં હાથ બાંધીને સુન્ની તરીકા પ્રમાણે નમાઝ અદા કરતા હતા. સૈયદ પીર મહેરહુસૈનના હિમાયતીઓ આપને ભારે પીડાઓ પહોંચાડતા. એક વખત પીર સાહેબના હુકમથી એ ફાસિદ લોકોએ આપના હાથોમાં સાંકળો નાંખીને અને દોરડાઓથી બાંધીને એ જ હાલતમાં કેટલાંય ગામોમાં ફેરવ્યા. અને આપને ખૂબ બેઆબરૂ કર્યા. પરંતુ વાહ રે ! દીને હકની મહોબ્બત ! કે એ મર્દે મુજાહિદની હિંમતમાં અંશ માત્ર પણ ફરક પડયો નહીં. અને ઉપરથી બીજાઓને દીનને માટે આવી જ સબ્ર અને હિંમતથી કામ લેવાની નસિહત ફરમાવતા રહ્યા.

જ્યારે આપની ઉપર જુલમ અને ત્રાસ હદથી વધી ગયા તો આપની ધીરજનો પ્યાલો છલકાઈ ગયો અને મનમાં હિજરત કરવાનો ઈરાદો કરી લીધો અને મુંબઈ ચાલ્યા ગયા. અને ત્યાંથી કયારેય પોતાના વતનમાં પાછા

ન ફર્યા. દીનની મહેનત કરતાં કરતાં, પરહેઝગારી ઉપર કાયમ રહીને તા.૧૮ જાન્યુ-૧૯૩૧ ઈ.સ.માં મુંબઈમાં જ આપ અલ્લાહને પ્યારા થઈ ગયા.

નોંધ :- મુંબઈમાં મોમિન બિરાદરોની મદદથી કાયમ થયેલ મદ્રસા હનફિયામાં સળંગ ૨૩ વર્ષ સુધી આપે દીની તાલીમની ખિદમત આપેલ છે. લગભગ ૧૯૦૮ ઈ.સ.થી આપ તાલીમ આપતાં હતા.

('મોમિન મિત્ર' જાન્યુ. ૧૯૩૦ ઈ. સ.)

## ★ હાજી જમાલુદ્દીન નૂરમહંમદ સાલેહ (રહ.)

આપે શરૂથી જ મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની સોહબતમાં રહીને રાહે હક અપનાવી લીધી હતી. પીરોજપૂરા ગામમાં આપ એકલા જ હાથ બાંધીને સુન્ની તરીકા પ્રમાણે નમાઝ અદા કરતા. તો સૈયદ મહેરહુસૈનને માનનારાઓ આપને ખૂબ હેરાન પરેશાન કરતા. અને નમાઝના સમયે આપના બંને હાથોને પાછળના ભાગમાં બાંધી દેતા. જેથી આપ સુન્ની તરીકા પ્રમાણે નમાઝ અદા કરી શકે નહીં.

આવી આવી સતામણીઓ જયારે હદથી વધી ગઈ તો આપ એકમાત્ર દીનની મહોબ્બતને ખાતર પોતાના ઘરબાર અને વતન છોડી દઈને હિજરત કરી ગયા. અને ઘણા વર્ષો બાદ જ્યારે પીરોજપૂરા ગામનું વાતાવરણ સુધર્યું તો ગામવાળાઓએ આપને આપના વતનમાં બોલાવીને આપનું સન્માન કર્યુ. અને ''બાબાએ કૌમ'' નો ખિતાબ આપ્યો. આપે મૌલાના મુહમ્મદ નઝીર સાહબ (રહ.) ની સોહબત અને તરબીયતમાં રહીને દીવાને મશાઈખની કિતાબોના મુશ્કેલ લખાણોને સરળ બનાવીને કેટલીક કિતાબો છપાવીને કિંમતી ખિદમત આપેલ છે. આપ બેહદ મુખ્લીસ, પરહેઝગાર અને દીન પર અડગ રહેવાની બુલંદ હિંમત ધરાવતા હતા. આપે આપના જાન અને માલ કૌમની ભલાઈ માટે દિલ ખોલીને નિછાવર કર્યાં છે...

## ★ મોહતરમા કુંવરબાઈ

કુંવરબાઈ એક દીનદાર અને પરહેઝગાર ખાતુન હતાં. મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) અને આપના ખાનદાનની સાથે દીની ફૈઝ હાસિલ કરવાની નિય્યતથી એમના સારા સબંધો હતા. કયારેક કયારેક અલીગઢથી

પાલનપુર મૌલાના સાહેબ (રહ.) ના ત્યાં દીની મસ્લાઓ જાણવા માટે અને દીની ફૈઝ હાસિલ કરવા માટે આવતા રહેતાં. એ સમયમાં આખા અલીગઢમાં એકમાત્ર આ જ ખાતુને રાહે હક અપનાવેલ હતી.

એક વખતે ગામમાં દસમીનું ખાવાનું બનાવવામાં આવ્યું ત્યારે આખા ગામમાં એકમાત્ર મોહતરમા કુંવરબાઈ જ બધાં થી અલગ હતાં. અને બધાંને કહેતાં હતાં કે : "દસમીનું ખાવું શરીઅતમાં હરામ છે. એની ઉપર તો યતીમોના હક છે. એટલે હું તો નહીં જ ખાઉં." અને લોકોને પણ એ યતીમોનો માલ ન ખાવા માટે સમજાવતા હતા.

આ જોઈને આખું ગામ એમની વિરૂધ્ધમાં થઈ ગયું. અગાઉથી પણ જાહેર તો થઈ જ ચૂકયું હતું કે એ બે દીન થઈ ગઈ છે એટલે આ વખતે તો ફાસિદોને એ નેક ખાતુનથી બદલો લેવાનું બહાનું મળી ગયું. અને એમના શોહર તેમજ સગાસંબંધીઓને કહ્યું કે : "આજે તો ગમે તેમ કરીને કુંવરબાઈને દસમીનું ખાવાનું ખવડાવવું જ છે."

બધા જ લોકો એ માટે જીદ પર ઉતરી આવ્યા. અને બળજબરી કરવા લાગ્યા. પણ અલ્લાહની એ નેકબંદીના દિલમાં હક વાત પૂરેપૂરી ઉતરી ચૂકી હતી એટલે એને એ સતામણીઓ મામૂલી લાગતી હતી.

એની અડગતા જોઈને છેવટે ગુમરાહ ગામ લોકોએ નક્કી કર્યું કે એને દોરડાથી બાંધીને કૂવામાં લટકાવી દેવામાં આવે. અને જ્યાં સુધી એ દસમીનું ખાવાનું ખાય નહીં ત્યાં સુધી એને કૂવામાંથી બહાર કાઢવામાં ન આવે. એટલે એ મોહતરેમાને રસીથી બાંધીને કૂવામાં લટકાવી દીધા. પણ વાહ રે! એના ઈમાનની તાકાત! કે કૂવામાં લટકવા છતાં આપ ફરમાવતી હતી કે " ચાહે મને કૂવામાં ફેંકી દો કે મારી નાખો પણ હું હરામ માલ નહીં જ ખાઉં. શરીઅતમો એ જ હુકમ છે"

છેવટે અલ્લાહની એ નેકબંદીના ઈમાનની હિંમતની સામે આખું ગામ હારી ગયું. અને એ કાયર લોકો એની ઉપર જુલમ કરતાં કરતાં થાકી ગયા. એ મોહતરેમા હરામ માલ ખાવાથી બચી ગઈ અને છેવટ સુધી એણે દીન અને ઈમાનના માર્ગેથી પોતાના કદમ ડગમગવા દીધા નહીં.

## મોહતરમા કુંવરબાઈનું બીજું કારનામું :

પીર સૈયદ મહેરહુસૈન અને એમનાં પીરાણી બીબી સાહેબા અલીગઢ આવ્યાં હતાં. પધરામણી વખતના શરીઅત વિરૂધ્ધના તમામ રીત રીવાજો જે પાછલાં પાનાં ઉપર આપણે જોઈ ગયા છીએ એ વખતે પણ અપનાવવામાં આવ્યાં હતા. તે ઉપરાંત ઔરતોના નાચગાનની ધામધૂમ પણ ચાલી રહી હતી. મોહતરમા કુંવરબાઈ આ બધું જોઈને એ લોકોની ઈસ્લાહ અને તેમને સાચી વાતો સંભળાવવા માટેની તક જ જોઈ રહ્યા હતા. મોકો મળતાં જ તેઓ નાચગાન કરતી ઔરતોની વચ્ચે જઈને બેસી ગયા. અને એ નાચનારી ઔરતોને કહ્યું કે, ‘‘નાચતાં નાચતાં તમારી ઝોહર અને અસરની નમાઝનો વખત વીતી ગયો છતાં નાચવામાં ને ગાવામાં તમે નમાઝને પણ ભૂલી ગઈ અને પીર સાહેબે તેમજ પીરાણી સાહેબાએ પણ નમાઝ નથી પઢી. આ કઈ જાતની દીનદારી અને રેહબરી છે ?’’

તમે બધા મારી સાથે પાલનપુર મૌલાનાને ઘેર ચાલો. અને આપની તેમજ આપના ઘરવાળાઓની અલ્લાહની ઈબાદત કરવાની શાન જુઓ. દીનદારી કોને કહેવાય ? એનો અનુભવ તમોને મૌલાનાને ત્યાં થઈ જશે.

કુંવરબાઈના દિલના ઉંડાણમાંથી નીકળેલ આ વાત કેટલીક ઔરતો પર અસર કરી ગઈ. એટલે થોડાક દિવસો બાદ કુંવરબાઈ અમુક ઔરતોને લઈને મૌલાના મુહમ્મદ નઝીર સાહબ (રહ.) ને ત્યાં તશરીફ લઈ ગયા. અસરનો વખત હતો. મૌલાના મસ્જીદમાં હતા. અને આપના એહલિયા મોહતરમા અસરની નમાઝ માટે વઝૂ કરવામાં મશ્ગુલ હતા. વઝૂ બાદ એ ઔરતોએ એમની નમાઝની કૈફિયત જોઈ. અને નમાઝથી પરવારીને થોડીક દીનની વાતો થઈ. આ બધું જોઈને કુંવરબાઈની સાથે આવેલ ઔરતોના દિલ ઉપર ખૂબ જ ઉંડી અસર થઈ. અને એ અસર એવી કારગર સાબિત થઈ કે એનાથી આખા અલીગઢ ગામને હક રાહ નસીબ થઈ. મોહતરમા કુંવરબાઈનો ઈન્તેકાલ હજની પાક ફરજ અદા કરીને પાછા આવતાં પાણીના જહાજમાં જ થઈ ગયો હતો. (રહેમહુલ્લાહ...)

મોહતરમા કુંવરબાઈના સગા ભાઈ જનાબ હબીબ ઈબ્રાહીમભાઈ કડીવાલ (મર્હુમ) મજાદરવાળા હતા. આપને પણ અલ્લાહે ગજબની

હિંમત બક્ષેલ હતી. જ્યારે સૈયદ મહેરહુસૈનનો સૂરજ સોળે કળાએ તપતો હતો ત્યારે જનાબ હબીબ ઈબ્રાહીમભાઈની વિરૂધ્ધમાં હૈદરપુરાની જમીન માટે કેશ કરવામાં આવ્યો હતો. અને એમને દરેકે દરેક રીતે ડરાવવામાં ધમકાવવામાં આવ્યા હતા. પણ અલ્લાહે બક્ષેલ હિંમતને સહારે તેઓ છેલ્લી ઘડી સુધી કેશ લડતા રહ્યા. ત્યાં સુધી કે અલ્લાહના હુકમથી છેવટે તેઓ કેશ જીતી ગયા. એ કેશની જીતના સમાચારો અખબારમાં પણ પ્રસિધ્ધ થયા હતા.

## વદાણીમાં એક મર્દે મુજાહિદની શહાદત :

ઈ.સ. ૧૯૨૧ના મે માસની બીજી તારીખની રાત્રે વદાણી ગામમાં રાહે હક પર ચાલનારાઓને હેરાન પરેશાન કરવા માટે ફાસિદોના એક ટોળાએ તોફાનો શરૂ કરી દીધાં. અને ભયંકર મારપીટ તેમજ જુલ્મો સિતમને પરિણામે એક મર્દે મુજાહિદ નૂરમહંમદ પીરમહંમદ (નૂરાપીરા) ઝવરાળા શહીદ થઈ ગયા. અને એમના સાથી મિયાંજી નસીર સાહેબ પણ ગંભીર રીતે ઘાયલ થયા. એ ફાસિદોનો એકમાત્ર મકસદ અલ્લાહના નેક બંદાઓને એમના સાચા માર્ગેથી હટાવવાનો અને સૈયદ મહેરહુસૈનની 'પીરી' કબૂલ કરાવવાનો હતો.

પરંતુ એ મર્દે મુજાહિદોએ સાચા દિલથી રાહે હકને અપનાવી લીધી હતી. એમને સચ્ચાઈને માટે જાન લૂંટાવી દેવાનો સોદો સસ્તો લાગતો હતો. એમણે અલ્લાહના માર્ગમાં જાન કુરબાન કરી દીધી પણ હક અને સચ્ચાઈનો મારગ છોડયો નહીં. બારીતઆલા એમને એનો બેહતરીન બદલો અતા ફરમાવે.....આમીન.

## પાલનપુર નવાબ સાહેબ તરફથી "બેહિશ્તી ઝૈવર" ઉપર મનાઈ હુકમ અને મૌલાનાને વતનથી બહાર કરવાની સાઝિશ :

મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની ઈખ્લાસથી ભરપૂર મહેનતોને કારણે પાલનપુર તેમજ તેની આસપાસના ગામડાઓમાં થોડા ઘણાં અલ્લાહના હિંમતવાન બંદાઓ પેદા થઈ ગયા હતા. જેઓ તમામે તમામ પ્રકારની મુસીબતો વેઠીને અને આકરી કસોટીઓમાંથી પસાર થઈને પણ સબ્ર અને

સુકૂનની સાથે હકરાહની તાકીદ અને તબલીગના કામમાં મશ્ગુલ હતા. એમની મહેનતોને કારણે પૂરા વિસ્તારમાં દીનનો એક સારો માહોલ તૈયાર થઈ રહ્યો હતો. લોકોને પોતાની જિહાલતનો એહસાસ થઈ ચૂકયો હતો. અને દિવસે દિવસે મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની દીની સુધારણા તરફ લોકો ખેંચાઈ રહ્યા હતા.

પાલનપુર અને તેની આસપાસના ગામોનો સુધરી રહેલ દીની માહોલ જોઈને જાહિલ મુલ્લાંઓ અને પીરોએ પોતાના છળકપટોની રફતાર ઓર તેજ કરી દીધી હતી. કારણ કે તેમનાથી દીનની થઈ રહેલ બોલબાલાનો માહોલ જોવાતો ન હતો અને તેઓ ઈર્ષા અને અદેખાઈની આગમાં બળી રહ્યા હતા. ગામડાઓમાં જુલ્મસિતમ અને વેરઝેરનું વાતાવરણ ચાલુ રાખીને તેમણે મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ઉપર સીધો જ વાર કરવા માટે પાલનપુર નવાબ સાહેબ સાથે ખાનગી વાટાઘાટો શરૂ કરી દીધી હતી કે "કોઈ પણ રીતે મૌલાનાને પાલનપુર છોડાવી દેવું જોઈએ" અને તેમની રાત દિન એ જ યુક્તિઓ ચાલુ રહેતી હતી.

છેવટે નવાબ શેરમહંમદખાનજીએ મૌલાનાને પાલનપુર છોડી દેવા માટેનું હુકમનામું તૈયાર કરી દીધું. પણ આપના વારસદાર સુપુત્ર તાલેમહંમદખાનજીને જ્યારે આ વાતની જાણ થઈ તો એમણે એનો વિરોધ કર્યો. અને વાલિદે મોહતરમ નવાબ શેરમહંમદખાનજીને અરજ કરી કે : "પાલનપુરને વરસો બાદ એક આલિમ નસીબ થયા છે અને એ પણ પોતાના કામોમાં જ મશ્ગુલ રહે છે. જેનો કોઈ બદલો પણ એ લેતા નથી. અને આપણા કામકાજોમાં કોઈપણ જાતની દખલગીરી પણ કરતા નથી કે જેથી કાનૂન તોડવાનો કોઈ ગૂનો મૂકી શકાય " નવાબ તાલેમહંમદખાનજીની આ વહેવારુ વાત નવાબ શેરમહંમદખાનજીના દિલમાં ઉતરી ગઈ અને આપે હુકમનામાના કાગળને ફાડી નાખ્યો. એટલે વિરોધીઓની એ સ્કીમ નિષ્ફળ ગઈ.

જ્યારે મુલ્લાંઓ અને પીરોનો એ વાર ખાલી ગયો તો જુદા જુદા દાવપેચ શોધતાં શોધતાં એમને એક દાવ હાથ લાગી ગયો. કે 'બેહિશ્તી ઝેવર' પઢાવવા ઉપર પાબંદી લગાડી દેવામાં આવે. કારણ કે 'બેહિશતી ઝેવર' હઝરત મૌલાના થાનવી (રહ.) એ એ જ સમયમાં પ્રગટ કરી હતી.

અને મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને એની તરતીબ પસંદ પડી જવાને કારણે આપે એને નિસાબમાં દાખલ ફરમાવી દીધી હતી.

એ ગુમરાહ લોકોએ એમ માની લીધું કે આટલી જરૂરી દીની કિતાબ મૌલાના મુહમ્મદ નઝીર સાહબ (રહ.) નવાબ સાહેબના હુકમથી પઢાવવાનું બંધ નહીં જ કરે. અને આમ થવાથી નવાબ સાહેબના હુકમનું ઉલ્લંઘન થશે એટલે મૌલાનાને વતન છોડાવી દેવાનો કાયદેસરનો મારગ મળી જશે.

બરાબર આજ યોજના એ ગુમરાહ લોકોએ નવાબ સાહેબે પાસે રજુ કરી. અને નવાબ સાહેબ પણ એમાં પોતાની મંજૂરીનો સૂર પૂરાવ્યો. એટલે 'બેહશ્તી ઝૈવર' માટે હુકમનામું જાહેર કરવામાં આવ્યું કે : "તેનું પાલનપુર અને પાલનપુરની સરહદો સુધી પઢવું અને પઢાવવું જાહેર શાંતિ જાળવવા માટે બંધ કરવાનો હુકમ ફરમાવવામાં આવે છે. જે કોઈ પણ આ હુકમનામાનું પાલન નહીં કરે તેની ઉપર કાનૂની કાર્યવાહી કરવામાં આવશે"

આ હુકમનામું જ્યારે તૈયાર થઈ ગયું ત્યારે મૌલાનાના વિરોધી એવા ગુમરાહ લોકો ખૂબ તાનમાં આવી ગયા હતા. એમના આનંદની કોઈ સીમા રહી ન હતી કે હવે આપણી વરસોની મુસીબતોનો અંત આવી જશે. અને મૌલાનાને વતનથી બહાર કાઢી મૂકવામાં આવશે.

છેવટે નવાબ સાહેબનો માણસ એ હુકમનામું લઈને તેની ઉપર સહી કરાવવા માટે મૌલાનાની મસ્જીદમાં ગયો. મૌલાનાએ હુકમનામું વાંચીને જરાપણ અચકાયા વગર તરત જ પોતાની સહી કરી આપી. જ્યારે નવાબ સાહેબનો માણસ સહી કરેલ હુકમનામું લઈને નવાબ સાહેબની હજૂરમાં હાજર થયો તો નવાબસાહેબ અને એમના સાથીદારો હૈરતમાં ડૂબી ગયા. તેઓ તો એમ માનતા હતા કે આ તો 'બેહિશ્તી ઝૈવર' ન પઢાવવાનો મસલો છે. એટલે મૌલાના કોઈપણ સંજોગોમાં તેની ઉપર સહી કરશે નહીં.

લોગ કેહતે થે કિ ગાલિબકે ઉડેંગે પૂર્ઝે
દેખને હમ ભી ગએ થે પ' તમાશા ન હુવા

પરંતુ મૌલાના તો ખૂબ જ દુરદેશ અને હકીકતપસંદ આલિમ હતા. આપે સમજી લીધું કે 'બેહશ્તી ઝૈવર' કંઈ કુરાનેપાક નથી. જેનો બીજો

કોઈ વિકલ્પ ન હોય. એ તો માત્ર દીની મસલાઓની કિતાબ છે. જેની ખોટ બીજી કિતાબોથી પણ પૂરી થઈ શકે છે. એટલે આપે એવો જ માર્ગ શોધી કાઢયો અને 'બેહિશ્તી ઝૈવર' ને બદલે તેના જેવી બીજી મસલા મસાઈલની કિતાબો નિસાબમાં દાખલ કરી દીધી. અને તેમનાથી જ 'બેહિશ્તી ઝૈવર' ની ખોટ પૂરી કરી દીધી.

જ્યારે હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના સાથીઓ અને હમદર્દોને આ વાતની ખબર પડી તો એમણે હઝરત મૌલાનાને એકાએક હુકમનામા ઉપર સહી કરી દેવા વિશે પૂછયું. તો આપે જવાબમાં ફરમાવ્યું કે: આપણી પાસે 'બેહિશ્તી ઝૈવર'ના વિકલ્પો મૌજૂદ હતા. હા ! અલ્લાહ ન કરે પણ જો 'કુરાનેપાક' વિશે એ હુકમનામું હોત તો હું મારી જાન કુરબાન કરી દેતો પણ સહી ન કરતો.

ઈન્હીં કી શાન કો ઝૈબા નબૂવ્વતકી વિરાસત હૈ
ઈન્હીકા કામ હૈ દીની મરાસિમકી  નિગેહબાની

## નવાબ સાહેબનું હુકમનામું તો મૌલાનાના વિરોધીઓનું માથું નમાવનારું બની ગયું !

નવાબ સાહેબ ઉતાવળમાં કરવા કંઈ ગયા અને થઈ ગયું કંઈ બીજું ! એમને તો લેવાના દેવા પડી ગયા ! આખા દેશમાંથી એમની ઉપર પત્રો અને ટેલીગ્રામોનો ધોધ શરૂ થઈ ગયો. કે ''બેહિશ્તી ઝૈવર'' દીની મસલાઓના દાખલા દલીલો  સહીતની સંપૂર્ણ અને શ્રેષ્ઠ કિતાબ છે. તેને કયા કારણસર આપે પાલનપુરમાં પઢાવવા ઉપર પ્રતિબંધ મૂકયો છે ? જો આપને એ કિતાબ વિશે કોઈપણ જાતની શંકા કુશંકાઓ હોય તો હજુ એના લેખક હઝરત મૌ. થાનવી (રહ.) અલ્લાહના હુકમથી હયાત છે. એમની પાસેથી આપની શંકાઓનો ખુલાસો કરી લો.

આ પ્રકારના પત્રો અને ટેલીગ્રામ દરરોજ નવાબ સાહેબ ઉપર આવતા રહેતા. એટલે નવાબ સાહેબ પોતે પોતાના કરેલા ઉપર મનોમન પસ્તાઈ રહ્યા હતા. પણ તીર  કમાનમાંથી નીકળી ચૂકયું હતું એટલે થાય શું ?

માત્ર પત્રો અને ટેલીગ્રામોથી જ વાત પતી નહીં પરંતુ હિન્દુસ્તાનની

ચારે બાજુએથી પ્રગટ થનારા અખબારો અને રિસાલાઓમાં, સાપ્તાહિકોમાં, માસિકોમાં એ અંગે જુદા જુદા લેખો છપાઈ રહ્યા હતા. અને એ લેખોમાં પાલનપુર નવાબ સાહેબને સાફ શબ્દોમાં સવાલ પૂછવામાં આવતો કે 'બેહિશ્તી ઝૈવર' ઉપર કયા કારણોસર પાબંદી લગાવવામાં આવી છે ? જે આખી બાબત ઈર્ષા અને અદેખાઈને કારણે જ સમજયા વગર ઉભી કરવામાં આવી હોય એનો નવાબ સાહેબ પાસે પણ કોઈ જવાબ કયાંથી હોય ?

અને સવાલોની ઝડી હજી ચાલુ જ હતી.ત્યાં જ મુંબઈમાં વસનારા મોમિન બિરાદરોએ 'બેહિશ્તી ઝૈવર' વિષે પાલનપુર રાજ્યના રાજવી તરફથી ફરમાવેલ પાબંદી બાબતે એક સવાલનામું તૈયાર કરીને કલકત્તા, મુંબઈ, સહારનપુર, દિલ્હી, મેરઠ, જોનપૂર જેવા શહેરોના પીઢ આલિમ સાહેબો અને મુફતી સાહેબો પાસેથી ફતવો તલબ કરવામાં આવ્યો કે : ''બેહિશ્તી ઝૈવર''માં શું ખામી છે કે જેને કારણે એની ઉપર પાલનપૂર નવાબ સાહેબે પાબંદી ફરમાવી છે ?

ઉમ્મતના આલિમ સાહેબોએ અરબી, ફારસી અને ઉર્દૂમાં એના લેખિત જવાબો મોકલ્યા કે આ કિતાબનું પઢવું - પઢાવવું પૂરેપૂરું સવાબમાં શામેલ છે. અને તેમાં સમાયેલા તમામે તમામ મસલાઓ એહલે સુન્નતવલ જમાત અને હનફી અકીદાના છે. આ કિતાબ ખરેખર એની ખૂબીઓમાં બેમિસાલ છે. ઉર્દૂમાં આનાથી ઉત્તમ કિતાબ આજસુધી કોઈએ પણ લખી નથી. જે ખરેખર લાજવાબ છે. અને પોતાની દીકરીઓ અને દીકરાઓને આ કિતાબ ખાસ પઢાવવા માટે પણ ધ્યાન દોર્યું. આમ, હિન્દુસ્તાનભરના આલિમ સાહેબોએ ''બેહિશ્તી ઝૈવર''ની તારીફમાં ફતવા મોકલ્યા. એ ફતવાઓ ઉપર હજ્જારો આલિમ સાહેબોની સહીઓ કરાવીને એને વ્યવસ્થિત કિતાબરૂપે ''બેહિશ્તી ઝૈવર વિશે પીઢ આલિમો અને મુફતી સાહેબોના ફતવા'' નામે છપાવવામાં આવી.

એ દિવસોમાં પાલનપૂર નવાબ સાહેબ પોતાના માણસો દ્વારા કહેવડાવતા કે જો મૌલાના માફી માંગી લે તો ''બેહિશ્તી ઝૈવર'' પઢાવવાની મંજૂરી આપી દેવામાં આવશે.

પરંતુ મૌલાના તો પોતાના માર્ગેઅડગ હતા. આપ જવાબમાં ફરમાવી

દેતા કે : "એમાં મારે માફી માંગવાનો સવાલ જ ઉભો થતો નથી. કારણકે પાબંદી તો નવાબ સાહેબે પોતે જ ફરમાવી છે. માટે એને ઉઠાવી પણ એમણે જ લેવી જોઈએ. જો નવાબ સાહેબે ફરમાવેલ પાબંદી પોતે તેઓ રદ કરી નાખે તો અમે ફરીથી "બેહિશ્તી ઝૈવર" પઢાવવાનું શરૂ કરી દેશું. નહિંતર અમારું કામ તો બાજી કિતાબોથી ચાલી જ રહ્યું છે. " આમ નવાબ સાહેબની હાલત સાપે છછુંદર ગળ્યા જેવી થઈ ગઈ હતી !

પરંતુ ઈર્ષાખોરો અને કાવત્રાખોરોને વળી એક તોફાન સૂઝયું. તેમણે નવાબસાહેબને સલાહ આપી કે 'મોલાના મુહમ્મદ નઝીરે (રહ.) પઢાવવી શરૂ કરેલ બીજી કિતાબો ઉપર પણ પ્રતિબંધ ફરમાવી દો.'

જવાબમાં નવાબ સાહેબે તરત ફરમાવ્યું કે "એક કિતાબ ઉપર પાબંદી મુકાવીને તો તમે મને આખા હિન્દુસ્તાનમાં બદનામ કરી નાખ્યો છે હવે મારી બદનામીમાં કઈ કમી રહી ગઈ છે કે બીજી કિતાબો પણ બંધ કરાવી દઉ. ?"

## દુનિયા અને આખેરત બેઉનું નુકસાન ઉઠાવનારાઓના નમૂનાઓ :

એ ઈર્ષાળુ અને બેદિન ગુમરાહ લોકો અલ્લાહના એક નેક બંદાને અને આલિમે દીનને જુદી જુદી રીતે એ માટે ત્રાસ આપી રહ્યા હતા કે તે ખુદાની મખલૂકનો સંબંધ ખુદાની ઝાત સાથે જોડવાનું કામ કરી રહ્યો હતો. કે લોકો જિહાલત અને ગુમરાહીના અંધકારમાંથી નીકળીને ઈલ્મની રોશનીમાં આવી જાય અને સિરાતેમુશ્તકીમ (સાચા માર્ગ) પર ચાલવા લાગે. જહન્નમથી છૂટકારો મેળવી શકે. અને જન્નતના હકદાર બની જાય અને આખેરતની કામયાબીઓ એમને હાસિલ થઈ જાય.

આવા ઉમદા અને નેક મકસદને કારણે અલ્લાહની મખલૂકની નિ:સ્વાર્થ ખિદમત કરી રહેલ આલિમે દીનની સાથે દુશ્મનાવટ રાખનારાઓ હકીકતમાં તો પોતાની બરબાદીઓ જાતે જ વહોરી રહ્યા હતા અને દુનિયા અને આખેરતનું નુકસાન વહોરનારાઓના નમૂનાઓ પોતેજ બની રહ્યા હતા.

આ જ વાતને મૌલાના રૂમ (રહ.) આ રીતે ફરમાવે છે કે : "જો તું કોઈ અલ્લાહવાળા ઉપર ત્રાસ અને જુલમ ગુજારી રહ્યો છે તો સમજી લે કે તું વાઘની પૂંછડી સાથે રમત રમી રહ્યો છે. અને ફરિશ્તાઓ સાથે

જંગ કરી રહ્યો છે અને એ બંને હરકતોનું પરિણામ બરબાદી સિવાય બીજું કંઈ નહીં હોય !''

અને મૌલાનાના એ બધા વિરોધીઓનું પરિણામ પણ એવું જ આવ્યું. હંમેશની થઈ રહેલી બેઘારી અને બેઈજ્જતી અને મનોમન પસ્તાવાના કારણે જાહિલ મુલ્લાંઓથી અને સૈયદ મહેરહુસૈનથી નવાબ સાહેબ નારાજ થઈ ગયા. જેથી બધાં જ મનોમન ખૂબ પસ્તાવા લાગ્યા. અને છેવટે એમનું પાલનપુરમાં રહેવું ભારે થઈ પડયું.

સૈયદ મહેરહુસૈને હંમેશને માટે પાલનપુર છોડી ધોળકાની વાટ પકડી. અને જાહિલ મુલ્લાંઓ કયાંય સંતાઈ ગયા. જયારે દેશમાં સ્વરાજ્ય અને આઝાદી આવવાથી નવાબ સાહેબની નવાબી પણ ચાલી ગઈ. એમને પણ વતન છોડી દેવું પડયું. મૌલાના તો અલ્લાહના માર્ગના મર્દેહક્કાની હતા. અલ્લાહની મદદ પણ આપની સાથે હતી. એટલે આપ પૂરેપૂરી આનબાન અને શાનની સાથે જીંદગીના આખરી શ્વાસ સુધી પાલનપુરમાં જ રહીને અલ્લાહ અને એના હબીબે પાક (સ.અ.વ.) ના હુકમોનો ફેલાવો કરવાના નેક કામમાં ડૂબેલા રહ્યા. ત્યાં સુધી કે આપ દફન પણ પાલનપુરની ઘરતીમાં જ થયા.

'હક મગફેરત કરે અજબ આઝાદ મર્દ થા'

## આપની હસ્તી લોકો માટે સર્વશ્રેષ્ઠ બની ગઈ :

હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની નિસ્વાર્થ મહેનતોને પરિણામે પાલનપુર શહેરની નમાઝીઓથી વેરાન થઈ ગયેલ બધી જ મસ્જીદો આબાદ થવા લાગી. અને મોટે ભાગે લોકો કુફ્ર અને શીર્ક જેવી ભયંકર બદીઓમાંથી નીકળીને સાચા માર્ગે ચાલવા લાગ્યા. ગામડાઓમાં મોમિન બિરાદરીના લોકોએ પોતપોતાના ગામોમાં દીની મદ્રેસાઓ કાયમ કરીને પોતાના બાળકોને દીની ઈલમ હાસિલ કરવાની મુબારક મહેનતોમાં લગાવી દીધા. ત્યાં સુધી કે હિન્દુસ્તાનના દૂર દૂરના મદ્રેસાઓમાં જઈને પાલનપુરના અને આસપાસના વિસ્તારોના તાલીબે ઈલ્મો કુરઆન અને હદીસનું નૂરાની ઈલ્મ હાસિલ કરવા લાગ્યા. આમ લોકોમાં દીની હુકમો અને કામોની જાણકારી વધવા લાગી. જેનાથી સુન્નતો જીવંત થવા લાગી. ખોટા રીત રિવાજો

દૂર થવા લાગ્યા. વારસાઈ હક્કો જેવા જરૂરી ફરજો જે વરસો વરસથી છૂટેલા હતાં ફરીથી તેની ઉપર અમલ થવા લાગ્યો. અને મોટે ભાગે લોકો દીનની તરફ ખેંચાવા લાગ્યા. દીની મસલો હોય કે કોઈપણ દીની મૂંઝવણ હોય તેના ઉકેલ માટે લોકો મૌલાનાની મુબારક ઝાત તરફ આવવા લાગ્યા. અલ્લાહના ફઝલો કરમથી આપ મુફતી પણ હતા. અને કાઝી પણ. આલિમ અને મુરશદ પણ. તેમજ બધાં ઉપર એહસાન ફરમાવનારા પણ !

કયારેક કયારેક દુન્યવી બાબતોમાં લોકોમાં વિરોધો પણ થતા તો બંને પક્ષોના દિલને ઠેસ ન પહોંચે એવી ખૂબીથી શરીઅતની હદમાં રહીને ફેંસલો ફરમાવતા. અને જેનો કોઈ નિકાલ જ નહીં આવે એવા લાગતા કેટલાંય કજીયાઓ જયારે બંને પક્ષો આપની હજૂરમાં પેશ થતા તો આપની નૂરાની ઝાતની બરકતથી આપોઆપ ખતમ થઈ જતા અને લોકોમાં આપસમાં સુલેહ શાંતિ થઈ જતી.

હઝરત મૌલાનાના અખ્લાક એવા બુલંદ દરજ્જાના હતા કે નાનો હોય કે મોટો, ગરીબ હોય કે તવંગર, દરેક આપની વાતને અદબથી અને ધ્યાનથી સાંભળતો અને કબૂલ ફરમાવતો. ઘણાંખરાં નાનાં મોટાં વિરોધો તો આપને કારણે ઉભા થતાં જ નહીં. અથવા થતા તો લોકોના બંને પક્ષો આપસમાં આપોઆપ દરગુજર કરી લેતા. અને એ બધું ફક્ત આપની સાથેની મહોબ્બત અને ઈકરામને કારણે થતું. કારણ કે દરેક પક્ષની એ તમન્ના રહેતી કે હઝરત મૌલાના કયાંક અમારાથી નારાજ ન થઈ જાય. મતલબ કે આપની મુબારક હસ્તી જ ભલાઈઓ અને બરકતોનો ગુલદસ્તો હતી.

## પીઢ અને જાણકાર હકીમ :

દેશી હિકમત આપનો વારસાઈ ધંધો હતો. તે છતાં પણ તેની કાયદેસરની તાલીમ આપે ટાંકમાં રહીને મેળવી હતી. એટલે જ દેશી હિકમતમાં આપ ખૂબ જ ઉંચી કક્ષાના માહિર હકીમ હતા. તમામે તમામ જાતિઓના લોકો ઈલાજ માટે આપની પાસે આવતા. અનેક જાતના રોગીઓ આપની પાસે ઈલાજ કરાવતા. અને સારા પણ થઈ જતા. હડકાયા કૂતરા કરડેલા, ઝેરી સાપ કરડેલા અને પાગલ થઈ ગયેલા કેટલાંય લોકો આપની પાસે ઈલાજ કરાવીને રોગ મુક્ત થયેલા.

હિકમતનું કામ પણ આપ અલ્લાહની મખ્લુકની ખિદમતની નિય્યતથી કરતા. એટલેજ ગરીબ લોકોનું ખાસ ધ્યાન રાખતા. વળી મરીઝ જો મુસલમાન હોય તો ઈલાજની સાથે સાથે તેને દીનની દાઅવત પણ આપતા. અને એ રીતે દીની તબ્લીગનું કામ પણ કરતા. અને ઈલાજ કરતાં કરતાં દર્દીને દીન ફેલાવવાનો જરીઓ પણ બનાવી દેતા.

## પાલનપુર વિસ્તારના નાના મોટા મદ્રસાઓ અને આપની દેખરેખ :

પાલનપુર વિસ્તારના મોટાભાગના મદ્રેસાઓની વ્યવસ્થા આપની દેખરેખ નીચે જ ચાલતી. મૌલવી સાહેબની નિમણૂંક તેમજ તાલીમની દેખરેખ અને ઈમ્તેહાન (પરીક્ષા) ઉપરાંત બાળકોને ઈનામ આપવાં વિગેરે કામો આપ જ ફરમાવતા. વૃધ્ધાવસ્થાને કારણે શરીરમાં ખૂબ જ કમજોરી આવી જવા છતાં ઊંટ પર સવાર થઈને દૂરદૂરના ગામડાઓની સફર કરીને મદ્રસાઓમાં જઈ આપ ઈમ્તેહાન લેતા અને એ બધી જ દોડધામ એકમાત્ર અલ્લાહને રાજી કરવાની નિય્યતથી કરતા. જેનો કોઈપણ પ્રકારનો બદલો આપે કયારેય નથી લીધો. નિઃસ્વાર્થપણે જીંદગીભર આપ મદ્રેસાઓની ઉત્તમ ખિદમતો અંજામ આપતા રહ્યા. કેટલાક મદ્રસાઓનો નિભાવ ખર્ચ તો આપ આપની પાસેથી જ અદા ફરમાવતા.

## વાદવિવાદો અને ટકરાવથી દૂર :

પાલનપુર નવાબ સાહેબની હકૂમત કેટલીય બાબતોમાં અવરોધરૂપ બની પરંતુ આપે કયારેય ટકરાવની સ્થિતિ પેદા થવા દીધી નહીં. આપ ખૂબ જ સમજદારીથી, ગંભીરતાથી અને શાંતિથી એવો માર્ગ અખત્યાર ફરમાવતા કે ટકરાવની સ્થિતિ ઉભી જ ન થતી. અને આપ આપના મકસદમાં કામયાબ થઈ જતા અને કલ્પના પણ ન આવે એવી રીતે નવાબ સાહેબની મહાત થઈ જતી.

વળી આપ જાહિલ પીરો અને મુલ્લાઓ સાથે કયારેય પણ કોઈ પણ બાબતમાં વાદવિવાદમાં ઉતર્યા જ નહીં. બલ્કે આપ સાથીઓને પણ હંમેશાં તાકીદ કરતા રહેતા કે આ બિદઅતી મુલ્લાઓ સાથે વાદવિવાદમાં ઉતરીને એમને ઉત્સાહિત મત કરો. વાદવિવાદથી એમની હિંમત વધારો નહીં.

વાદવિવાદ કરવાથી અને એમની સાથે દલીલોમાં ઉતરવાથી એ બિદઅતીઓને મદદ મળે છે, એમની બોલબાલા થાય છે અને તેઓ જીદોમાં આવીને પોતાનું સંગઠન ઓર મજબૂત કરે છે. એટલે આપ સૌ લોકોનું ભલું થાય એવા તામીરી કામોમાં ડૂબેલા રહો, સુન્નતોને જીવતી કરો. ઈન્શાઅલ્લાહ ! બિદઅત આપોઆપ મરી જશે, હક ઉજાગર થશે અને બાતિલ એની મેળેજ નાશ પામશે. હંમેશાં સચ્ચાઈને જીવંત કરવાની કોશિશો કરો. બાતિલની પરવાજ ન કરો.

ઈસ સાદગી પે કૌન ન મર જાએ અય ખુદા !
લડતે હૈં ઔર હાથ મેં તલ્વાર ભી નહીં.

**સાદાઈ :**

આપ ખૂબજ સાદગીથી રહેતા અને સાદગીને પસંદ ફરમાવતા. પોતાના કામો આપ જાતેજ અંજામ આપતા. ત્યાં સુધી કે ઘરેલુ કામોમાં પણ મદદ ફરમાવતા. દીનની તબ્લીગ માટે ઊંટ પર સવાર થઈને દૂરદૂર સુધી તશરીફ લઈ જતા. કેટલીયવાર ખાવાનું કે સૂવાનું સમયસર મળતું નહીં તો પણ અલ્લાહની મરજી માનીને બરદાશ્ત કરી લેતા કોઈને ત્યાં મહેમાન થતા તો મેઝબાનને ખોટી તકલીફો ન ઉઠાવવાનું ફરમાવતા અને જેવું હાજર હોય એવું જ રોજીંદુ ખાવાનું લાવવા ફરમાવતા. મોમિન કૌમમાં શરૂથી જ સાદાઈ હતી. આપે એને સાચવી રાખીને સાદગીની જ તાલીમ આપી. આપનો પોશાક પણ ખૂબજ સાદો રહેતો. આપ ખાદીનો ઝભ્ભો પહેરતા અને બીજાઓને પણ તેની તાકીદ ફરમાવતા. બારડપૂરા પાલનપુરમાંઆવેલ પોતાની નાનકડી મસ્જીદની ફાટેલી તૂટેલી ચટાઈ આપનું કાયમી સિંહાસન બની રહી. કોઈ પણ નવો મુલાકાતી આવે તેની સાથે પણ આપ કોઈ પણ જાતના સંકોચ વગર સાદગીભર્યો વહેવાર ફરમાવતા.

**પરહેઝગારી :**

આપની પરહેઝગારી બુલંદ દરજ્જાની હતી. રોજીંદા વહેવારોમાં પણ પરહેઝગારીનું ખાસ ધ્યાન રાખતા. દીની એહકામોની પાબંદી આપના લોહીની સાથે વણાયેલી હતી. ઘડપણને કારણે લાંબા સમય સુધી આપ બિમાર અને કમજોર રહ્યા છતાં પણ ક્યારેય અંગ્રેજી દવાઓનો ઉપયોગ ફરમાવ્યો

નહીં. પોતાની જાતે બનાવેલ દવાઓમાં કોઈ ચીઝ તકવા અને પરહેઝગારીને અંશમાત્ર પણ નુકસાન પહોંચાડનારી દેખાતી તો આપ તેનો ઉપયોગ ફરમાવતા નહીં. લોકોને પણ આપ સાદું જીવન જીવવાની તેમજ અલ્લાહપાક જે હાલતમાં રાખે તેમાં ખુશ રહેવાની તાકીદ ફરમાવતા રહેતા.

કેટલીકવાર બેંકોમાં જમા થયેલ રકમના વ્યાજ વિશેના મસલાઓ લઈને લોકો આપની પાસે પૂછપરછ માટે આવતા તો આપ જવાબમાં ફરમાવતા કે ''પોતાની પાસે એટલી બધી દોલત શા માટે ભેગી કરો છો કે તેને બેંકમાં મૂકવાની મૂંઝવણ ઊભી થાય ?'' લોકોને આપ જીવનની જરૂર પૂરતી દોલતથી કામ ચલાવી વધારાની રકમનો અલ્લાહની મખ્લૂક અને દીનના કામોમાં ઉપયોગ કરવાની સલાહ આપતા.

## મશ્હુર આલિમ-બુઝૂર્ગો સાથેના સંબંધો :

હિન્દુસ્તાનના જાણીતા અને માનીતા બુલંદ દરજ્જાના આલિમ સાહેબો સાથે આપના સંબંધો હતા. પાલનપુર સ્ટેશનેથી એ બુઝુર્ગોને જ્યારે પસાર થવાનું હોય અથવા આસપાસના વિસ્તારોમાં હાજરી આપવાની હોય ત્યારે તેઓ હઝરત મૌલાના મોહંમદ નઝીર સાહેબ (રહ.) ની મુલાકાત માટે જરૂર હાજર થતા અને મૌલાના સાહેબની મુબારક ઝાત મુલાકાતીઓને પ્રભાવિત કર્યા વગર રહેતી નહીં.

પાલનપુર અને એની આસપાસના વિસ્તારોમાં આવેલ દીની ઈન્કિલાબ મૌલાનાનું મહાન કરાનામું હતું જેને લીધે આખા ઈલાકામાં ચોમેર દીનનું અને શરીઅતનું વાતાવરણ જોવા મળતું હતું. દૂરદૂરથી આવનારા નવાનવા મુલાકાતીઓ આ વિસ્તારનો દીની માહોલ જોઈને ખૂબ પ્રભાવિત થતા અને હઝરત મૌલાનાની પાયાની મહેનતો જોઈને એમના દિલોમાંથી આપોઆપ 'વાહવાહ' નીકળી જતી. ખરેખર વલીને તો વલીજ ઓળખી શકે છે.

હઝરત મૌલાનાની પરહેઝગારી અને લિલ્લાહીય્યતને અલ્લાહના સાચા વલીઓજ જાણી શકે છે. એટલેજ મશ્હુર આલિમ સાહેબો જ્યારે પણ પાલનપુર કે આસપાસના વિસ્તારોમાં તશરીફ લાવતા તો તેઓ હઝરત મૌલાના (રહ.) ની મુલાકાતને ખાસ જરૂરી માનતા હતા.

હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.) ગુજરાતમાં કોઈક ઠેકાણે પ્રોગામને કારણે તશરીફ લાવવા પાલનપુર સ્ટેશનેથી પસાર થવાના હતા જેની જાણ હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) ને અગાઉથી થઈ ગઈ હતી. એટલે આપ નક્કી થયેલ દિવસે આબુરોડ સ્ટેશને હઝરત મૌલાના થાનવી (રહ.) ના ઈસ્તકબાલ માટે તશરીફ લઈ ગયા હતા. અને આપ આબુરોડથી પાલનપુર થઈ છેક સિધ્ધપુર સુધી મૌલાનાની સાથે રહ્યા હતા. પોતાના વડીલ બુઝુર્ગ હોવાને નાતે હઝરત મૌલાના મુહંમ્મદ નઝીર સાહેબ (રહ.) હઝરત મૌલાના થાનવી (રહ.) નો ભારે આદર-ઈકરામ ફરમાવતા.

શૈખુલઈસ્લામ હુસૈનઅહમદ મદની (રહ.) પણ પાલનપુરની આસપાસમાં કોઈ કાર્યક્રમ માટે તશરીફ લાવેલા ત્યારે હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને ત્યાં ખાસ મુલાકાત માટે તશરીફ લઈ ગયેલા. એ બંને બુઝુર્ગો આપસમાં ગુરૂભાઈઓ હતા. બંનેના ઉસ્તાદ શેખે તરીકત હઝરત મૌલાના અબ્દુલઅલી (રહ.) હતા. બંને બુઝુર્ગોની એ મુલાકાત મહોબ્બતથી લબરેઝ અને ખુલૂસથી ભરપૂર હતી. મુલાકાત દરમિયાન હઝરત મૌલાના મદની (રહ.) એ ફરમાવ્યું કે : "જો દુઆ કરાવવી હોય તો મૌલાના મુહમ્મદ નઝીર પાસે કરાવો. કારણકે આપે દીનની ખિદમત આખી જીંદગી કોઈપણ જાતનો બદલો લીધા વગર કરી છે. જ્યારે અમોએ તો બદલો લઈને દીનની ખિદમત કરી છે."

ઈ.સ. ૧૯૬૨માં છાપીના તબ્લીગી ઈજ્તેમામાં હાજરી આપવા માટે તશરીફ લાવેલ હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) મૌલાના ઈન્આમુલ હસન સાહેબ (રહ.) અને મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ પાલનપુરી (રહ.) એ ત્રણે બુઝુર્ગો આપની મુલાકાત માટે ખાસ પાલનપુર તશરીફ લાવ્યા હતા અને મુલાકાત બાદ દુઆની દરખાસ્ત પણ કરી હતી.

એજ રીતે શૈખુલહદીસ હઝરત મૌલાના ફખ્રૂલહસન સાહેબ (સદર મુદર્રીસ દારૂલ ઉલૂમ દેવબંદ) છાપીના મદ્રેસાના ઈમ્તેહાન માટે જ્યારે જ્યારે જ્યારે તશરીફ લાવતા ત્યારે દરેક વખતે મૌલાનાની મુલાકાત માટે પાલનપુર જરૂર તશરીફ લાવતા.

હઝરત મૌલાના બદરેઆલમ મેરઠી (રહ.) મુહાજીરે મદની

પાલનપુર નવાબ સાહેબના નિમંત્રણથી પાલનપુર તશરીફ લાવેલા. ત્યારે આપ પણ મુલાકાતને માટે હઝરત મૌલાના (રહ.) ને ત્યાં તશરીફ લઈ ગયેલ અને પહેલીજ મુલાકાતમાં આપની નૂરાની હસ્તીથી ખૂબ પ્રભાવિત થયા હતા.

આપેજ હઝરત મૌલાના (રહ.) ની શાનમાં ફરમાવ્યું હતું કે : "પાલનપુરની નાનકડી મસ્જીદની ચટાઈ પર બેસીને હઝરત મૌલાના મુહમ્મદ નઝીરે (રહ.) એવી મહેનત કરી છે કે જેને પરિણામે પૂરા ઈલાકામાં શરીઅતની બોલબાલા દેખાય છે. ઔરતો ખેતીના કામકાજમાં ડૂબેલી હોવા છતાંય એમના શરીરે બુરખો જોવા મળે છે. માશાઅલ્લાહ પાલનપુરની આસપાસના વિસ્તારોમાં આપે દીની મદ્રસાઓની વણઝાર લગાવી દીધી છે."

દારૂલ ઉલૂમ દેવબંદના મોહતમીમ હઝરત મૌલાના કારી મુહમ્મદ તૈયબ સાહેબ ફરમાવતા કે : "મારે પાલનપુર સ્ટેશનેથી પસાર થવાનું થાય અને મૌલાના મુહમ્મદ નઝીર (રહ.) પાલનપુરમાં મૌજુદ હોય તો હું આપની મુલાકાત કર્યા વગર પસાર થઈ જાઉ એવું બની શકેજ નહીં."

જામિઆ ઈસ્લામિયા દારૂલ ઉલૂમ દેવબંદના સો વર્ષના ઈજલાસમાં હઝરત મૌલાના કારી મુહમ્મદ તૈયબ સાહેબ (રહ.) દારૂલ ઉલૂમ દેવબંદના આલિમ સાહેબોના બુલંદ અખલાક અને કારનામાઓને શાયરીમાં વર્ણવેલ છે. તેમાંથી થોડાક અશ્આર કે જે હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની શાનમાં લખેલાં છે તેમને અહીં રજુ કરું છું. જે ખરેખર હઝરત મૌલાના (રહ.) ની બુલંદ હસ્તીનો આબેહૂબ નમૂનો પેશ કરે છે :-

ઝહે શેખે નઝીર અહમદ બ ગુજરાત  
કે પાલનપુર થા જીનકા મવતને ઝાત

ઈલાકે પર થા છાયા શીર્કો-બિદઅત  
દરૂં ઝુલ્મત બરૂં જેહલો ઝલાલત

નુમાયાં શદ નઝીર અઝ અઝમોહિંમત  
બઅઝમે સાદિકો બા હુસ્ને નિય્યત

કે ખુદ તન્હા થે ઔર આદા બકસરત  
હુઈ આખિર નુમાયાં હક્ક કો કુવ્વત

જિહાલત કે જહાં ફૈલે થે રેલે
મદારિસ કે વહાં હૈં જાલ ફૈલે
હૈં સદહા આજ ઈલ્મે હકકે ખાદિમ
હુએ બિદઅત પસંદ મગ્લૂબો નાદિમ

(અકવાલેસલફ ભાગ-૫; પાન ૧૬૫ લેખક હઝરત શેખ કમરૂઝઝમાં સાહેબ દા. બ.)

## હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના બેમિસાલ કારનામા :

(૧) ઈ.સ. ૧૯૦૫ ની આસપાસ મદ્રસાઓના દીની ઈલ્મથી અને અલ્લાહે ખાસ બખ્શેલ ઈલ્મથી માલામાલ થઈને આપ પાલનપુર તશરીફ લાવ્યા. તે સમયે પાલનપુરનું વાતાવરણ જિહાલત અને અંધકારથી ભરપૂર હતું. આપે એ વાતાવરણને બદલી નાખવા માટે રાતદિન એવી મેહનતો કરી કે ગામડાઓમાં બેશુમાર મદ્રસાઓ કાયમ થઈ ગયાં. જેને પરિણામે જિહાલતનો અંધકાર નાશ પામ્યો અને લોકો દીનના સાચા ઈલ્મની રૌશની તરફ ખેંચાવા લાગ્યા.

(૨) દીનની એ નૂરાની મહેનતોમાં નવાબ સાહેબની નવાબી અને એમનો નવાબી દબદબો આપની ઈલ્મી બુલંદીની સામે કોઈપણ વખતે આપને ડગમગાવી કે પ્રભાવિત કરી શક્યો નહીં. ઉલ્ટું નવાબ સાહેબને આપની દુરંદેશી, મસ્લહતપસંદી અને દીની કામો કરવાના તૌરતરીકાઓથી પ્રભાવિત થવું પડ્યું. એટલું જ નહીં ચાંદ દેખવાના મસલાઓ વખતે ખુદ નવાબસાહેબને આપની બારગાહમાં હાજર થવું પડતું અને હઝરત મૌલાના તરફથી જાહેર થયેલ ફેંસલો દરેકને માથે ચડાવવો પડતો. આપે પોતાના ઈખ્લાસ, અમલ અને અખ્લાકને ક્યારેય પણ નવાબ સાહેબની નવાબી સામે ઝાંખા ન પડવા દીધાં.

(૩) મોમિન કૌમ ઉપર જાહિલ પીરો તરફથી શીઅતની જાળ પાથરવા માટે નિત નવી યુક્તિઓ અપનાવવામાં આવતી હતી. પરંતુ હઝરત મૌલાના (રહ.) પોતાની સૂઝબૂજ, નમ્રતા અને અડગતાથી એ યુક્તિઓને ચૂરચૂર

કરી દઈને સુન્ની મસ્લકની બોલબાલા કરી દેતા હતા. આપની બુલંદ મહેનતોને પરિણામેજ સુન્નતના અલમબરદારો અલ્લાહના ફઝલો કરમથી આજ મોમિન કૌમમાંથી પૈદા થતા રહ્યા. જેને પરિણામે ગળામાં પડેલ જાહિલ પીરોની પીરીની જંજીરો આ કૌમે જરાપણ અચકાયા વગર તોડીને ફેંકી દીધી અને સાચા રેહબરોની રેહબરીમાં એ શિરાતે મુસ્તકીમ (સાંચા માર્ગ) પર ચાલવા લાગી.

(૪) જે લોકોએ દુનિયાની કૌમોની ચડતી પડતી જોઈ છે અને સાંભળી છે. તેઓ પાલનપુર અને તેના આસપાસના ઈલાકામાં આવ્યા બાદ કૌમની બદલી ગયેલી કાયાપલટ જોઈને પ્રભાવિત થયા વગર રહેતા નહીં. તેમને આ કૌમમાં આવેલ દીની ઈન્કિલાબની બહારો જોઈને દિલીખુશી હાસિલ થતી. બેશક એ મહાન દીની ઈન્કિલાબનો સેહરો હઝરત મૌલાના મુહમ્મદનઝીર (રહ.) ને શિરે છે.

હકીકતમાં તો આપનું એકજ કારનામું કે "જિહાલતની અંધારી દુનિયાને ઈલ્મથી પૂરનૂર કરી દીધી આ હજ્જારો કારનામાઓથી ઉત્તમ છે." જેને કારણે માણસને દીની અને દુન્યવી બંને કામ્યાબીઓ હંમેશહંમેશ માટે નસીબ થઈ જાય છે. આપે પચાસ વર્ષ ઉપરાંત સુધી અણથક મહેનતો કરીકરીને નિઃસ્વાર્થ ખિદમતો અંજામ આપી છે. અલ્લાહપાક એમને આખેરતમાં ઉત્તમ બદલો નસીબ ફરમાવો...આમીન...

## જીંદગીના આખરી દિવસો અને વફાત :

હિજરી ૧૩૮૫ના રમઝાનનો મુબારક મહિનો હતો. એકધારી બિમારી અને ઘડપણની લાચારી છતાં આપ રોઝા રાખતા હતા. ૧૭મા રોઝાથી આપની તબિયત કંઈક વધારે ખરાબ રહેવા માંડી. ખૂબજ કમજોરી આવી જવાને કારણે ઘરવાળાંઓએ આપને રોઝા ન રાખવાની અરજ ગુજારી તે છતાં પણ આપ બરાબર રોઝા રાખે જતા હતા. ત્યાં સુધી કે રમઝાનની ૨૦મી રાત્રિએ લગભગ ચાર વાગે આખરી સમય આવી ગયો અને બેશુમાર ખૂબીઓના માલિક એવા એ મર્દેમુજાહિદે ૮૫ વર્ષની ઉંમરે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

## જનાઝાની કેફીયત :

હઝરત મૌલાના (રહ.) ની વફાતની ખબર વીજળીની જેમ સમગ્ર જીલ્લામાં અને દૂરદૂર સુધી પહોંચી ગઈ. લોકોના ટોળાંને ટોળાં આપના આખરી દીદાર માટે આવવા લાગ્યા. ગુસલ અને કફનથી પરવારીને જનાઝો લોકોના અંતિમ દીદાર માટે રાખવામાં આવ્યો. પોતાના લાડીલા દીની રેહબરના દીદાર માટે ગામેગામથી લોકો ઉમટી પડ્યાં હતાં. આ સિલસિલો મોડે સુધી ચાલતો જ રહ્યો. ત્યારબાદ જનાઝો ઉઠાવવામાં આવ્યો.

હઝરત મૌલાના (રહ.) ની મહોબ્બત અને અકીદતમાં ડૂબેલા ગમગીન લોકોનાં આંસૂઓ અને નિસાસાઓનો કોઈ પાર ન હતો. હઝરત મૌલાનાની અમલી જીંદગીની શાહેદી આપતી બારડપૂરાની મસ્જીદની ઇંટે ઇંટ જાણે એ મર્દે મુજાહીદના વિયોગમાં આંસુ વહાવી રહી હતી. ગલીઓ સૂમસાન હતી, મહોલ્લાઓમાં માતમનો સન્નાટો છવાયેલો હતો. આસમાન આહોજારીમાં ડૂબેલું હતું દસેદિશાઓમાં અલ્લાહના એક નૂરાની બંદાના ચાલ્યા જવાથી દર્દોગમનો અંધકાર છવાઈ ગયો હતો.

જનાઝાને કાંધો આપવા આવનાર લોકોથી રસ્તાઓ ઉભરાઈ ગયાં હતાં. જનાઝાને કાંધો આપવા માટે લાંબા લાંબા વાંસ બાંધવામાં આવ્યા હતા. આમ છતાં લોકોની ચિક્કાર ભીડને કારણે ઘણાલોકો કાંધો આપવાથી મહેરૂમ રહી જતા હતા. જનાઝો જાણે લોકોની આંગળીઓ અને માથાઓ ઉપરથી રેશમના ઢગલાની જેમ પસાર થઈ રહ્યો હતો. અન્ય કૌમોના લોકો પણ આ ક્યારેય ન જોયેલા મન્ઝરને હેરતભરી આંખે ગંભીર બનીને જોઈ રહ્યા હતા. "એવું તે કોણ ચાલ્યું ગયું છે કે આટલો બધો માનવ સમંદર એને વિદાય આપવા માટે ઉમટી પડ્યો છે ?" એવો સવાલ જનાઝો જોનારાઓની આંખોમાં ડોકાઈ રહ્યો હતો.

હઝરત મૌલાનાના સગાસંબંધીઓ, સાથીઓ, ચાહકો અને પ્રશંસકો સૌ કોઈની જીભે આપના બુલંદ અખલાકની, બેશુમાર ખૂબીઓની અને અઝીમ દીની ખિદમતોની તેમજ કૌમ ઉપર આપે ફરમાવેલ મહાન અહેસાનોની ચર્ચાઓ અને દુવાઓ લહેરાઈ રહી હતી.

કોઈ શહેનશાહની આખરી સફરને પણ ઝાંખી પાડે એવી નૂરાની શાનથી જનાઝો ધીરેધીરે ઈદગાહના કબ્રસ્તાનમાં આવી પહોંચ્યો. મહાન તબ્લીગી રાહબર મૌલાના ઈસામહંમદ મડાનવી (રહ.) એ કબ્રસ્તાનમાં ટૂંકી તકરીર ફરમાવી. જેમાં હઝરત મૌલાના (રહ.) ની નિઃસ્વાર્થ દીની ખિદમતો, અલ્લાહના દીનને ફેલાવવા માટે આપે આપેલ પુરખુલુસ કુરબાનીઓ અને જીંદગીભર મુસલસલ જારી રહેલ દીની મહેનતોમાં સબ્ર અને હિંમતથી સાબિત કદમ રહેવાની બાબતોને યાદ ફરમાવીને ફરમાવ્યું કે : "આજે આપણને સૌને દીનની જે અણમોલ દૌલત નસીબ થઈ છે તે આ અલ્લાહના નેકબંદા અને દીનના સાચા મુજાહિદની કુરબાનીઓના તુફૈલથી અને બરકતોથી નસીબ થઈ છે. જે જે લોકોએ અલ્લાહના આ સાચા અને ઈખ્લાસથી ભરપૂર દીની ખિદમતગાર બુઝુર્ગને પાલનપુર શહેરમાંથી કાઢી મૂકવાની સાઝીશો કરી હતી અલ્લાહના ગેબી ઈન્સાફે એ લોકોને જ આ શહેરમાંથી નીકળી જવાની ફરજ પાડી. જ્યારે અનેક વિરોધો અને મુસીબતોમાં ઘેરાઈને પણ હઝરત મૌલાના (રહ.) પૂરેપૂરી સબ્ર અને હિંમતથી આખી જીંદગી પાલનપુરમાંજ રહ્યા. ત્યાં સુધી કે આજે આપની વફાત પણ પાલનપુરમાં જ થઈ અને આજે આપ દફન પણ પાલનપુરની આ સરઝમીનમાં જ થઈ રહ્યા છે...જુઓ આખી જીંદગી દીનને માટે દોડધામો કરીકરીને ઝઝૂમનાર મર્દે મુજાહિદ દીનના ઝંડાને લેહરાતો રાખીને આજે આપણા સૌની વચ્ચેથી હંમેશ માટે વિદાય થઈ રહ્યો છે. અલ્લાહજલ્લશાનહૂ એની કબરમાં લાખો કરોડો રહેમતો નાઝિલ ફરમાવે અને હઝરત મૌલાના (રહ.) ની બરકતોથી આપણા સૌની પણ મગફેરત ફરમાવો આમીન..." જનાઝાની નમાઝ હઝરત મૌલાના (રહ.) ના ભાઈ હઝરત મુફતી મોહંમદ અકબર સાહેબે (રહ.) પઢાવી અને આપને પાલનપુર ઈદગાહના કબ્રસ્તાનમાં દફન ફરમાવવામાં આવ્યા.

મસઅલે ઈમાં જલાકર ઈક મુસાફિર ચલ દિયા
હર બશરકે દિલપે છાકર ઈક મુસાફિર ચલ દિયા
મુદ્દતોં રોયેગા પાલનપુર ઈસકે નામકો
નગ્મએ વેહદત સુનાકર ઈક મુસાફિર ચલ દિયા



નોંધ : પાલનપુર અને મુના (જી. પાટણ) માં આજે પણ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની ઔલાદ હયાત છે. જેઓ આપના નૂરાની માર્ગે ચાલી રહી છે. આપના મોટા દીકરા મોહતરમ હઝરત મૌલાના અબ્દુર્રહેમાન સાહેબ પાલનપુરી એ કોમી ખિદમત માટે ઘણીબધી કુરબાનીઓ આપી છે. આજકાલ આપ ઘડપણને કારણે બિમાર છે એટલે આપની તન્દુરસ્તી માટે દુઆની ખાસ દરખાસ્ત કરવામાં આવે છે.

---

## હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) ના નમૂનારૂપ મૌલાના મુફતી મુહમ્મદ અકબરમિયાં સા. (રહ.)

આપ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના નાનાભાઈ હતા. એટલુંજ નહીં આપની પાસેજ દીની તાલીમ પામેલા એવા આપના વ્હાલા શાગીર્દ પણ હતા. આપ પણ ખૂબજ સાદાઈથી રહેનારા, નરમદિલ બુઝુર્ગ હતા. આપ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ના સાચા દીની વારસદાર હતા. તેઓ આપનીજ રિવાયતોનું ચૂસ્તપણે પાલન કરનારા તેમજ દીની વારસાનું પૂરેપૂરું જતન કરનારા હતા. આપ પણ રાતદિન ફતવાઓના જવાબો લખવામાં દીની તાલીમ આપવામાં તેમજ દીની વાએઝો અને નસીહતો ફરમાવવામાં ડૂબેલા રહેતા અને જીંદગીભર અલ્લાહના દીનની ખિદમતના એ મુબારક કામોને અંજામ આપતા રહ્યા. આપ પણ રોજી રોટી માટે હિકમતનો ધંધો ફરમાવતા હતા.

આપના વડીલ મોહતરમ બિરાદર હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબે (રહ.) જે જે મદ્રસાઓ કાયમ કર્યા હતા અને તેની દેખરેખની જવાબદારી નિભાવતા હતા એ મદ્રસાઓની દેખરેખ અને ખિદમતોનું કામ આપે પણ ખૂબજ સારી રીતે જીંદગીભર નિભાવ્યું. એ મદ્રસાઓ ઉપરાંત પણ પાલનપુરની આસપાસના વિસ્તારોમાં આવેલ મદ્રસાઓના ઈમ્તેહાન (પરીક્ષાઓ) લેવા માટે તેમજ દીની વાએઝો અને નસીહતોની ખિદમતો આપવા માટે તશરીફ લઈ જતા હતા.

આપની વાએજ કરવાનો અંદાજ ખૂબજ અસરઅંગેજ હતો. અલ્લાહે આપની ઝબાનમાં મીઠાશ અને દિલમાં ગજબની નરમાશ અતા ફરમાવી હતી. જેથી લોકો ઉપર આપની વાતોની ભારે અસર થતી હતી.

વાએજમાં આપ મોટેભાગે મૌલાના રૂમ (રહ.) ની ફારસી મસ્નવીઓનો ઉપયોગ કરતા અને તેનો તરજુમો તેમજ તફસીર ખૂબજ દર્દીલી વાણીમાં પેશ કરતા. જેનાથી ઘણીવાર વાએજ કરતાં કરતાં આપની આંખોમાંથી આંસૂઓ ઉભરાઈ આવતાં અને સાંભળનારાઓ પણ એની કેફીયતમાં ડૂબી જતા હતાં.

મસ્નવીમાંથી આપ જે અશ્આરનો ખૂબ ઉપયોગ ફરમાવતા એનો નમૂનો અહીં પેશ કરીએ છીએ. આપ અલ્લાહના ઈશ્કમાં પૂરેપૂરા ડૂબેલા હતા. એટલેજ અલ્લાહની મહોબ્બત આપણા દિલોમાં કેવી હોવી જોઈએ તેનો દાખલો આપવા માટે આપ મસ્નવીમાંથી આ અશ્આર પઢતા...જેમાં લૈલા અને મજનૂની મહોબ્બતનું બયાન છે.

"એક માણસે મજનૂને કહ્યું કે તને આ શી ધૂન સવાર થઈ ગઈ છે ? દરિયાની રેતી પર તું આ શું લખી રહ્યો છે ?"

જવાબમાં મજનૂએ કહ્યું કે : "હું રેતીપર લૈલાનું નામ લખી રહ્યો છું મને લૈલાના નામની જ રટ લાગી ગઈ છે હું એના પ્રેમમાં પાગલ થઈ ગયો છું મને દુનિયામાં લૈલા વગર બીજું કશુંજ દેખાતું નથી. જ્યાં જોઉં છું ત્યાં લૈલા જ નજરે પડે છે એટલે રેતીપર એનું નામ લખી લખીને હું મારા દિલને દિલાસો આપી રહ્યો છું એનાથી મને સુકૂન મળે છે."

મતલબકે મજનૂ દરિયાની રેતીપર માત્ર લૈલા-લૈલા જ લખે જતો હતો. એનાથી એના દિલને રાહત મળતી હતી.

"મુઠ્ઠીભર માટીથી બનેલી લૈલા માણસને મજનૂ (પાગલ) બનાવી દે છે. જો મજનૂની મહોબ્બત લૈલાને બદલે અલ્લાહપાકની સાથે હોત તો ખુદા જાણે એ શું નો શું બની જાત ? એનો મરતબો કેટલો બુલંદ થઈ જાત ?"

પછી મૌલાના રૂમ (રહ.) મસ્નવીમાં ફરમાવે છે કે : "શું અલ્લાહની મહોબ્બતનો દરજ્જો લૈલાની મહોબ્બતથી પણ ઉતરતો છે ? હકીકતમાં અલ્લાહની મહોબ્બતમાં વધુમાં વધુ લીન થઈ જવું એ ઘણીમોટી ખુશનસીબી છે."

મૌલાના રૂમ (રહ.) ની આ દર્દ ભરપૂર વાતને આપ તકરીરમાં બયાન ફરમાવતા તો સાંભળનારાઓ ઝૂમી ઊઠતા. આપ ફરમાવતા કે :

"શું અલ્લાહની મહોબ્બત મુઠ્ઠીભર માટીમાંથી બનેલ હાડચામની લૈલા કરતાં પણ ઉતરતી છે ? નહી ! હકીકતમાં તો એ બારીતઆલાની મહોબ્બત માટે તો બંદાએ વધારે જૂનુનથી દોડવું જોઈએ અને તેની મોહબ્બતમાં વધારે લીન થઈ જવું જોઈએ.

ખરેખર તો આ ફાની દુનિયામાં મહોબ્બત કરવાને લાયક એકમાત્ર અલ્લાહની ઝાત છે. એ પાક છે, બેએબ છે, મહાન છે અને સૌથી ખૂબસૂરત પણ ! અને અલ્લાહની મહોબ્બત ક્યારેય નાશ નહીં પામે એ હંમેશ હંમેશને માટે કાયમ રહેનારી છે. કારણકે અલ્લાહની ઝાતપણ હંમેશ હંમેશને માટે કાયમ રહેનારી છે. એ "કૈય્યુમ" હંમેશને માટે કાયમ રહેનાર છે માટે મહોબ્બત તો અમર રહેનારી ઝાત સાથેજ કરવી જોઈએ. નહીં કે નાશ પામનાર ફાની ઝાત સાથે !

વળી આ ફના થઈ જનારી માણસની ઝાત એબોથી ભરપૂર પણ છે એટલે જ મારા વ્હાલા દીની ભાઈઓ ! અલ્લાહપાકની મહોબ્બતનેજ દિલોમાં પેદા કરી લો અને અલ્લાહવાળા બની જાઓ ; રબવાળા બની જાઓ કામ્યાબ થઈ જાઓ, ઈન્શાઅલ્લાહ !"

હઝરત મૌલાના (રહ.) પોતાની વાએજમાં લોકોને "અલ્લાહવાળા બની જાઓ રબવાળા બની જાઓ." વારંવાર કહેતા રહેતા જાણે એ વાક્યો આપના 'તકીયા કલામ' બની ગયા હતા.

આપના આપેલ ફતવાઓ ખૂબજ ઝીણવટભરી માહિતીઓથી ભરપૂર વિગતવાર રહેતા. જેનાથી ફતવો પૂછનારને ખૂબજ સંતોષ અને રાહત મળી રહેતાં. કેટલીકવાર તો મોટામોટા કજીયાઓ વિશે પણ એવો ફેંસલો ફરમાવતા કે બંને વર્ગોને સંતોષ અને શાંતિ થઈ જતી અને ઘણામોટા ફિસાદો અને નુકસાનોથી એ લોકો બચી જતા.

જુમ્આની નમાઝ માટેના ફતવા માટે જે રીતે હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) ની રિવાયત ઉપર અને આપની તમામ શર્તો ઉપર અડગ રહીનેજ ફેંસલો ફરમાવતા બરાબર એજ રિવાયતો અને શર્તો ઉપર અડગ રહીને હઝરત મુફતી મૌલાના મુહમ્મદ અકબર સાહેબ (રહ.) પણ વડીલે મોહતરમ બિરાદરની

જેમ એજ મુમાર્ગ ઉપર સાબિત કદમ રહ્યા અને પાલનપુર શહેર તેમજ આસપાસના તમામ વિસ્તારના લોકોએ પણ આપ સાચા દીની રહબર અને મુફતી હોવાને કારણે આપના જ ફતવાઓ ઉપર અમલ કરવાનું રાખ્યું.

આમ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની જેમ આપે પણ જીંદગીના આખરી શ્વાસ સુધી નિઃસ્વાર્થ પણે, પૂરેપૂરા ઈખ્લાસથી દીની ખિદમતો અંજામ આપી છે. એ રીતે પાલનપુર અને તેની આજુબાજુના તમામ વિસ્તારોમાં વસનારી મોમિન કૌમ ઉપર એ બંને ભાઈઓનો બહુજ મોટો અહેસાન છે. પરવરદિગાર એની શાન પ્રમાણે એમને આખેરતમાં એનો ઉત્તમ બદલો અતા ફરમાવો . .આમીન...

## જન્મ અને તાલીમ :

હઝરત મૌલાના મુફતી મુહમ્મદ અકબર સાહેબ હઝરત મૌલાના મુહંમદ નઝીર (રહ.) ના નાનાભાઈ હતા. આપનો જન્મ ૧૮ જમાદિલ અવ્વલ હિજરી ૧૩૧૫માં પાલનપુરમાં થયો હતો. આપ બાળપણથી જ બુધ્ધિશાળી અને તેજસ્વી હતા. શરૂથી આખર સુધીની તાલીમ આપે તે સમયે પાલનપુરના સ્ટેશન રોડ ઉપર આવેલ મદ્રસએ ઈસ્લામિયામાં મેળવી હતી.

આપના ઉસ્તાદોમાં મૌલાના આઝમખાં સાહેબ ખાસ ઉલ્લેખનીય છે. આપે જ્યારે અરબી કિતાબો પઢવી શરૂ ફરમાવી તો આપની તેજસ્વી બુધ્ધિ અને કાબેલીયત જોઈને મોહતરમ ઉસ્તાદ સાહેબે નીચલા દરજાની કિતાબો પઢાવવાની જવાબદારી આપને સોંપી દીધી અને જ્યારે ફારેગ થવાના હતા ત્યારે આપ અરબી કિતાબો પઢાવા સુધી પહોંચી ગયા હતા. એ રીતે આપની કાબેલીયત બાળપણથીજ મજબૂત અને ઠોશ બની ગઈ હતી. 'દોરએ હદીસ' ની તાલીમ આપે આપના બિરાદરે મોહતરમ હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) પાસેથી લીધી. આપ જ્યારે દીની તાલીમથી ફારેગ થયા તો જાણે પાલનપુરના એ સમયના ઈલ્મી ચિરાગોમાં આપ પહેલા ચિરાગ હતા. આપની સાથે પાલનપુરના બે સાથીઓ બીજા પણ ફારેગ થયા હતા. જેમાંના એક મૌલ્વી મહંમદહુસૈન સાહેબ અને બીજા મૌલવી ગુલામનબી સાહેબ હતા. હિજરી સન ૧૩૪૭નું એ વર્ષ હતું.

## દીની તાલીમ અને તરબીયત :

આપે તાલીમ હાસિલ કરવાના સમયમાં જ તાલીમ આપવાનું પણ શરૂ કરી દીધું હતું એટલે કે એ સિલસિલો કોઈપણ જાતનું વેતન લીધા વગર જીવનભર ચાલતો રહ્યો. એટલેજ આપના શાગીર્દોની સંખ્યા પણ ખાસ પ્રમાણમાં જોવા મળે છે.

## ફતવાની જવાબદારીઓ :

તાલીમમાંથી ફારેગ થયા બાદ હઝરત મૌલાના મુહમ્મદનઝીર સાહેબ (રહ.) એ આપને ફતવાના ઈલ્મની તાલીમ આપી. જેમાં કાબેલીયત હાસિલ કર્યા બાદ આપ ફતવાઓ આપવાનું કામ કરતા અને હઝરત મૌલાના મુહમ્મદ નઝીર (રહ.) પોતે ફતવાને જોઈ ચકાસી તેની ખરાઈ કરીને પોતાની સહીથી રવાના ફરમાવતા. હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની વફાત ની બાદ તમામ ફતવાઓ આપ આપની જવાબદારી ઉપર પોતાની સહી કરીને રવાના ફરમાવતા.

આપે આપેલ ફતવાઓને પાલનપુરના તમામ દીની વિસ્તારોમાં ખૂબજ ઈજ્જત અને ઈકરામની નજરે જોવામાં આવતાં. ફતવાઓની ખિદમતનું કામકાજ એટલું વધી ગયું હતું કે મોટા ભાગનો સમય ફતવા લખવામાં અને બાકીનો સમય દીની તાલીમ અને તરબીયતમાં પસાર થતો. આપનો મોટા ભાગનો સમય એ બે કામોમાં જ ખર્ચાઈ જતો. વળી એ તમામ ખિદમતો કોઈપણ જાતનું વેતન કે બદલો લીધા વગર નિઃસ્વાર્થ ભાવે બેગરજ થઈને અંજામ આપતા રહ્યા. જીંદગીભર તેનો કોઈ બદલો લીધો નથી.

## પાલનપુર વિસ્તારના મદ્રેસાઓ અને તેની દેખરેખ :

હઝરત મૌલાના મુહમ્મદ નઝીર (રહ.) ની વફાત બાદ આસપાસના ગામોમાં આવેલ મદ્રસાઓની વ્યવસ્થા અને દેખરેખનું કામ આપને શિરે આવેલું હતું.

આખરી ઉંમરમાં ઘડપણને કારણે શરીર ખૂબ કમજોર પડી જવા છતાં બાળકોના ઈમ્તેહાન લેવા માટે દૂર દૂરની સફરો ખેડતા અને એને પોતાની ખુશનસીબી માનતા કે શાયદ મારી આ દડમજલ અને દોડધામ અલ્લાહને

પસંદ પડી જાય અને આખેરતમાં મારી નજાતનો જરીઓ બની જાય. આમ કોઈપણ જાતના બદલા વગર મદ્રસાઓની એ ખિદમતો જીવનના આખરી શ્વાસ સુધી નિભાવતા રહ્યા.

## સાંદગી અને પરહેઝગારી

આપ ખૂબ જ સાદાઈથી રહેતા. આપનો પોશાક હંમેશાં દેશી કાપડનો ઝભ્ભો, શરીઅત મુજબનો પાયજામો, દેશી જોડાં અને મામૂલી કાપડની ટોપી અને શરીર ઉપર સફેદ અમામો. આવો પોશાક આપ યુવાનીથી લઈને છેલ્લા શ્વાસ સુધી ધારણ કરતા રહ્યા. ખાવાનું પણ એકદમ સાદું રહેતું કોઈપણ દિવસે કોઈપણ જાતના ખાવાની ફરમાઈશ કરતા નહીં. જે સમયે જેવું મળી જાય તેવું ખાઈ લેતા. વળી, પરહેઝગારીમાં પણ આપ એક બુલંદ મિસાલરૂપ હતા. બધા જ નવાફિલ, તહજ્જુદ, ઈશ્રાક, ચાસ્ત, અવ્વાબીન વિગેરની પાબંદી ફરમાવતા. આરામ કરવા માટે પણ જમીન પર ફકત એક ચાદર પાથરીને સૂઈ જતા અને આંખ ખૂલતાં જ અલ્લાહની ઈબાદતમાં અને એની યાદમાં આંસુ વહાવવામાં લાગી જતા.

## બીમારી અને વફાત :

લગાતાર એકધાર્યા તાવમાં સપડાયેલા રહેવાથી આપનામાં ભારે કમજોરી આવી ગઈ હતી. જેથી ઘરવાળાઓએ આપને માટે ડોકટર બોલાવવાની ઈચ્છા જાહેર કરી. પરંતુ આપે ફરમાવ્યું કે " હું ડોકટરી ઈલાજને જાયઝ માનું છું અને બીજાઓ માટે એની સલાહ પણ આપું છું પણ મારે માટે ડોકટર બોલાવવામાં ન આવે."

આમ આપની અશક્તિ વધતી જ ગઈ. અને લગભગ બેહોશી રહેવા માંડી. એ દિવસોમાં પાલનપુરની આસપાસમાં તબલીગી ઈજ્તેમા હોવાને કારણે હઝરત મૌલાના ઈન્આમુલ હસન (રહ.) અને હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ પાલનપુરી (રહ.) તશરીફ લાવ્યા હતા. એ બંને બુઝુર્ગો મુફતી સાહેબ (રહ.) ની ખૈરખબર પૂછવા માટે આપને ત્યાં તશરીફ લાવ્યા. ખાસો સમય આપની પાસે બેસીને અલ્લાહના કલામો દમ પણ કરતા રહ્યા. પરંતુ બેહોશીને કારણે આપનાથી વાતચીત ન થઈ શકી. આપે ઈશારાથી એ બુઝુર્ગોને

દુઆની દરખાસ્ત કરી. હઝરતજી (રહ.) એ આપની તન્દુરસ્તી માટે દુઆ ફરમાવી. ૫ જમાદિલ સાની હિજરી ૧૩૯૮ ના રોજ ફઝરની નમાઝ બાદ આપ અલ્લાહને પ્યારા થઈ ગયા.

પાલનપુર અને આસપાસના વિસ્તારોમાં હઝરતના વિસાલની આ દર્દનાક ખબર મળતાં જ લોકોના કાફલાઓ જનાઝામાં શરીક થવા માટે બારડપૂરા મસ્જીદ - પાલનપુરમાં એકઠા થવા લાગ્યા. ધીરે ધીરે આપના અકીદતમંદો અને ચાહનારાનો એક વિશાળ હુઝૂમ થઈ ગયો. ઝોહરની નમાઝ બાદ જનાઝો રવાના થયો અને અસરથી પહેલાં પહેલાં આપને આપના દિલોજાનથી પણ અઝીઝ, મોહતરમ, બિરાદર, ઉસ્તાદ તેમજ રેહબર એવા હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ની બાજુમાં જ પાલનપુર - ઈદગાહના કબ્રસ્તાનમાં દફન ફરમાવવામાં આવ્યા. દીન અને દુનિયા બંનેમાં કામ્યાબી હાંસિલ કરીને આપ ૮૩ વર્ષની ઉંમરે આ ફાની દુનિયાને છોડી ગયા....રહેમતુલ્લાહે અલયહ.



# મોમિન કૌમનો ચોથો દૌર



હઝરત મૌલાના મુહમ્મદ ઉમર પાલનપુરી (રહ.)

બેખતર કૂદ પડા આતિશે નમરૂદ મેં ઈશ્ક
અકલ હૈ મેહવે તમાશાએ લબેબામ અભી !

ઈકબાલ (રહ.)

# ચોથા દૌરની અનુક્રમણિકા

| અ.નં. | વિષય | પાના નંબર |
|---|---|---|




## મોમિન કૌમનો ચોથો દૌર :

લગભગ ઈ.સ. ૧૯૫૭ સુધી ગામડાઓમાં મદ્રસાઓ કાયમ થઈ ગયા હતા. પરંતુ ચારે તરફ ફેલાયેલા બેદીનીના વાતાવરણની અને સમગ્ર દેશમાં વ્યાપેલી જિહાલતની અસરો મદ્રસાઓની તાલીમો અને સુધારણાના કામો ઉપર પડેલી હતી.

એટલે જે તાલીબ ઈલ્મો મદ્રસાઓમાંથી દીની તાલીમ અને થોડી ઘણી પણ ઈસ્લામી તરબીયત લઈને આવતા હતા. તેઓ પણ જિહાલતના ચારે તરફ ઘૂઘવતા સમંદરમાં ગરકાવ થઈ જતા હતા. અને પછી તેમનો કયાંય પત્તો લાગતો ન હતો.

કૌમમાં દીનની કોઈ પ્યાસ કે તલબ ન હતી. જેથી તેઓ પોતાના સંતાનોને મદ્રસાઓમાં હોંશે હોંશે પઢવા મોકલે. કે ન તો દીનની કદરો કીમત હતી કે મદ્રસાઓમાં તાલીમ મેળવ્યા બાદ ઈલ્મ મેળવનારાઓની ઈજ્જત અને કદર થાય. અથવા તો એમની વાતોને અદબથી સાંભળવામાં આવે. આવી પરિસ્થિતિમાં ગામડાઓમાં કાયમ થયેલાં મદ્રસાઓ લોકોની રોજબરોજની જીંદગી ઉપર કોઈ અસર પાડી શકતા ન હતા.

વળી જેઓ મોટે ભાગે નિરાધાર અને સગીર વયના હતા તેમને માટે મદ્રસાઓની તાલીમ અને દીની તરબીયત મેળવવાની તમામ વ્યવસ્થાઓ હતી. પરંતુ જેઓ અકલમંદ અને પુખ્તવયના હતા અને જેમને અલ્લાહના હુકમો જાણવાની ખાસ જરૂરી હતી. અને જેઓ દીનની જાણકારી વગર તેમજ બેઅમલીને કારણે અલ્લાહના ગુસ્સા અને ગજબના શિકાર બની રહ્યા હતા એવા યુવાન અને પુખ્ત વર્ગની દીની સુધારણા માટેની કોઈ વ્યવસ્થા ન હતી.

વળી આ નાનામોટા મદ્રસાઓથી આખી જ કૌમને દીની તાલીમ અને તરબીયત આપવી અશક્ય હતી. કે ન તો એ બધાં જ એ મદ્રસા ઓના તાલીબઈલ્મો બની શકતા હતા. અને ન તો તેઓ પોતપોતાના મશ્ગલાઓમાંથી કે ધંધા રોજગારના કામકાજોમાંથી ફુરસદ મેળવી શકતા હતા. એટલે જ મદ્રસાઓ કાયમ હોવા છતાં તેમનાથી સમગ્ર કૌમની તાલીમ અને તરબીયત કરવી બહુ મુશ્કેલ બની રહ્યું હતું.

જો કે આમ તૌર પર તબ્લીગનું કામ દિલ્હીમાં હઝરત મૌલાના ઈલિયાસ (રહ.) એ કેટલાય સમયથી શરૂ કરી દીધું હતું. પરંતુ પાલનપુર અને તેની આસપાસમાં જમાઅતોનું આવવું - જવું શરૂ થયું ન હતું. કયારેક કયારેક બે ચાર વર્ષમાં એકાદ જમાઅત જોવા મળી જતી હતી. બાકી તો પૂરો વિસ્તાર તબ્લીગના કામથી સાવ ઉજ્જડ અને વેરાન હતો. દરેક ગામમાં બે ચાર માણસો તો એવા મળી રહેતા કે જેઓ દીનની તરફ રગબત ધરાવતા હોય. પરંતુ આમ લોકો સુધી દીન પહોંચાડવાની કોઈ વ્યવસ્થા અમલમાં ન હતી.

મોટા ભાગના લોકો દીનના સહી કલમાથી તેમજ નમાઝમાં પઢવામાં આવતી કુરઆની સૂરતો અને દુવાઓથી બેખબર હતા.. જિહાલત ખૂબ જ ઊંચા પ્રમાણમાં છવાયેલી હતી. મોમિન કૌમમાં આવી ચોમેર છવાયેલી બેદીની અને દીનની બેતલબી દૂર કરવા માટે બારીતઆલાએ એના ખાસ ફઝલો કરમથી આ જ કૌમમાંથી હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) ને પેદા ફરમાવ્યા.

આપના બેશુમાર એહસાનો આમ તૌર તમામ ઈસ્લામી જગત ઉપર તેમજ ખાસ કરીને પોતાની મૌમિન બિરાદરી ઉપર રહેલાં છે. આપ મૌમિન કૌમના મહાન ઉપકારક છે. એવું લાગે છે કે જાણે આપની હસ્તી આ કૌમ ઉપર અગાઉ અહેસાનો ફરમાવનાર બુઝુર્ગોની મહેનતોનું અને દુવાઓનું જ ફળ છે. જેને અલ્લાહ તઆલાએ આ જ કૌમમાંથી પૈદા ફરમાવેલ છે.

વ્હાલા વાંચક ભાઈઓ, બુઝુર્ગો !

આવી મહાન અને મુબારક હસ્તીની જીવન દાસ્તાન લખવાનો હકદાર તો એ બંદો છે કે જે વર્ષો સુધી આપની નૂરાની સંગતમાં રહ્યો હોય અને જેણે વર્ષો સુધી આપની પાસેથી તરબીયત મેળવી હોય અને આપના બુલંદ અખ્લાક અને નૂરાની ખૂબીઓથી સારી પેઠે વાકેફ હોય, ખરેખર આપની હસ્તી તો આલમગીર હસ્તી છે અને આપની મહાન ખિદમતો તમામ ઈસ્લામી જગત ઉપર ફેલાયેલી છે.

મારા જેવા હકીર અને નાચીઝ માણસના ગજા બહારની એ વાત છે કે હું આપની જીવન દાસ્તાન સારી રીતે વિગતવાર લખી શકું અને એનો હક અદા કરી શકું.

આમ છતાં મારા જેવો ગુનેગાર બંદો એવી બુલંદ સઆદત હાસિલ કરવાથી મેહરૂમ પણ શા માટે રહી જાય ? એ જ નિય્યતથી જે કંઈ જાણકારી હું મેળવી શકયો છું એને આ કિતાબના હવે પછીના પાનાંઓ ઉપર રજૂ કરવાની કોશિશ કરી રહ્યો છું અને ઉમેદ રાખું છં કે બારીતઆલા એ બુઝુર્ગની નૂરાની દાસ્તાન લખવાની મારી હકીર ખિદમત બદલ મારા જેવા ગુનેગારને એની રહેમતોથી મહેરૂમ નહીં જ રાખે ઈન્શાઅલ્લાહ !

"તું એવું હરગિઝ મત કહે કે : 'એ શાહોના શાહના દરબાર સુધી તારી પહોંચ નથી થઈ શકતી.' ખરેખર તો એની દયાળુ ઝાત માટે કોઈ જ કામ મુશ્કેલ નથી."



# મોમિન કૌમના ચોથા મહાન ઉપકારક હઝરત મૌલાના મુહમ્મદ ઉમર પાલનપુરી (રહ.)

## જન્મ, વતન અને બાળપણ:

આપનું વતન પાલનપુરથી અમદાવાદ તરફ જતા હાઈવેની પશ્ચિમ દિશામાં પાંચેક કિલોમીટર દૂર આવેલ ગઠામણ ગામ છે. આપના વાલિદે મોહતરમ વેપાર ધંધાને કારણે મુંબઈમાં રહેતા હતા. એમનું નામ વઝીરૂદ્દીન હતું અને વાલેદાનું નામ નૂરીબાઈ હતું.

આપનો જન્મ મુંબઈમાં ૫ સપ્ટેમ્બર ઈ. સ. ૧૯૨૯ ના રવિવારની રાત્રે ૧૨ વાગે એટલે કે સોમવારની રાત્રે થયો હતો. હિજરી સન ૧૪૩૮ રબીઉલ અવ્વલની એ ૧૧ મી તારીખ હતી. નામ મુહંમદ ઉમર રાખવામાં આવ્યું હતું.

આપ સાત વર્ષની ઉંમરે હનફીયા સ્કૂલ મુંબઈમાં દાખલ થયા હતા. એના બરાબર એક વર્ષ બાદ ઈ. સ. ૧૯૩૮ માં આપના વાલિદ સાહેબ વઝીરૂદ્દીન નસીરૂદ્દીન ખરોડીયા અલ્લાહને પ્યારા થઈ ગયા. અને આપ નાની વયે જ વાલિદની છત્રછાયાથી મહેરૂમ થઈ ગયા. એ વખતે આપ આઠ વર્ષના માસુમ બાળક હતા. કુમળી વયે વાલિદની છત્રછાયા ગુમાવી દેવાથી કુટુંબ ઉપર તંગદસ્તી અને મુશ્કેલીઓનું મોજું ફરી વળ્યું હતું. પરંતુ અલ્લાહની રેહમત જેની તારણહાર બની જાય એના જીવનની નાવ ગમે તેવા ભયંકર તોફાનોમાં પણ કિનારે પહોંચીને જ રહે છે.

હિફાઝત જિસ સફીને કી ઉસે મંઝૂર હોતી હૈ<br>
કિનારે પે ઉસે ખુદ લા કે તુફાં છોડ જાતે હૈં

બાળક મહંમદ ઉમરની પરવરિશ અને તાલીમ તરબીયતની તમામ જવાબદારી વિધવા વાલેદા નૂરીબાઈને શિરે આવી પડી. જેઓ એક પાકબાઝ અને આખેરતની ભારે ફિકર ધરાવનાર નેક ખાતુન હતા. એમની પાડોશમાં એક બીજાં પણ પરહેઝગાર ખાતુન નામે "મરિયમખાલા" રહેતાં હતાં. આ મરિયમ ખાલાએ તે જમાનામાં "મિશ્કાતશરીફ" સુધીનું ઈલ્મ હાસિલ કરેલું હતું.

મૌલાનાની વાલેદા આ મરિયમ ખાલાની રાતદિન સંગતમાં રહેતાં. અને તેમની પાસેથી દીન અને ઈમાનની વાતો સાંભળતા રહેતા જેને લીધે ખુદાનો ખૌફ અને આખેરતની ફિકર વાલેદાની રગેરગમાં વણાઈ ગયાં હતાં.

ખુદાનો ખૌફ અને આખેરતની આ ફિકર નેક વાલેદાએ પોતાના લાડલા બેટા મહંમદ ઉમરની નસેનસમાં પણ ઘૂંટવાની જીંદગીભર કોશિશ કરી.

આપ (હઝરત મૌલાના મહંમદ ઉમર રહ.) ફરમાવે છે કે : " મારી વાલેદા જો કે ભણેલા ગણેલા ન હતાં. પણ મને આલિમ બનાવવાની એમની ભારે તમન્ના હતી. "

આગળ ફરમાવે છે કે : "વાલેદાને કુરાનેપાક તો મેં શીખવ્યું પણ કુરાનના નૂરાની માર્ગે મને મારી વાલેદાએ ચલાવ્યો. વાલેદા દરરોજ દીન અને ઈમાનની કોઈ ને કોઈ વાત મારા મગજમાં ઉતારતાં.

બાળપણથી જ નબીઓના કિસ્સાઓ - જે કુરાને પાકમાં મૌજૂદ છે વાલેદા મને સંભળાવતાં. અને મારા દિલમાં ખુદાનો ખૌફ પેદા થાય તેવી વાતો કરતાં. કયામતની ખૌફનાકી અને ભયંકર કસોટીથી ડરાવતાં.

એકવાર મને મારાં વાલેદાએ જણાવ્યું કે "મહંમદ ઉમર ! કબરમાં બે ફિરશ્તાઓ આવશે. અને તેઓ ત્રણ સવાલો કરશે. " મારા વાલેદા એ ત્રણે સવાલો અને એના જવાબો પણ મને લાડ પ્યારથી સમજાવતાં."

ત્યાર બાદ વાલેદાએ કબરના અઝાબથી ડરાવવાનું શરૂ કર્યું. તો આપે પ્યારી વાલેદાને જણાવ્યું કે ' મને કબરના ફરિશ્તાઓના સવાલ - જવાબ બરાબર યાદ થઈ ગયા છે. ' તો જવાબમાં વાલેદાએ ફરમાવ્યું કે 'બેટા ! કબરમાં આ ચામડાની જીભ કામ નહી આવે. ત્યાં તો દરેકના અમલની જીભ જવાબ આપશે. બસ ! તમે નેક અમલ કરો અને હરામ - હલાલ શું છે એને બરાબર જાણી લો. અને મને પણ જણાવતા રહો. કારણ કે હું તો સાવ અભણ છું. અને તમે હવે માશાઅલ્લાહ ! ભણવા લાગ્યા છો ! "

કયારેક કયારેક વાલેદા મને એવી નસિહત કરતા કે "બેટા ! જો તને ગીબત કરવાની ઈચ્છા થાય તો તું મારી ગીબત કરજે કે જેથી તારી નેકીઓ મને મળી જાય અને ઘરની મૂડી ઘરમાં જ રહે."

આપ ફરમાવતા કે "એ રીતે મારી વાલેદાનો મકસદ મને ગીબત કરવાથી ડરાવવાનો હતો. કારણ કે માણસ બિચારો બહુ ભોળો છે. પોતાના દુશ્મનની ગીબત કરીને પોતાની નેકીઓ દુશ્મનને આપી દે છે. મેં તો એક એવી આદત બનાવી લીધી છે કે પોતાની જાતને સારાં કામોમાં મશ્ગુલ રાખવી અને અર્થ વગરની બેકાર વાતોમાં ફસાઈને જીંદગીનો કીમતી સમય બરબાદ કરવો નહીં."

કયારેક વાલેદા ફરમાવતાં કે : "સદકા કરવાથી આવનારી બલા દૂર થઈ જાય છે અને આપવા વાળો હાથ હંમેશા ઊંચો રહે છે."

આપ બાળપણમાં જ્યારે વાલેદા પાસેથી દીનની આવી આવી વાતો સાંભળતા તો ખૂબ નરમ સ્વભાવના હોવાથી એ વાતોની દિલ પર ઘેરી અસર થઈ જતી.

એક વેળાની ઘટના વિશે આપ ફરમાવે છે કે : 'મારાં વાલેદાએ મારી સામે કયામતનું આબેહુબ વર્ણન કરતાં કહ્યું કે : 'કયામતના દિવસે આસમાનના ટુકડે ટુકડા થઈ જશે અને ધરતી હચમચી ઉઠશે વિગેરે વિગેરે.

એ રાત્રે હું ઘરમાં નીચે જમીન પર સૂઈ રહ્યો હતો. અને મારો નાનો ભાઈ ચારપાઈ પર ઉંઘતો હતો. અને હું સપનામાં કયામતનું મન્ઝર જોઈ રહ્યો હતો. અચાનક મારો ભાઈ ઉંઘમાં ને ઉંઘમાં ચાર પાઈ ઉપરથી મારી ઉપર પડયો. અને મેં જોર જોરથી બૂમો પાડવાનું શરૂ કરી દીધું કે : 'કયામત આવી ગઈ છે અને હવે નેકી બદીનો હિસાબ આપવો પડશે."

વાલેદાએ દીવો સળગાવ્યો અને ફરમાવ્યું કે : 'ઉમર ! તૂં શા કારણે રડે છે ? નાનો ભાઈ તો ચારપાઈ પરથી પડી ગયો છે એટલે રડે છે "એટલે આપે આંખો પણ ખોલી ન હતી. ને જવાબમાં ફરમાવ્યું કે 'અમ્મા !.કયામત આવી ગઈ છે." આમ પરહેઝગાર વાલેદાના તુફૈલથી બચપણથી જ ખુદાનો ખૌફ અને કયામતની બીક આપની નસેનસમાં વણાઈ ચૂકયાં હતાં.

આપનાં વાલેદા મોહતરમાએ એક વખતે મરિયમ ખાલા પાસેથી એક એવી હદીસ સાંભળી જેનો મફહૂમ છે કે : "જે કોઈ માણસ કુરાને પાક શીખી લેશે તેના મા બાપને માથે કયામતના રોજ અલ્લાહ તઆલા નૂરનો તાજ પહેરાવશે."

આ હદીસ સાંભળીને આપનાં વાલેદા રડી પડયાં અને ફરમાવ્યું કે "બેટા ! તું કુરાન શીખી લે. અને બુખારી શરીફની તાલીમ મેળવી લે." બેટાએ સવાલ કર્યો કે 'અમ્મા મારી નિશાળની તાલીમનું શું થશે?" તો જવાબમાં ખુદાની એ નેક બંદીએ ફરમાવ્યું કે : "બેટા ! એનું જે થવાનું હોય એ થાય બસ ! મારી તો તમન્ના છે કે તું દીનનું ખુદાઈ ઈલ્મ હાસિલ કરી લે. "

## નિશાળની રજાઓમાં પોતાના ગામ ગઠામણમાં :

આ રીતે વિધવા વાલેદા પોતાના લાડલા બેટાનું બાળપણથી જ ઠોશ રીતે ઘડતર કરી રહ્યાં હતાં. નિશાળના પાંચ વર્ષ પૂરા કરીને ઈ.સ.૧૯૪૨માં રજાઓ દરમિયાન આપ વાલેદાની સાથે મુંબઈથી ગઠામણ આવ્યા.

એ જ દિવસોમાં મૌ. અબ્દુલ હફીઝ સાહેબ જલાલપુરી ગઠામણના મદ્રસામાં મુદર્રીસની હેસિયતથી તશરીફ લાવ્યા હતા. તેઓ બેહદ મુખ્લીસ અને પરહેઝગાર આલિમ હતા.

જ્યારે વાલેદાએ મહંમદ ઉમરને મદ્રસામાં મોકલવાનું શરૂ કર્યું તો ઉસ્તાદે આપની સતેજ બુધ્ધિ, હોંશિયારી અને ઈલ્મ ગ્રહણ કરવાની કાબેલીયત જોઈને આપની ઉપર ખાસ ધ્યાન દઈને મહેનત કરવાનું શરૂ કર્યું અને એક જ વર્ષમાં દીનની પચાસ કિતાબો પૂરી કરાવી નાખી.

જ્યારે વાર્ષિક પરીક્ષા આવી તો પાલનપુરથી હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ઈમ્તેહાન માટે ગઠામણ તશરીફ લાવ્યા. હઝરત મૌલાનાએ આપે પૂરી કરેલ પચાસે પચાસ કિતાબોની કસોટી લીધી તો માશા અલ્લાહ ! આપ તમામમાં સારા નંબરે પાસ થયા.

આ જોઈને હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબે (રહ.) નવાઈ પામીને પૂછયું કે : 'આ કોનું બાળક છે ?'

તે સમયે એમના વાલિદ તો લોકોમાં ખાસ જાણીતા હતા નહીં. એટલે કોઈએ આપના દાદા હાજી નસીરૂદ્દીન ખરોડિયાનું નામ દીધું કે આ બાળક એમનો પૌત્ર છે.

તો હઝરત મૌલાના (રહ.) આનંદથી ચોંકી ઉઠયા અને કેમ ન

ચોંકી ઉઠે ? કારણ કે હાજી નસીરૂદ્દીન એ હસ્તી છે કે હઝરત મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) એ આ વિસ્તારમાં અનેક મુશ્કેલીઓ વચ્ચે જ્યારે દીની સુધારણાની ઈન્કિલાબી મહેનત શરૂ કરી તો એવા કપરા કસોટી કાળમાં હાજી નસીરૂદ્દીન ખરોડિયા ગઠામણ ગામના એ ચાર નેક હઝરાતમાંના એક હતા કે જેમણે દીન અને ઈમાનની સાચી રાહને સૌથી પહેલાં અપનાવી હતી. અને હઝરત મૌલાના (રહ.) ની મદદ માટે એમનો જમણો હાથ બનીને ઉભા રહ્યા હતા.

મૌલાના મુહમ્મદ નઝીર સાહેબ (રહ.) ને હાજી નશીરૂદ્દીનની એ કુરબાનીઓ યાદ આવી ગઈ અને અલ્લાહના દીનને માટે એમણે આપેલ કુરબાનીઓનું ફળ પણ આજે આંખોની સામે જ જોઈ રહ્યા હતા. ખરેખર "નિખાલસ દિલની કુરબાની કદી એળે નથી જાતી"

મૌલાનાના ઉસ્તાદ મૌલાના અબ્દુલ હફીઝ સાહેબ પણ પરહેઝગારી અને ઈખ્લાસની જીવંત તસ્વીર સમાન હતા. તે સમયે આપને તન્ખાહ પેટે વીસ રૂપિયા મળતા હતા. વતનમાંથી તેઓ પોતાની સાથે દીકરા અબ્દુલ હસીબ અને એક દીકરીને પણ ગઠામણ લાવ્યા હતા.

તેઓ દર શુક્રવારે પાંચ છ કિલોમીટર ચાલીને ગઠામણથી પાલનપુર તશરીફ લઈ જતા. જ્યાંથી જરૂરી સામાનની સાથે ૬ નંગ મૂળા પણ ખરીદતા. જેનો એક અઠવાડિયા સુધી સાલન માટે ઉપયોગ ફરમાવતા. ૬ નંગ મૂળાને મૌલાના કબાટમાં તાળું મારીને સાચવી રાખતા. દરરોજ એક મૂળાનું શાક બનાવતા. આવી સાદગીથી તેઓ આખું અઠવાડિયું પસાર કરતા.

એક વખતે આપ ફુરસદના સમયે હોજ પર બેસીને કિતાબ "હિદાયતુલ નહવ"નો સબક આપી રહ્યા હતા. એ સમયે આપનો નાનો દીકરો અબ્દુલ હસીબ આપની પાસે આવ્યો. અને કહેવા લાગ્યો : "અબ્બાજાન ! ખૂબ ભૂખ લાગી છે ઘરે જલ્દી ચાલો નહિતર બધી જ સેંગલી (અર્થાત મૂળી) અમે ખાઈ જઈશું" આ હતી અલ્લાહનો દીન શીખવનારાઓની અને એમના ઘરવાળાઓની હાલત અને સાદગી !

વળી વીસ રૂપિયા પગારના બદલામાં પણ ઉસ્તાદ ફક્ત મદ્રસાની ફરજના જ પાબંદ ન હતા. બલ્કે એ ફરજ સિવાયના ફુરસદના

સમયમાં પણ આપ તાલીમ આપવાનું ચાલુ રાખતા. શાગીર્દનો તાલીમ મેળવવાનો શોખ અને ઈલ્મ શીખવાની તેની ભરપૂર લગન મુખ્લીસ ઉસ્તાદને તાલીમ આપવા માટે મજબૂર કરી દે છે.

હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહબ (રહ.) ફરમાવે છે કે : "એક વેળા મારાં વાલેદાએ પાંચ રૂપિયા તોહફા રૂપે ઉસ્તાદની ખિદમતમાં મોકલાવ્યા તો એ નાજુક તબીયતના માલિક ઉસ્તાદ ખુદાના ખૌફથી રડવા લાગ્યા અને "હું તો મારી આખેરતની ભલાઈને માટે મહંમદ ઉમર ઉપર મહેનત કરૂં છું." કહીને આપે એ પાંચ રૂપિયા પાછા મોકલાવી દીધા. કયાં આજના લાલચુ અને ટયૂશનિયા ઉસ્તાદો અને કયાં એ જમાનાના બેગરજ અને મુખ્લીસ ઉસ્તાદો !

વર્ષ દરમ્યાન એક વખતે મૌ. અબ્દુલ હફીઝ સાહેબને વતનમાં જવાનું થયું તો આપે મૌલાનાનાં વાલેદાને સંદેશો મોકલાવ્યો કે : 'હું આપના દીકરાને મારી સાથે વતનમાં લઈ જાઉં. જેથી એની તાલીમનું નુકસાન ન થાય'

વાલેદાની તમન્ના દીકરાને આલિમ બનાવવાની તો હતી જ એટલે ભારે તંગદસ્તીની હાલતમાં પણ ૫૦ રૂપિયા ઉધાર લઈને મૌલાનાને આપ્યા અને પોતાના લાડલા દીકરાને ખુદાઈ ઈલ્મ હાસિલ કરવા માટે મુખ્લીસ ઉસ્તાદની સાથે જવાની હોંશે હોંશે રજા આપી દીધી.

## દુનિયા કદમોમાં આવશે :

એ જ દિવસોમાં મુંબઈથી સગાસંબંધીઓ આવી આવીને મૌલાનાની વાલેદાને સમજાવવા લાગ્યા કે નિશાળના ભણતરમાં મુહમ્મદ ઉમર સારી રીતે આગળ વધી રહ્યો છે. તેની હોશિયારીને લીધે જ ૨૬ જેટલા ચાંદીના રાણી છાપ સિક્કાનું ઈનામ પણ મેળવી ચૂકયો છે. પછી એને મદ્રસાની તાલીમ અપાવીને મૌલવી મુલ્લો બનાવીને શું કરશો ?

ત્યારે વાલેદાએ પૂરેપૂરી હિંમત અને વિશ્વાસથી એ સૌને જવાબ આપતાં ફરમાવ્યું કે : "તમે બધાં દુનિયા દુનિયા કરો છો પણ જો જો !દુનિયા તો એક દિવસે ઈન્શાઅલ્લાહ એના કદમોમાં આવશે"

આમ, મૌલાના પોતાના ઉસ્તાદ સાથે એમના વતન તરફ રવાના થઈ ગયા. ત્યાં ઉસ્તાદે એમને પાંચ-છ મહિના સુધી દીની તાલિમ આપી. ત્યાર બાદ એમને સૌ પ્રથમ ઓકટોબર ઈ.સ. ૧૯૪૪માં દારૂલ ઉલુમ દેવબંદમાં દાખલ કરાવ્યા. દારૂલ ઉલુમમાં દાખલ થવા માટેની કસોટી શેખુલ અદબ હઝરત મૌલાના એઝાઝ અલી (રહ.) સાહેબે લીધી અને દાખલા બાદ જરૂરી કિતાબો 'કન્ઝુલદકાઈક' વિગેરે ત્યાંથી જ મળી ગઈ. એ દિવસોમાં આપે દીની ઈલ્મ હાસિલ કરવા માટે રાતદિન જોયા વગર જીવ નીચોવીને મહેનત કરી. ખાવા પીવાની કે આરામની અંશ માત્ર પરવા કર્યા વગર બાવીસ-બાવીસ કલાક સુધી આપ ઈલ્મની મહેનતમાં ડુબેલાં રહેતા. ફક્ત બે એક કલાક આરામ ફરમાવતા. એકધારી મહેનત, ઉજાગરા, ખાવા પીવાની અનિયમિતતા વિગેરેને પરિણામે આપનું આરોગ્ય જોખમાયું અને ટી. બી. જેવો તે સમયે ભયંકર ગણાતો રોગ લાગુ પડી ગયો.

વાર્ષિક ઈમ્તેહાન આપ્યા બાદ ઈ.સ. ૧૯૪૫માં ફરી આપ મુંબઈ આવવા રવાના થયા. મુંબઈમાં થોડોક સમય રહી એક ચિલ્લાની જમાઅતમાં આપ દિલ્હી મરકઝ પર પહોંચ્યા.

હઝરતજી મૌલાના યુસુફ સાહેબે (રહ.) તે સમયે આપનું હીર પારખી લીધું હતું. હઝરતજીએ આપને સલાહ આપી કે મુંબઈમાં રહીને દીની તાલીમ પૂરી કરો. તે દિવસોમાં જ આપે હઝરતજી પાસેથી બૈત પણ ફરમાવી.

ત્યારબાદ મુંબઈમાં થોડોક કારોબાર શરૂ કરી આપે મદ્રસામાં તાલીમ લેવાનું શરૂ કરી દીધું.આપની દરેકે દરેક મુશ્કેલીમાં બારી તઆલાએ કોઈ ને કોઈ માર્ગ કાઢી આપીને આપની ગેબી રહેબરી ફરમાવી. હઝરત મૌલાના શરૂથી જ પોતાના વડીલ બુઝુર્ગોની સલાહને માથે ચડાવીને જ કોઈપણ કામકાજ કરવાના આદિ હતા. અને એમાં જ આપની કામ્યાબીનું રહસ્ય સમાયેલું હતું.

બારીતઆલા તરફથી રાતદિન ગેબી મદદોનો વરસાદ તો વરસતો જ રહે છે પણ દરેક માણસ પોતાની લગન, મહેનત અને અલ્લાહની તૌફીક પ્રમાણે જ તેનો લાભ મેળવી શકે છે.

## મુંબઈમાં દીની તાલીમ અને નિકાહ :

ઈ. સ. ૧૯૪૬ના મે મહિનાની ત્રીજી તારીખે આપે નિકાહખ્વાનીની મુબારક રસમ અદા કરી. અને રૂખ્સતીની રસમ ચાર વર્ષ બાદ ૫મી મે ઈ.સ. ૧૯૫૦ ના શુક્રવારે અમલમાં આવી.

સાથે સાથે હઝરતજી મૌ. યુસુફ (રહ.)ની સલાહ મુજબ આપે મુંબઈમાં જ રહીને દીની તાલીમ અને કિતાબોનો અભ્યાસ ચાલુ રાખ્યો. વાલેદા મોહતરમની ઈચ્છા તો શરૂથી જ આપને દીની તાલીમ અપાવવાની હતી જ. આમ એ બંને પ્રેમાળ બુઝુર્ગોની ઉમ્મીદો અને દુઆઓએ સોનામાં સુગંધનું કામ કર્યું. મુંબઈમાં રહીને આપ તાલીમ મેળવવામાં પૂરેપૂરા ડૂબી ગયા. આપે જલાલેન શરીફના વર્ષમાં બયાનુલ કુર્આનનો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો.

ઈ. સ. ૧૯૫૨માં મંગલી કંદોરી મસ્જીદમાં આપે ઈમામત શરૂ ફરમાવી. એ દિવસોમાં આપ સપ્તાહના સાત દિવસોમાંથી ૬ દિવસ રાત સુધી સળંગ તાલીમમાં ડૂબેલાં રહેતા. અને એક દિવસ માટે ઘેર જતા. ત્યારે મમતાના અણખૂટ ખજાના જેવા વાલેદાને ઘરમાં દીન અને ઈમાનની વાતો સંભળાવતા. એ સમયે વાલેદા ફરમાવતા કે "બેટા ઉમર ! તમારી આ દીની વાતો આજે તો હું એકલીજ સાંભળી રહી છું. પરંતુ ઈન્શાઅલ્લાહ એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે લાખો ઈન્સાનોની ભીડ તમારી પાસેથી દીન અને ઈમાનની વાતો સાંભળશે."

આમ આપના મુખ્લીસ વાલેદા મોહતરમે કરેલ બંને ભવિષ્યવાણીઓ બારીતઆલાએ સંપૂર્ણપણે સાચી કરી બતાવી. પહેલી ભવિષ્યવાણી એ હતી કે દુનિયા તારા કદમોમાં આવશે અને બીજી એ કે દીન અને ઈમાનની વાતો તારી પાસેથી લાખો માણસો સાંભળશે.

હઝરત મૌલાના સાહેબ (રહ.) એ વિષે ઘણી વાર ફરમાવતા રહ્યા કે : "જે કોઈ પણ દીન અને ઈમાનની મહેનત સાચા દિલથી અને લગનથી કરશે અલ્લાહ તઆલા એને "દુનિયા પગે પડેલી" આપશે. ("દુનિયા પગે પડેલી" એ ખાસ મૌલાનાના શબ્દો છે) અને જે કોઈ દીન અને ઈમાનની મહેનત નહી કરે તેને પણ દુનિયા તો મળશે પણ "માથે ચડેલી" મળશે." આપની તમામ જીંદગી આ વાતની ઠોશ ગવાહી આપે છે.

દીની તાલીમ હાસિલ કરવાની આપની મહેનતો પૂરજોશમાં ચાલી રહી હતી પણ કુટુંબની હાલત ખૂબ જ મુશ્કેલીઓ ભરેલી હતી. આમ છતાં આપ તો મક્કમતાના અને હિંમતના પહાડ સમાન હતા. કોઈ પણ મુશ્કેલીઓને ધ્યાનમાં લાવ્યા વગર આપ એક જ ધૂન અને એક જ લગનમાં મગન રહીને તાલીમ મળવી રહ્યા હતા. આપે "મિશ્કાત" ના વર્ષમાં 'મઝાહિરે હક' નો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો. વળી, એ દરમ્યાન આપ ક્યારેક ક્યારેક તબ્લીગના કામમાં ચિલ્લો પણ લગાવતા.

## ચાર મહિના માટે તબ્લીગી જમાઅતમાં :

એ દિવસોમાં દિલ્હી મરકઝથી એક જમાઅત મુંબઈ પહોંચી હતી. જેના અમીર હતા કારી અબ્દુરશીદ ખુરજવી સાહેબ. આપની તશ્કીલ ચાર મહિના માટે કરવામાં આવી. મૌલાના સાહેબ (રહ.) તૈયાર થઈ ગયા અને બિસ્તરો લઈને જમાઅતની સાથે સ્ટેશને પહોંચી ગયા.

આ બાબતની જાણ મૌલાનાના સગા સબંધીઓને થતાં તેઓ પણ સ્ટેશને પહોંચી ગયાં. એ લોકો મૌલાનાને એમના કુટુંબની તંગદસ્તી અને ઘરેલુ મુશ્કેલીઓનો ખ્યાલ કરીને જમાઅતમાં જવાનો ઈરાદો મુલ્તવી રાખવા સમજાવવા માંડયા.

પણ એ જ જમાઅતના એક સાથી મુન્શી અનિસે (ઈદારએ ઈશાઅત દીનીયાત) મૌલાનાને એક તરફ લઈ જઈને જણાવ્યું કે : "મૌલાના ઉમર ! જો તમે નબીઓવાળું કામ કરશો તો અલ્લાહ તમારું નુકસાન નહીં થવા દે. બલ્કે દુનિયા અને આખેરતમાં તમોને પણ ચમકાવશે અને તમારી બિરાદરીને પણ."

દિલસે જો બાત નિકલતી હૈ અસર રખતી હૈ
પર નહીં થઈ તાકતે પરવાઝ મગર રખતી હૈ

મુન્શી અનિસ સાહેબના દિલમાંથી નીકળેલા એ શબ્દો સાંભળતાં જ મૌલાનાએ જમાઅતમાં જવાનો પોતાનો ઈરાદો ઓર મજબૂત કરી નાખ્યો અને બિસ્તર લઈને અલ્લાહને ભરોસે જમાઅતની સાથે રવાના થઈ ગયા.

મૌલાના સાહેબ (રહ.) ઘણી વાર ફરમાવતા કે "મારા એ ચાર મહિના આજ સુધી પૂરા નથી થઈ શકયા અને અલ્લાહ કરે કયારેય પૂરા ન થાય !" બારી તઆલાએ આપની એ દુઆ પણ કબૂલ ફરમાવી લીધી અને જીંદગીના આખરી શ્વાસ સુધી દીની તબ્લીગના એ જ મુબારક માર્ગે ચાલતા રહ્યા ત્યાં સુધી કે અલ્લાહની રાહમાં જ જીંદગીની આખરી ઘડીઓ પણ આવી ગઈ.

એ જમાઅત કામ કરતી કરતી જ્યારે દિલ્હી પહોંચી તો આપના બુઝુર્ગવાર અને ખેરખ્વાહ હઝરતજી મૌલાના યુસુફ સા. (રહ.) એ આપને સલાહ આપી કે : "મુહમ્મદ ઉમર ! હવે તમે તમારી તાલીમ પૂરી કરી લો."

આપની તાલીમ એ દિવસોમાં "મિશ્કાત" સુધી થઈ ચૂકી હતી અને "દૌર એ હદીસ" બાકી હતો. મૌલાના જમાઅતનો સમય પૂરો કરીને મુંબઈ તશરીફ લઈ ગયા.

આપની આ તમામ દડમજલમાં અનેક મુશ્કેલીઓ અને અડચણો આવી ત્યાં સુધી કે આપ દેવેદાર થઈ ગયા. સાથે સાથે કુટુંબના ભરણપોષણનો સવાલ પણ મોં ફાડીને સામે ઉભો હતો. આમ છતાં આખેરતની ફિકર અને ઉમ્મતનું દર્દ દિલમાં પેદા થઈ ગયું હતું. તાલીમ પૂરી કરવી પણ જરૂરી હતી કારણ કે વહાલસોયી વાલેદાની પણ એ જ તમન્ના હતી અને એ જ તમન્ના આપના બુઝુર્ગવાર અને ખેરખ્વાહ હઝરતજી મૌ. યુસુફ સા. (રહ.) ની પણ હતી.

આપના વાલેદા મોહતરમે હવે ઘડપણ ને કારણે ચારપાઈ પકડી લીધી હતી. હરવા ફરવાથી અને જોવા સાંભળવાથી પણ તેઓ લાચાર થઈ ગયા હતા. આમ દરેકે દરેક રીતે ભયંકર મુશ્કેલીઓનો સામનો હતો.

આમ છતાં ય આપે તાલીમના મુબારક મકસદ માટે સફરનો ઈરાદો કરી લીધો અને એ માટે વાલેદા પાસે રજા માંગી. વૃધ્ધ અને બિમાર વાલેદાએ આંસુભરી આંખે ફરમાવ્યું કે : "જાઓ બેટા !" અને બધી જ ચિંતાઓ અલ્લાહને સોંપી દઈને એ કરીમ ઝાત ઉપર પૂરો ભરોસો રાખીને આપ તાલીમ પૂરી કરવા માટે દેવબંદ રવાના થઈ ગયા.

## દારૂલ ઉલુમ દેવબંદમાં બીજીવાર દાખલો :

મુંબઈથી દિલ્હી પહોંચીને તબ્લીગી મરકઝની મસ્જીદમાં આખા રમઝાન

માસનો એતેકાફ કરીને આપ દારૂલ ઉલુમ દેવબંદમાં ૧૧મી જૂન ઈ.સ. ૧૯૫૫માં બીજી વાર દાખલ થયા. દાખલ થવા માટેની પરીક્ષામાં આપ પાસ થયા. અને આપે ચાહ્યું હતું તે મુજબ ''દૌર એ હદીસ'' ની તાલીમ શરૂ થઈ ગઈ.

એ સમયમાં તાલીમી દુનિયાના અજોડ ઉસ્તાદો દારૂલ ઉલુમ દેવબંદમાં મૌજૂદ હતા. ખાસ કરીને શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની (રહ.) જેવી બુલંદ પાયાની હસ્તી આપના બુખારી શરીફની ઉસ્તાદ હતી. આપ તાલીમમાં એકદમ ડૂબી ગયા.

આમ છતાં પોતાના ખેરખ્વાહ મુરબ્બી હઝરતજી મૌ. યુસુફ (રહ.) ની એક નસીહત રાતદિન આપના ધ્યાનમાં રહેતી હતી કે ''તમારે તાલીમની સાથે સાથે તબ્લીગનું કામ પણ જારી રાખવાનું છે. મુહમ્મદ ઉમર ! તમે તબ્લીગમાં એટલા બધા ન ડૂબી જજો કે તાલીમનું નુકસાન થાય અને તાલીમમાં પણ એટલી હદે મશ્ગુલ ન થઈ જજો કે તબ્લીગના કામનું નુકસાન થાય.''

હઝરતજી મોહતરમની આ નસિહતને ધ્યાનમાં રાખીને આપે દર સપ્તાહના ચાર કલાક તબ્લીગના કામ માટે અલગ ફાળવી નાખ્યા. એ ચાર કલાકમાં જ આપ એક સપ્તાહના તબ્લીગી કામોનું આયોજન કરી નાખતા. એ રીતે તાલીમ અને તબ્લીગ એ બેઉ બેહદ જરૂરી કામો બરાબર જારી રહેતાં. આ એ સમયની વાત છે કે જ્યારે દારૂલ ઉલુમ દેવબંદ તો શું પણ આખા દેશમાં તબ્લીગના કામનો આમ તૌર પર કોઈ માહોલ હતો જ નહીં.

તાલીબ ઈલ્મો મોટે ભાગે એમ માનતા હતા કે તબ્લીગના કામમાં અણસમજ અને ઓછી બુધ્ધિના માણસો જોડાય છે અથવા તો બુધ્ધિશાળી અને સમજદાર લોકો પણ એમાં જોડાઈને અણસમજુ અને મંદ બુધ્ધિના બની જાય છે.

એવામાં ત્રિમાસિક ઈમ્તેહાન નજીક આવી ગયું. મૌલાનાનો તંતુ તો અલ્લાહથી જોડાયેલો હતો. એટલે આપે દિલ રેડીને બારગાહે ખુદાવંદીમાં દુઆ ગુજારી અને જ્યારે ઈમ્તેહાનનું પરિણામ જાહેર થયું તો આપ ખૂબ સારા ગુણોથી જ નહીં બલ્કે તમામે તમામ કિતાબોમાં સારી રીતે કામ્યાબ થઈને ''દૌર એ હદીસ''માં પહેલા નંબરે પાસ થયા.

મૌલાનાની આ બુલંદ કામયાબી જોઈને તાલીબ ઈલ્મો પણ આપની તેજસ્વી બુધ્ધિ અને ઈલ્મી કાબેલીયતથી આપના ચાહક અને અકીદતમંદ બની ગયા. આપે એ મૌકાનો ખૂબ સારો લાભ ઉઠાવ્યો. અને એમની પાસેથી તબ્લીગનું ખૂબ સારું કામ લીધું.

## વાલેદાની વફાત :

આપનાં વાલેદા મોહતરમાનો જ્યારે આખરી વખત એકદમ નજીક આવી ગયો તો સગાં સંબંધીઓએ પૂછ્યું કે "દેવબંદથી મુહમ્મદ ઉમરને પણ બોલાવી લઈએ ? " તો વાલેદાએ ફમારવ્યું કે "ના, ના એને બોલાવશો નહીં. એ દીનના કામે ગયેલો છે. મારા હાથ તો નેકીઓથી ખાલી છે. એટલે મારી આખેરતની બક્ષિસનો જરીઓ તો એ જ બનશે. અને કયામતના દિવસે જ્યારે અલ્લાહ મને પૂછશે કે : "તું દુનિયામાંથી શું સાથે લાવી છે ?"

તો હું અરજ કરીશ કે "અય અલ્લાહ !" મારા કલેજાના ટુકડા જેવા એક લાડલા બેટાને તારી રાહમાં નિછાવર કરીને આવી છું. જેને હું તો કદીપણ દૂર રાખું નહીં પણ અય ખુદા ! ફક્ત એક તારે ખાતર મારા એ લાડલાને મેં મારી આંખોથી દૂર કરી દીધો છે."

જ્યારે ઈન્તેકાલની ઘડીઓ એકદમ નજીક આવી ગઈ તો વાલેદાએ ફરમાવ્યું કે "મને કયાંકથી સુગંધ આવી રહી છે." હકીકતમાં તો એમનાં નાક, કાન, આંખો કેટલાય વખતથી સાવ નકામા થઈ ગયાં હતાં.

થોડીકવાર બાદ એમણે ધ્રુજતા અવાજે સલામ કરી અને આછી મુસ્કાન વેરીને લગભગ બેહોશ થઈ ગયાં. જ્યારે હોશમાં આવ્યાં તો ઘરવાળાંઓએ પૂછ્યું કે "અમ્મા ! " આપે સલામ કોને કરી હતી ? અને ધીમું ધીમું હસ્યા કેમ હતાં ?

તો વાલેદાએ ફરમાવ્યું કે "મેં મારા લાડલા બેટા મહંમદ ઉમરને બે ફિરશ્તાઓની વચ્ચે જોયો એટલે એને સલામ કરી અને તેને જોઈને હું ખુશીથી મુસ્કુરાઈ."

ત્યારબાદ એ પરહેઝગાર અને નેકખાતૂન દુનિયામાં અનેક કઠણાઈઓ અને મુસીબતો વેઠીને, અનેક પ્રકારની કડવાશો સહન કરીને પોતાના

પ્રાણપ્યારા બેટાને આખેરતની કામયાબી માટે અલ્લાહની રાહમાં દીની ઈલ્મથી શણગારીને બારીતઆલાને હવાલે કરી આ ફાની દુનિયાને અલ્વીદા કરી ગયાં. તા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૫૫નો એ દિવસ હતો.

ત્યારબાદ એક વખતે હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબે (રહ.) આપનાં વાલેદા મોહતરમાને ખ્વાબમાં જોયાં. તો આપે પૂછ્યું કે "અમ્મા! આપ ક્યાં છો ?" તો અમ્માએ અરબીમાં જવાબ આપ્યો કે : "અના ફિલ જન્નાહ...હું જન્નતમાં છું." અને ફરમાવ્યું કે : "બેટા! તમે મને હજ નથી કરાવી." મૌલાનાએ ત્યારબાદ પોતાની વાલેદાની પણ હજ અદા કરાવી અને ઈસાલે સવાબ કર્યો.

## કેટલીક ઔરતો તમામ ખાનદાનને દીનદાર બનાવવામાં જરીઓ બને છે :

હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ફરમાવે છે કે "બાળપણમાં મારા વાલેદા દરેક વખતે મને સાથેજ રાખતાં. ત્યાં સુધી કે રાત્રે પણ મને અલગ ન કરતા તેમજ દીન અને ઈમાનની વાતો ખૂબ સંભળાવતા અને નમાઝ લાંબી અદા કરતા તેમજ દુવા પણ લાંબી લાંબી માંગતા. આપણને સૌને પેદા કરનાર અને આપણા સૌનો માલિક અલ્લાહ છે એવું મને ખૂબખૂબ સમજાવતા.

એક વખતે ગઢામણમાં અમારા મહોલ્લામાં આવેલ એક ઘરનું વેચાણ થયું. વાલેદાએ મને પૂછ્યું કે કોનું ઘર વેચાયું ?" તો જવાબમાં મારાથી કહેવાઈ ગયું કે : "એ ઘરનો માલિક કોઈ પારસી હતો." મારા મોંઢેથી નીકળેલ માલિક શબ્દ સાંભળીને વાલેદા મારાથી નારાજ થઈ ગયાં. કે "બેટા માલિક તો ફક્ત એક ખુદા છે. તમે પારસીને માલિક શા માટે કહ્યો ?"

છેવટે મરિયમ ખાલાની જામીનગીરી અને ભલામણથી વાલેદા રાજી થઈ ગયાં. આવો હતો આપની વાલેદાનો જમાનો અને બાળપણમાં પોતાની ઓલાદની તરબીયત કરવાનો નેક ખાતુનનો તરીકો ! જે આપણે સૌને માટે ઈબરત લેવા જેવી બાબત છે.

જિસે તૂ ગમ સમઝતા હે; ખઝાના હૈ મસર્રતકા !<br>
જિસે તૂ ચશ્મેતર કેહતા હૈ; સરચશ્મા હૈ રેહમતકા !

## સમયની કદર અને કિંમત :

હઝરત મૌલાનાની તાલીબ ઈલ્મીનો સમય ખૂબજ તંગદસ્તીમાં અને મુશ્કેલીઓમાં પસાર થઈ રહ્યો હતો. ત્યાં સુધી કે દીવો સળગાવવા માટે તેલ ન હોવાને કારણે તે સમયે લગાવવામાં આવતા સસ્તા પરના ફાનસોના અજવાળામાં કિતાબોનું વાંચન કરતા. પોતાનો જરા જેટલો સમય પણ આપ બેકાર જવા દેતા નહીં.

જો કોઈ સગોસંબંધી મદ્રસો જોવાને બહાને આવી જતો તો આપના દિલમાંથી 'ઈન્નાલિલ્લાહ ' નીકળી જતું...કે હવે સમય બરબાદ થશે !

એવામાં કોઈ સાથી મદ્રસો દેખાડનાર મળી જતો તો આપ ખુશ થઈ જતા. કે ચાલો સમય બચી ગયો. આ હતી આપના દિલમાં સમયની કદર અને કિંમત !

સમયની આ કદર અને કિંમતના કારણેજ આપે છ માસિક ઈમ્તેહાનમાં પણ બુલંદ કામ્યાબી મેળવી. મૌલાના પોતાની કામ્યાબી વિશે ફરમાવે છે કે : ''પેપરોના જવાબોમાં વધારાની જરૂરી વિગતો અને નોંધો પણ હું ખૂબ વિસ્તારથી લખતો. ઉપરાંત હદીસોના જવાબોમાં હઝરતજી મૌલાના યુસુફ (રહ.) પાસેથી સાંભળેલ ઈલ્મી વાતોને પણ જ્યાં જ્યાં જરૂર દેખાય ત્યાં જોડી દેતો. આવા લખાણો પેપર તપાસનાર ઉસ્તાદોને મન નવી વાત સમાન હતાં.'' એજ રીતે વાર્ષિક ઈમ્તેહાનમાં પણ ઉત્તમ નંબર મેળવીને દોરએ હદીસમાં આપ બીજા નંબરે કામયાબ થયા. ૮મી એપ્રિલ ૧૯૫૬ના દિવસે આપ તાલીમમાંથી ફારેગ થયા.

## રજાઓમાં દિલ્હી મરકઝમાં હાજરી :

મકતબે-ઈશ્ક કે કાનૂન નિરાલે દેખે
ઉસકો છુટ્ટી ન મિલી જીસને સબક યાદ કિયા

આપની દીની તાલીમ પૂરી થઈ ચૂકી હતી સાથેજ રજાઓ પણ પડી ગઈ હતી. એ સમયે વતનમાં ઘેર જવા માટેનાં અનેક કારણો પણ મૌજૂદ

હતાં. જેમકે બાળકોની અને કુટુંબીઓની મુલાકાત વળી સાથે ઘણી મોટી રકમના દેવાનો બોજ ! ઉપરાંત આપ વહાલામાં વહાલી વાલેદાના ઈન્તેકાલ વેળા પણ હાજર રહી શક્યા ન હતા સાથેજ સગાંસબંધીઓની મુલાકાત વિગેરે વિગેરે...

આમ વતનમાં ઘેર જવા માટેનાં ચોક્કસ કારણો મોજૂદ હોવા છતાં પોતાના કરમફરમા બુઝુર્ગ હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) ની અને તબ્લીગના કામની અકીદત અને મહોબ્બતને કારણે આપ રજાઓમાં દિલ્હી મરકઝ પર તશરીફ લઈ ગયા.

ઉમ્મતનું જે દર્દ હઝરતજી (રહ.) ને નસીબ થયું હતું એજ દર્દ આપના દિલમાં પણ તબ્દીલ થઈ ચૂક્યું હતું. કલ્મએ તૌહિદ "લાઈલાહા ઈલલલ્લાહ" નો ફેલાવો કરવાના તકાદા સામે આપને દુન્યવી દરેકે દરેક તકાદો અર્થ વગરનો અને બેમકસદ દેખાતો હતો.

દિલ્હી મરકઝ પર પહોંચતાંજ હઝરતજી (રહ.) એ આપને તબલીગના કામે એક ચિલ્લા માટે અલીગઢ અને ખુરજા તરફ રવાના કર્યા. (આ એજ ખુરજા છે કે તાલીમથી ફારેગ થયા બાદ જ્યાં આપની પહેલી સફર થઈ અને જીંદગીની છેલ્લી સફર પણ એજ મુકામે થયેલ.

ઈ.સ. ૧૯૫૨માં મુંબઈથી જે જમાઅતે આપની ચાર મહિનાની તશ્કીલ ફરમાવી હતી અને ચાર મહિનાં જીંદગીના આખરી શ્વાસ સુધી પૂરા ન થયા એ જમાઅતના અમીર સાહેબ કારી અબ્દુર્રશીદ (મર્હુમ) આજ ખુરજાના વતની હતા.)

ખુરજામાં આપે તબલીગનું ખૂબ કામ કર્યું. એ સમયે અલીગઢમાં અને યુનિવર્સિટીમાં તબ્લીગના કામનો કોઈ માહૌલ ન હતો. છતાંય આપે અહીં ખૂબજ મક્કમતાથી અને મહેનતથી કામ કર્યું અને ચિલ્લો પૂરો કરીને આપ ફરીથી દિલ્હી મરકઝ પર તશરીફ લઈ ગયા.

મરકઝની મસ્જીદમાં હઝરતની સાથે દસ દિવસનો એતેકાફ ફરમાવ્યો. ત્યારબાદ અલીગઢના ઈજતેમાની મહેનતને માટે આપ બીજીવાર એ તરફ રવાના થઈ ગયા.

આપ દરેક ઈજતેમામાં વારંવાર ફરમાવતા કે : "ભાઈઓ ! તબ્લીગનો આ રસ્તો જોઈને ચાલવાનો નથી પણ ચાલીને જોવાનો છે" અને એ નૂરાની મારગ ઉપર આપ પોતે પણ શરૂથી એજ અદાથી ચાલી રહ્યા હતા.

અલીગઢના ઈજતેમામાંથી પરવારીને આપ ટ્રેનમાં દિલ્હી મરકઝ તરફ રવાના થયાં આપની સાથે એક જમાઅત પણ હતી.જેની સામે આપ તાલીમ ફરમાવી રહ્યા હતા. એજ ડબામાં એક તરફ હઝરતજી મૌલાના યુસુફ (રહ.) અને હઝરતજી મૌલાના ઈન્આમુલહસન સાહેબ (રહ.) એ બંને બુઝુર્ગો પણ અરસપરસ મશ્વેરામાં ડૂબેલા હતા.

આપને એ બંને બુઝુર્ગોએ પાસે બોલાવ્યા અને તશ્કીલ બાદ ફરમાવ્યું કે "મૌલાના ઉમર ! શું આપ જમાઅત લઈને મક્કાશરીફ જઈ શકશો ? ત્યાં પહોંચીને હજ પણ અદા કરવાની છે અને બીજી હજનો સમય આવે ત્યાં સુધી આખું વર્ષ ત્યાં કામ પણ કરવાનું છે. બીજી હજ અદા કરીનેજ પાછા આવવાનું છે. શું આપ આટલી લાંબી મુદ્દત સુધી મક્કાશરીફ રોકાઈ શકશો ?"હઝરત મૌલાના મનને મારીને પણ તૈયાર થઈ ગયા આપે બુઝુર્ગોના હુકમ સામે ચૂંકે ચાં કર્યા વગર 'હા' કહી દીધી.

જ્યારે આપ મુશ્કેલ સંજોગોમાં પણ પોતાના તમામ તકાદાઓને કુરબાન કરી દઈને દાઅવતના કામ માટે તૈયાર થઈ ગયા તો અલ્લાહની મદદના દરવાજા પણ આપને માટે ખુલ્લાં થઈ ગયાં.

જ્યારે આપ મક્કાશરીફ જવાની નિય્યતથી મુંબઈ પહોંચ્યા અને ભાઈઓ સાથેના સહિયારા કારોબારનો હિસાબ તપાસ્યો તો ખબર પડી કે બધાંજ ભાઈઓ ઉપર માશાઅલ્લાહ ! હજ ફરજ થઈ ચૂકી હતી. ખરેખર બારીતઆલા તરફથી નાઝિલ થયેલ આ એક ખુલ્લી બરકતજ હતી. આપ પોતાની જમાઅત સાથે મોટાભાઈને પણ હજ માટે લઈ ગયા.

મોટાભાઈ હજ અદા કરીને પાછા આવ્યા અને મૌલાના તબ્લીગના કામ માટે ત્યાંજ મશ્ગુલ રહ્યા ત્યાં સુધી કે બીજે વર્ષે નાનાભાઈ હજ માટે મક્કાશરીફ પહોંચ્યા પાછા ફરતાં જમાઅત સાથે નાનાભાઈ પણ હતા. આમ અલ્લાહના ખાસ ફઝલોકરમથી ત્રણે ભાઈઓની હજ થઈ ગઈ.

નોંધ : આપ ઘણીવાર ફરમાવતા કે જયારે હું પહેલીજવાર ઈ.સ.૧૯૫૭માં હજ પઢવા માટે ગયો તો બયતુલ્લાહ શરીફમાં અલ્લાહની સામે દુઆ માંગી હતી કે "અય અલ્લાહ દુનિયાના ગમોથી મારા દિલને આઝાદ કરી દે અને દીનની દઅવતની ફિક્રથી મારા દિલને તરબતર કરી દે અને આપે ફારસીનો શેર સંભળાવ્યો જેનો તરજુમો છે : "તમામ દુનિયામાં જેને કોઈ ગમ ન હોય એવો એકપણ માણસ નથી અને જો હોય તો તે ઈન્સાન નથી."

બારીતઆલાએ હઝરત મૌલાનાની એ દુવા કબૂલ ફરમાવી અને આપના મોટાભાઈ જનાબ અબ્દુલકરીમ સાહેબ જીંદગીભર હઝરત મૌલાના અને આપના કુટુંબીઓની તમામ જરૂરીયાતોની દેખભાળ કરતા રહ્યા અને આપના નાનાભાઈ જનાબ યુસુફ સાહેબ સહિયારા કારોબારને સંભાળતા રહ્યા. શરૂથીજ એ બંને ભાઈઓએ હઝરત મૌલાનાને દીની કામની મહેનત માટે ફારેગ કરી દીધા હતા.

---

મુંબઈ પહોંચતાજ હઝરત મૌલાનાની તરતજ તશ્કીલ થઈ ગઈ અને મુંબઈથી ૧૮ માણસો તૈયાર કરીને હૈદરાબાદ થઈને દિલ્હી મરકઝ પર પહોંચવાનો કાર્યક્રમ તૈયાર થઈ ગયો. એ સમયે હઝરત મૌલાનાને પૈસાની ભારે તંગી હોવાને કારણે કોઈની પાસેથી સો રૂપિયા કરજ લઈને જમાઅતની સાથે હૈદરાબાદ રવાના થઈ ગયા અને તબ્લીગનું કામ કરતાં કરતાં આપ દિલ્હી મરકઝે પહોંચ્યા.

વિચાર કરો કે દારૂલઉલૂમ દેવબંદમાં દાખલ થવા પહેલાં આપની ચાર મહિનાની તશ્કીલ થઈ હતી. ત્યારબાદ સળંગ ત્રણ વર્ષ પસાર થઈ જવા છતાં આપ તબલીગની લગનમાં બાલબચ્ચાંની પાસે વતનમાં જઈ શક્યા નહીં. અને દરેક દીની તકાદાને પૂરેપૂરી કુરબાનીઓ સહીત પૂરો કરતા રહ્યા.

આપના બુઝુર્ગવાર હઝરતજી મૌલાના યુસુફ (રહ.) એ ખાસ તવજજોહ ફરમાવીને આપનું ઠોશ ઘડતર કર્યુ હતું. કારણકે આપ સાચા અર્થમાં નાયબે રસૂલ (સ.અ.વ.) અને ખલીફતુર્રસૂલ (સ.અ.વ.) બનવાના હતા.

આપના સગાંસંબંધીઓ આપને લેવા માટે દિલ્હી મરકઝ પર પહોંચી ચૂક્યા હતા. હવે હઝરતજીએ આપને વતનમાં ઘેર જવાની મંજૂરી

અતા ફરમાવી. આવી ખુશીની ઘડીઓમાં પણ તબલીગના એ દીવાનાએ અરજ ગુજારી કે : ''મારી સાથે એક જમાઅત મોકલી આપો એ રીતે હું તબ્લીગનું કામ કરતો કરતો વતનમાં જઈશ.''

પણ મૌલાના સાહેબ (રહ.) ની માંગણીના જવાબમાં હઝરતજી (રહ.) એ ફરમાવ્યું કે 'હવે આપ સીધા ઘેરે જાઓ અને ત્યાં જ રહીને દાઅવતનું કામ જારી રાખો.'

હવે અલ્લાહ અને રસુલ (સ.અ.વ.) અને આપના લાવેલ તરીકાની સાથે મૌલાનાનો ગાઢ નાતો બંધાઈ ચૂકયો હતો. જેને જીંદગીના આખરી શ્વાસ સુધી ગમે તેવા દુન્યવી સંજોગો કે પરિસ્થિતિઓ તોડી શકયા નહીં.

આપ જાહેરી અને ભીતરી તમામ ખૂબીઓથી માલામાલ થઈને ખુદ ઝળહળી રહ્યા હતા અને હવે કૌમને પણ એવીજ રીતે ઝળહળતી કરવાની આપને ચિંતા હતી સને ઈ.સ. ૧૯૫૭ના વર્ષના આખરી હિસ્સામાં આપ માદરેવતન ગઠામણ (પાલનપુર) તશરીફ લાવ્યા.

## મૌલાનાની મુબારક ઝાત ખાસ કરીને મોમિન કૌમ માટે ખૈરો બરકતનો જરીઓ છે :

આપની ખુદાદાદ સૂજબૂઝ અને દૂરંદેશી કેવી ગજબની હતી કે ઈલ્મ હાસિલ કરવા માટે પણ ઈ.સ. ૧૯૪૪માં આપે દારૂલઉલૂમ દેવબંદ જેવી બુલંદ દરજ્જાની તાલીમગાહ પસંદ ફરમાવી. જે સમગ્ર ઈસ્લામી જગતમાં કુરાન અને હદીસના ઈલ્મ માટે બેમિસાલ છે અને ત્યાંના મોહતરમ ઉસ્તાદ સાહેબો પણ પોતપોતાના હુનરમાં અજોડ મુકામ ધરાવતા હતા.

અને કામ પણ એવું હાથમાં લીધું કે આપ (સ.અ.વ.) ના જમાનાની બાદ જગતમાં જેની મિસાલ મળવી મુશ્કેલ છે અને હઝરતજી મૌલાના યુસુફ (રહ.) જેવા કામિલ મુરબ્બીની બેઅત અને ખિલાફત (વારસો) પામવાની ખૂશનસીબી પણ હાસિલ કરી જેમનું યકીન એક માત્ર અલ્લાહની ઝાત ઉપર પૂરેપૂરું અને ઠોશ હતું. વળી કુરાન અને હદીસ તેમજ સહાબા કિરામ (રદી.) વિશેના ઈલ્મમાં પણ જેઓ અજોડ હતા.

જેમની મુબારક મહેનતોને પરિણામે અલ્લાહના ફઝલો કરમથી

તબલીગનું કામ સમગ્ર દુનિયામાં ફેલાઈ ગયું અને જેમણે આપ (સ.અ.વ.) ના જમાનાની યાદી તાજી કરાવી દીધી.

(૧) તાલીમ માંટે દેવબંદની પસંદગી (૨) ઉમ્મતની ખિદમત માટે તબ્લીગના કામની પસંદગી અને (૩) દીની રહેબરી માટે હઝરતજી મૌલાના યુસુફ (રહ.) ની પસંદગી એ ત્રણે બાબતોમાં આપ મોમિન કૌમના તમામ દીની રહેબરોમાં સૌથી મોખરે રહેવાવાળાઓમાંના એક છે. આમ મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ની મુબારક ઝાત મોમિન કૌમ માટે ફખ્ર અને ગૌરવની બાબત છે. આપ તમામ મોમિન બિરાદરી ઉપર એહસાન ફરમાવનારા બુઝુર્ગોમાં ચોથા દીની રાહનુમા છે.

મોમિન કૌમ ઉપર સૌથી પહેલાં એહસાન ફરમાવનાર સૈયદ કબીરૂદ્દીન (રહ.) ની મુબારક ઝાત છે. જેમની મારફતે તમામ કૌમને ઈમાનની દૌલત નસીબ થઈ છે.

બીજા દીની રાહનુમા સૈયદ પીર મશાયખ (રહ.) છે. જેમણે દીન અને ઈમાનની રૌશનથી ભરપૂર એક નૂરાની ગ્રંથ ગુજરીબોલીમાં લખીને કૌમની ખિદમતમાં ભેટ ધર્યો છે.

ત્રીજા દીની રેહબર હઝરત મૌલાના મુહંમદ નઝીર સાહેબ (રહ.) છે કે જેમણે હઝરત સૈયદ પીર મશાયખ (રહ.) ની નૂરાની કિતાબથી તમામ કૌમને ખૂબખૂબ વાકેફ ફરમાવી અને કૌમની આવનારી પેઢીઓના દિલોમાં પણ દીનના નૂરાની ઝરણાં વહેતાં રહે એ માટે ગામડેગામડે દીની મદ્રેસાઓના અંબાર ખડકી દીધા.

અને ચોથા દીની રેહબર હઝરત મૌલાના મહંમદ ઉમર (રહ.) એ તો પોતાની અગાઉના ત્રણે બુઝુર્ગોની દીની મહેનતોને કૌમના એકે એક માણસના દિલમાં જીવંત કરવાની આખરી શ્વાસ સુધી અણથક મહેનત ફરમાવીને જિહાલત અને ગુમનામીની ખાઈઓમાં ખૂંપી ગયેલી કૌમને માન સન્માન-ઈજ્જત આબરૂ અને શોહરતની બુલંદ ટોચે પહોંચાડી દીધી.

ઉપરોક્ત ચાર બુઝુર્ગો ઉપરાંત પણ અલ્લાહના કેટલાંય નેકબંદાઓનાં આ કૌમ ઉપર એહસાનો રહ્યા છે. હકીકતમાં તો એમ લાગે છે કે હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) આ કૌમના અગાઉના તમામ દીની

રેહબર એવા બુઝુર્ગોની જીંદગીભરની દુઆઓના જાણે મુબારક ફળ સમાન હતા. જેમને બારીતઆલાએ ખુદ મોમિન કૌમમાંથી જ પૈદા ફરમાવ્યા.

હઝરત મૌલાના મહંમદ ઉમર (રહ.) ને વર્ષોની એકધારી અને લાંબીલાંબી સફરોમાં અનેક મુશ્કેલીઓ અને વિરોધો સામે બાથ ભીડવી પડી હતી. પરંતુ એ મુશ્કેલીઓ અને વિરોધો આપના અડગ ઈરાદાઓને ડગમગાવી શક્યા ન હતા. આપ માશાઅલ્લાહ મજબૂત યકીન, ઠોશ ઈમાન અને ભરપૂર સબ્ર જેવી બુલંદ સિફતો હાસિલ કરી ચૂક્યા હતા. એટલેજ દીનના કામો કરતાં કરતાં અને ઉમ્મતને સાચા માર્ગે લાવવાની મહેનતો કરતાં કરતાં હારી કે થાકી જવાનો કે કૌટુંબિક ઉલઝનોમાં અટવાઈ જવાનો સવાલ જ પેદા થતો ન હતો.

ચલા જાતા હું હંસતા ખેલતા મૌજે હવાદિસ સે<br>
અગર આસાનિયાં હોં, ઝિંદગી દુશ્વાર હો જાએ

ઉમ્મતમાં દિનબદિન વધી રહેલ બેદીની અને શરીઅત વિરૂદ્ધના વાતાવરણથી આપ બાખૂબી વાકેફ થઈ ગયા હતા. વળી કૌમની નાડને આપે બરાબર પારખી લીધી હતી. એટલેજ આપે કલમાની અને ઈમાનની મહેનતને પોતાની જીંદગીનો સૌથી જરૂરી મકસદ બનાવી લઈને એજ બુલંદ મકસદની પાછળ જીંદગી નિછાવર કરી દીધી.

દુનિયાની શાનો શૌકત અને બુલંદીઓ આપની નજરમાં અર્થહીન અને તુચ્છ બની ચુકી હતી. હવે જગતની કોઈ પણ તાકાત કે વિરોધ આ મુબારક કામ માટે આપને ડગમગાવી શકે કે રોકી શકે તેમ હતાં જ નહીં.

આપ એવાજ મક્કમ મનોબળ અને લોખંડી ઈરાદાઓ સાથે પોતાના મોહતરમ વડીલની ઈજાજત મેળવીને માદરેવતનમાં તશરીફ લાવ્યા હતા.

હવે આપની સામે ચીલ્લા કે ચાર મહિનાનો સવાલ રહ્યો ન હતો બલ્કે જીંદગીની એકએક પળ એકે એક ઘડીને આ પ્રાણથી પણ પ્યારા માર્ગ ઉપર નિછાવર કરી દેવાની ધૂન અને દીવાનગી આપને સવાર થઈ ગઈ હતી. દિલમાં રોશન થઈ ગયેલી ઈમાનની ચિનગારીઓ આપને ચેન અને આરામથી જંપીને બેસવા દેતી ન હતી.

હુઝુરે અકરમ (સ.અ.વ.) અને સહાબાએ કિરામ (રદી.) ની અણમોલ શહાદતોથી સીંચાયેલ દીન અને ઈમાનના બાગની સુગંધોથી સૌ પ્રથમ પોતાની કૌમને લાભ પહોંચાડવાની આપને લગની લાગેલી હતી. એટલેજ સૌથી પહેલાં આપે આપની મહેનતોનું મેદાન પોતાની કૌમને બનાવી અને એની સામે ઈમાનની દાઅવત પેશ કરી તેમજ ખાસ કરીને પૂરી કૌમને માટે ભલાઈ અને બરકતરૂપ સાબીત થયા.

## માદરેવતન ગઠામણથી તબ્લીગના કામની શરૂઆત :

દીની તાલીમ અને તબલીગની લાંબી સફર પૂરી કરીને આપ લગભગ ઈ.સ. ૧૯૫૭ના આખરમાં જ્યારે ગઠામણ તશરીફ લાવ્યા તો ગામવાળાઓએ ત્યાંના વાતાવરણની કેફિયત આપની સામે પેશ કરી કે "આપને છેક મક્કા શરીફ સુધી તબ્લીગનું કામ કરવાની ચિંતા છે પણ અહીં આપણા ગામનો મદ્રસો તો વેરાન થઈ રહ્યો છે."

ગઠામણ ગામના અને આસપાસના વિસ્તારના લોકો માટે એ સમયે તબ્લીગનું કામ સાવ નવી બાબત હતી. ચિલ્લાથી લોકો અણજાણ હતા. એટલે ગામ લોકોએ ભેગા થઈને હઝરત મૌલાનાને ગામના મદ્રસામાં બાળકોને તાલીમ આપવા માટે મજબૂર કર્યા.

મૌલાના એક શર્ત સાથે એ માટે તૈયાર થઈ ગયા અને ફરમાવ્યું કે : "અઠવાડીયામાં ચાર દિવસ બાળકોને દીની તાલીમ આપીશ અને બાકીના ત્રણ દિવસ હું તબ્લીગનું કામ કરીશ અને એના બદલામાં કંઈપણ લઈશ નહીં." પગાર વગરનો મૌલ્વી ચાર દિવસ તો ચાર દિવસ માટે પણ ગામ લોકોને ગનીમત લાગ્યો એટલે શર્ત મંજૂર કરી લીધી.

નક્કી થયા મુજબ આપ ચાર દિવસ મદ્રસામાં તાલીમ આપતા અને બાકીના ત્રણ દિવસ તબ્લીગના કામમાં લાગી જતા એ રીતે ત્રણ દિવસની અને દસ દિવસની જમાઅતો બનાવી બનાવીને આસપાસના વિસ્તારોમાં અને રાધનપુર વિગેરે રવાના કરતા રહેતા.

આપે તબ્લીગનું આ કામ પૂરેપૂરી લગનથી જીવ રેડીને શરૂ કર્યું ત્યાં સુધી કે એક સમય એવો આવ્યો કે આખું ગઠામણ ગામ પુરૂષો અને ખાસ કરીને યુવાનોથી ખાલી થઈ ગયું.

આ હાલત જોઈને પુરૂષોમાં અંદરોઅંદર ચણભણ થવા લાગી કે : 'અમોને તો ઘરમાં રહેવા પણ મળતું નથી.'

છેવટે ગામ લોકોએ મૌલાનાને અરજ કરી કે : "આપને તબ્લીગના કામમાંથી નવરાશ ન મળતી હોય તો મદ્રસાનું કામ બંધ કરી દો."

મૌલાના તો મદ્રસાના કામ માટે પહેલાંથી જ તૈયાર ન હતા. હવે તો 'ભાવતુંને વળી વૈદે કીધું' જેવો ઘાટ થયો અને આપે આપનો તમામ સમય તબ્લીગને માટે વકફ કરી દીધો.

આપના દિલમાં ઉમ્મતનું દર્દ લહેરાઈ રહ્યું હતું એટલે આપ મસ્જીદની ઈમામત કે મદ્રસાના ઉસ્તાદ તરીકેની જ ફરજ બજાવીને કયાંથી સંતોષ લઈ શકે !

આપને તો માત્ર પોતાના ગામ કે પોતાની કૌમનેજ નહીં પરંતુ આખી દુનિયાને દીન અને ઈમાનનો પૈગામ આપવો હતો તેમજ કલમા અને દીનની હકીકતોને લોકોના દિલોમાં ઉતારવી હતી. હુઝુરે અકરમ (સ.અ.વ.) એ લાવેલ દીન અને ઈન્સાનીયતનું દર્દ ઉમ્મતમાં ફેલાવવું હતું. એ માટે આપે પૂરી કૌમ તરફ ધ્યાન આપ્યું. બારીતઆલા તબક્કે તબક્કે આપની પાસેથી દીનનું કામ લઈ રહ્યા હતા.

સબક પઢ ફિર સદાકતકા, અદાલતકા, શુજાઅતકા
લિયા જાએગા તુઝસે કામ કૌમોંકી ઈમામતકા

## પાલનપુરની આજુબાજુમાં તબલીગનું કામ :

તબ્લીગના કામ માટે શરૂશરૂમાં આપે મોમિન બિરાદરીના ગામોને મેદાન બનાવ્યાં. એ સમયે લોકો તબલીગના કામથી સાવ બેખબર હતા. એટલે એની તરફ એમનું ખાસ ધ્યાન પણ હતું નહીં. કેટલાંક લોકો નવાઈથી, કેટલાંક હકની તલબથી તો કેટલાંક જાતજાતના વાંધા વચકાઓથી તબ્લીગના કામને જોતા હતા. આવી હાલત આખા ઈલાકાની હતી.

અલ્લાહના દીનની દાઅવત આપનારામાં જે જે ખૂબીઓ હોવી જોઈએ જેમકે મજબૂત ઈમાન, અખૂટ સબ્ર અને સહનશક્તિ. સાદાઈ અને અલ્લાહની રેહમતો ઉપરનો પાકો વિશ્વાસ એ તમામે તમામ ખૂબીઓ બારીતઆલાએ

એના ફઝલો કરમથી આપને ભરપૂર માત્રામાં બક્ષી હતી. વળી હઝરત મૌલાના ઈલિયાસ (રહ.) એ નક્કી કરેલ આ કામના નૂરાની ઉસૂલો આપની નસેનસમાં વણાયેલાં હતાં.

આપ બેચાર સાથીઓ બનાવીને એક ગામમાં દીનની દાઅવતનો પોગ્રામ બનાવતા. મસ્જીદમાં જ્યારે આપનું બયાન થતું તો માટે ભાગે આપ કુરઆને પાકના કિસ્સાઓવાળી આયતો પોતાના ખાસ મીઠા લહેજામાં પેશ ફરમાવતા. એ આયતોની મીઠી લહેજતમાં આખોને આખો મજમો ડૂબી જતો અને ત્યારબાદ દિલ ખોલીને પોતાની વાત સમજાવતા. આપ ફક્ત તકરીર કરવાને ખાતર તકરીર નહોતા ફરમાવતા બલ્કે આપના દિલમાં એ તમન્ના રેહતી કે એકએક માણસ પોતાની વાતના મર્મને અને સારને સમજે કારણ કે એસમયે ઉર્દૂ સમજનારાઓ પણ આટામાં લૂણ બરાબર હતા.

આપ મોટેભાગે ગુજરાતીમાં બયાન ફરમાવતા અને તબલીગના કામની જરૂરીયાત અને હકીકતને ખૂબ ઊંડાણથી સમજાવતા આમ લોકોમાં તબ્લીગના કામ તરફ લગાવ પેદા કરવા માટે તેમજ મુબારક એ કામ માટે લોકોને તૈયાર કરવા માટે આપે ઈલાકાનું લગભગ એકએક ગામ ખૂંદી નાખ્યું.

આપની આ દીની મહેનત ખૂબજ કઠણાઈઓ અને મુશ્કેલીઓથી ભરપૂર હતી. મોટાભાગની સફરો પગે ચાલીનેજ થતી. છતાં વરસાદ, શરદી, ગરમી કોઈપણ અડચણ આ નૂરાની કામ માટે આપને રોકી શકતી નહીં.

ત્યારબાદ ધીરેધીરે આજુબાજુના બેચાર ગામોના માણસોને એક જગ્યાએ ભેગા કરતા અને એમની સામે બયાન ફરમાવીને એમની તશ્કીલ ફરમાવતા.

એ સમયની તશ્કીલ પણ અલગ પ્રકારની રહેતી. લોકો આ કામની મહત્તાને સમજ્યા ન હતા એટલે એ માટે બહારગામ નીકળવાનો તો સવાલ જ પેદા થતો નહીં એવી હાલતમાં એમને ખૂબ ભાર દઈદઈને કાકલૂદીઓ આજીજીઓ કરીકરીને સમજાવવામાં આવતા અને લોકોના મજમામાં બધાની સામે ઊભા રાખીને નામ લખવામાં આવતાં અને શરમનો માર્યો કોઈ અલ્લાહનો બંદો નીકળવાં માટે તૈયાર પણ થઈ જતો. લોકો જેમજેમ આ કામ માટે બહાર નીકળવા લાગ્યા તેમતેમ એમને આ કામ અને તેની

જરૂરીયાત સમજમાં આવવા લાગી. ધીરેધીરે પછી તો એક સમય એવો આવી ગયો કે આ કામ માટે નીકળનાર પોતાને નીકાળનારને દુવાઓ આપતો. કારણકે બહાર નીકળ્યા બાદ પોતાની જિહાલત અને દીની કમજોરીઓનો તેને ખૂબ સારી રીતે અનુભવ થઈ જતો.

ક્યારેક ક્યારેક લોકો અનેક જાતના મૂંઝવી દેનાર સવાલો અને વાંધા વચકા ઊભા કરતા પણ હઝરત મૌલાના કોઈપણ જાતની દલીલબાજીઓ કે વાદવિવાદોમાં અટવાયા વગર ખૂબજ નમ્રતાથી, આજીજીથી ને દૂરંદેશીથી કામની સમજ આપતા રહેતા અને ફરમાવતા કે "આ કામ માટે નીકળો ઈન્શાઅલ્લાહ ! તમારી બધીજ મૂંઝવણો દૂર થઈ જશે."

"બળજબરી અને હઠધર્મી છોડી દે અને આજીજીને અપનાવી લે. કારણકે જ્યાં આજીજી હોય છે ત્યાં અલ્લાહની રહેમત નાઝિલ થાય છે."

આપ તબલીગના કામમાં વાંધા ઉઠાવનારા કે તેની ટીકા કરનારાઓને ખૂબજ સારી રીતે દાખલો આપીને સમજાવતા કે : "જો પેશઈમામ જે નમાઝમાં શરીક ન હોય એવાનો 'લુકમો' લઈલે તો નમાઝ ફાસિદ થઈ જાય છે. એટલે 'લુકમો' આપવા માટે પણ નમાઝમાં દાખલ હોવું જરૂરી છે."

"એજ રીતે તબલીગના કામમાં માણસ પોતે ન નીકળે કે ન જોડાય તો એમાં વાંધા વચકા કાઢવા પણ બેકાર છે માટે પહેલાં આ કામમાં જોડાઓ તમે જોશો કે આ પયગમ્બરી કામમાં તમામ મૂંઝવણોનો ને બધીજ ખરાબીઓનો ઈલાજ છે."

કદીકદી કોઈ કટાક્ષમાં પૂછતું કે : "આ તબલીગનું કામ ફર્ઝેઐન છે કે ફર્ઝે કિફાયા ?" તો હઝરત મૌલાના એનો નમ્રતાથી પણ ઠોશ જવાબ આપતા કે "ભાઈ" ! આ કામ એ બન્ને ફર્ઝોને શોધે છે."

અને કદીક જ્યારે એ જ વાંધા વચકા કાઢનારો અને ટીકાઓ કરનારો પોતે જમાઅતમાં નીકળી જતો તો આ મુબારક કામની સચ્ચાઈ તેની સમજમાં આવી જતી અને એકાએક તે પોકારી ઉઠતો "હવે તારી માફીને મેં દીવો બનાવી લીધો. હવે મેં તૌબા કરી લીધી અને વાંધા ઉઠાવવાનું મેં છોડી દીધું."

હઝરત મૌલાના ઈલિયાસ (રહ.) એ જે મુશ્કેલ સંજોગોમાં મેવાતના ઈલાકામાં તબલીગના કામની શરૂઆત કરી હતી. થોડે ઘણે અંશે અમુક તફાવત બાદ કરતાં લગભગ એવીજ રીતથી હઝરત મૌલાના મહંમદ ઉમર સાહેબ (રહ.) એ પાલનપુર વિસ્તારમાં તબ્લીગના કામની શરૂઆત કરી. ચોવીસે કલાક આપના દિલમાં એકજ ધૂન અને એકજ ફિકર રહેતી કે કૌમનો એકએક માણસ આ મુબારક કામને અપનાવી લે. જેમાં બંને જહાંનની કામયાબીનો વાયદો કરવામાં આવેલ છે.

તબ્લીગનું કામ જેટલું બુલંદ દરજ્જાનું અને ખૂબજ જરૂરી હતું. આપની મહેનત અને દોડધામો પણ એટલીજ પુરજોશ રીતે થઈ રહી હતી. આપે એ માટે આખા ગુજરાતની સફરો કરવાનું શરૂ કર્યું. દિવસ આખો આમ અને ખાસ ગશ્તો અને તાલીમી હલકાઓમાં વિતાવવો અને રાતના આખરી હિસ્સામાં અલ્લાહની સામે આજીજીઓ કરવી અને આંસુ વહાવવાં તેમજ ઉમ્મતની હિદાયત માટે દુવાઓ કરવી. બસ ! એ જ આપનો રાતદિવસનો મશગલો થઈ ગયો હતો. અલ્લાહના ફઝલોકરમથી દિવસેદિવસે કામમાં પ્રગતિ પણ થયે જતી હતી.

## શરૂઆતના ઈજતેમાઓનો માહોલ :

પાલનપુર વિસ્તારના કેટલાક બુઝુર્ગોએ તબ્લીગના આ મુબારક કામને શરૂથીજ અપનાવી લીધેલ અને હઝરત મૌલાનાની સાથે તબલીગી કામમાં તેઓ પેશપેશ રહેતા તેમાંના મોટાભાગના બુઝુર્ગો જમાઅત લઈને આખા વિસ્તારમાં ફરી વળતા અને જે ગામમાં ઈજતેમા નક્કી થયો હોય તેની દાઅવત આપતા.

એ સમયે ઈજતેમામાં હાજરી આપવાની તશકીલ પણ જરૂરી થઈ રહેતી. કારણકે ગામડાઓમાં ત્રણ દિવસ અને ચિલ્લા માટે નીકળવાનો રિવાજ શરૂ થયો ન હતો. ઈજતેમામાં તે માટેની ખાસ તશકીલ કરવામાં આવતી અને ખૂબજ મહેનતને અંતે એક કે વધારેમાં વધારે બે જમાઅતો અલ્લાહની રાહમાં નીકળતી. જમાઅતોને સીધીજ દિલ્હી મરકઝે મોકલવામાં આવતી અને દિલ્હીથી દેશના દૂરદૂરના વિસ્તારોમાં પાલનપુરની જમાઅતો રવાના કરવામાં આવતી.

ધીરેધીરે સમગ્ર ગુજરાતને આવરી લેતા ઈજતેમાનું આયોજન અમલમાં આવ્યું. જેમાં વડોદરા, ભરૂચ અને સૂરતની આજુબાજુના લોકો પણ હાજરી આપતા અને જેટલી પણ જમાઅતો તૈયાર થતી તેમને દિલ્હી મરકઝ પર મોકલવામાં આવતી.

શરૂશરૂમાં ગુજરાતમાં આ મુબારક કામને ફેલાવવામાં હઝરત મૌલાના ઈસામહંમદ (રહ.) હઝરત મૌલાના (રહ.) ના જમણા હાથ બનીને ઊભા રહ્યા. તેઓ પૂરેપૂરી લગનથી અનેક મુશ્કેલીઓ વેઠીને પણ લાંબી લાંબી સફરો કરતા અને થોડા થોડા દિવસોના અંતરે નાના નાના ઈજતેમાઓનું આયોજન થતું. જેનાથી તબ્લીગી કામનું વાતાવરણ ધીરેધીરે જામવા લાગ્યું. અને દૂરદૂરના શહેરોમાં આવવા-જવાથી લોકોને પોતાની જિહાલત અને દીની કમજોરીઓનો ખ્યાલ આવવા લાગ્યો. પરિણામે દિવસેદિવસે આ કામની મહત્તા સમજાવા માંડી અને લોકો આ તરફ ખેંચાઈને આવવા લાગ્યા. એ દરમિયાન હઝરત મૌલાના સાહેબ (રહ.) નો સંપર્ક દિલ્હી મરકઝથી સતત જોડાયેલો રહેતો અને આપ ત્યાં હાજરી પણ આપતા રહેતા.

હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) એ વિદેશ જવા માટે આપની તશ્કીલ ફરમાવી એટલે આપ ઈ.સ. ૧૯૫૯માં એક જમાઅત લઈને મિસર રવાના થઈ ગયા.

મિસરમાં પણ આપે દિલ નીચોવીને ખૂબ લગનથી દીનનું કામ કર્યું. નવો મુલક અને કામ પણ નવું હોવાથી અનેક પ્રકારની મુશ્કેલીઓ અને વિરોધો આવવા છતાં હંમેશ મુજબ સબ્ર અને ધીરજથી બધીજ અગવડો વેઠીને કામ કરતાં કરતાં આપ દિલ્હી મરકઝ પર તશરીફ લાવ્યા. હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) એ આપને જવાબદારી સોંપીને ગુજરાત જવા ફરમાવ્યું.

ગુજરાતમાં તબ્લીગના વાતાવરણ વિશે આપને પૂછવામાં આવશે એ વિચારથી આપે પૂરેપૂરી ફિક્ર અને મક્કમતાથી આખા ગુજરાતનો પ્રવાસ કર્યો. અલ્લાહના કરમથી આપની મહેનતો અને દોડધામો રંગ લાવી અને ગુજરાતના ચારેખૂણાઓમાંથી જમાઅતોની આવનજાવન શરૂ થઈ ગઈ. દિન પ્રતિદિન કામ આગળ ધપી રહ્યું હતું. લોકો આ તરફ આકર્ષાઈને આવી રહ્યા

હતા અને માશાઅલ્લાહ વાતાવરણ અનૂકૂળ થઈ રહ્યું હતું. એવામાંજ આપની વિદેશ જવા માટે તશ્કીલ થઈ ગઈ એટલે આપ ઈ.સ. ૧૯૬૧માં જમાઅત લઈને શામ જવા રવાના થઈ ગયા.

હજરત મૌલાના સાહેબ (રહ.) અને હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) ના જમાનામાં વિદેશના કેટલાય મુલ્કોમાં આ અગાઉ જમાઅતો જઈ ચૂકી હતી. પરંતુ હજુ સુધી ત્યાંના લોકો આ મુબારક કામથી જોઈએ એવા આકર્ષાયા કે જોડાયા ન હતા. એ જ કારણથી વિદેશોમાં આ કામ ખૂબજ મહેનત માંગી લેનારૂં હતું.

આમ છતાં આપે વિરોધી વાતાવરણમાં પણ ખૂબ કામ કર્યું અને આ નૂરાની કામની વિદેશોમાં પૂરેપૂરી જાણકારી આપી અલ્લાહના ફઝલથી લોકો પણ આકર્ષાયા અને ઘણા ખરા હિન્દુસ્તાન આવવા માટે પણ તૈયાર થઈ ગયા. આપ શામ મુલકનો નક્કી થયેલ સમય પૂરો કરીને દિલ્હી મરકઝે થઈને ફરીથી ગુજરાતના કામમાં ખૂંપી ગયા.

## મૌલાનાના જોશ અને જુસ્સાની સામે આલિમ હઝરાતનું ઠંડુ વલણ :

પોતાની મહેનતો ઉપરનો હઝરત મૌલાનાનો વિશ્વાસ બેહદ વધી ગયો હતો. દિલમાં જોશ ઉછાળાં મારી રહ્યો હતો પણ આલિમ હઝરાત આ કામની શાન અને મોભા મુજબ એની ઉપર ધ્યાન આપી શક્યા ન હતા. જેને લીધે હઝરત મૌલાના ખૂબ બેચેની મેહસૂસ કરતા હતા.

દિનપ્રતિદિન આપનો એ વિશ્વાસ ઓર મજબૂત થયે જતો હતો કે કોઈપણ સમયના તમામ ફિત્નાઓનો ઈલાજ અને જમાનાના એકેએક તકાદાનો જવાબ ખરેખર દીનની આજ કોશિશોમાં સમાયેલો છે.

કેટલીક વખતે લોકોમાંથી હઝરત મૌલાના (રહ.) ને સવાલ પણ કરવામાં આવતો કે : "મુદર્રીસ હઝરાત આ મુબારક કામમાં કેમ જોડાતા નથી ?"

હઝરત મૌલાના (રહ.) એ સવાલનો બહુજ ઠોશ અને યોગ્ય જવાબ આપતા કે : "આમ લોકો તો જિહાલતના અંધકારમાં સપડાયેલા

હોવાથી આ પુરનૂર કામને જલ્દીથી અપનાવી લે છે અને તેઓની સમજમાં પણ આ કામ જલ્દીથી આવી જાય છે." જ્યારે મુદર્રીસ હઝરાત પાસે તો દીની ઈલમનું નૂર મૌજૂદ છે એટલે એક રૌશનમાંથી બીજી રૌશનીમાં આવવા માટે એમને થોડોક સમય લાગશે." આવા હિકમતથી ભરપૂર જવાબથી આલિમ હઝરાતનો અહેતરામ પણ સચવાઈ જતો અને સવાલ પૂછનારાઓને પણ સંતોષ થઈ જતો.

ટૂંકમાં આપ ગમે તેવા વિકટ સંજોગોમાં પણ ક્યારેય હિંમત અને ધીરજ ખોઈ બેસતા નહીં. બલકે પોતાની કોશિશોની જ ખામી માનીને બમણા જોશથી કામની ફિકર અને મહેનતમાં લાગી જતા અને ગુજરાતના તમામ વિસ્તારોમાં નાના મોટા ઈજતેમાઓનું આયોજન કરીને વધારેમાં વધારે જમાઅતો અલ્લાહની રાહમાં રવાના કરતા.

## ગુજરાતનો સૌથી પહેલો અને ભવ્ય ઈજતેમા છાપીમાં :

હઝરત મૌલાના એ કેવી લગનથી કામ કર્યું હશે ? કેટલી કઠણાઈઓ સહન કરી હશે ? કેવી કેવી હતાશાઓમાંથી પસાર થવું પડ્યું હશે ? તેને કાં તો અલ્લાહની ઝાત જાણે કે તેઓ પોતે જાણે !

અમે તો ફક્ત એટલુંજ જાણીએ છીએ કે એક સમય એવો પણ હતો કે ત્રણ દિવસની જમાઅતનું નીકળવું પણ મુશ્કેલ હતું. જ્યારે બીજો એવો પણ સમય આવ્યો કે ખૂબજ મોટો ઈજતેમા બનાસકાંઠાના છાપી મુકામે થયો અને માશાઅલ્લાહ દરેકેદરેક રીતે ખૂબજ કામયાબ રહ્યો.

આ ઈજતેમાની કામયાબી એ હતી કે મોટી સંખ્યામાં જમાઅતો અલ્લાહની રાહમાં નીકળી. માશાઅલ્લાહ વિદેશોમાં જવા માટે કુલ ૧૫ અને દેશના અંદરના વિસ્તારોમાં અનેક જમાઅતોની તશકીલ થઈ.

આ ઈજતેમામાં હઝરતજી મૌલાના યુસુફ સાહેબ (રહ.) પહેલીજવાર ગુજરાતના નાનકડા ગામ છાપીમાં તશરીફ લાવ્યા હતા. આ ઈજતેમો ઈ.સ. ૧૯૬૨ના વર્ષના આખરી હિસ્સામાં થયેલ. એ સમયે પાલનપુર અને તેની આજુબાજુના વિસ્તારોમાં વસનારી મૌમિન કૌમને સૌ પ્રથમવાર હઝરતજી જેવી નૂરાની હસ્તીની ઓળખ થઈ અને હઝરતજી પોતે પણ ખૂબ ખુશ

થયા. અને આપે ફરમાવ્યું કે : " આ મૌમિન કૌમમાં ચાર ખાસીયતો એવી જોવા મળે છે કે એકજ સાથે એ ખાસીયતો દુનિયાની કોઈ કૌમમાં જોવા મળતી નથી."

પહેલી ખાસીયત એ છે કે આ કૌમના ખાવાપીવામાં અને રહેણી કરણીમાં સાદાઈ જોવા મળે છે. બીજી ખાસીયત એ છે કે આ કૌમમાં ખોટા રીતરિવાજો અને બિદઅતનું ચલણ નથી. ત્રીજી ખાસીયત છે કે આ કૌમમાં પોતાની ઔલાદોને દીનનું ઈલ્મ આપવાની ધગશ અને શોખ જોવા મળે છે. જે માટે એણે દરેકે દરેક ગામમાં મદ્રેસાઓની વ્યવસ્થા કરેલ છે. અને ચોથી ખાસીયત એ છે કે પૂરી કૌમ અલ્લાહના ફઝ્લો કરમથી ખુશહાલ ને સમૃધ્ધ છે."

હઝરત મૌલાના યુસુફ સાહેબ (રહ.) જેવા દીનના સાચા દાઈએ આ કૌમની જે જે ખાસીયતો બયાન ફરમાવી છે. ખુદાએ કરીમ એ ખાસીયતોને આવનારી નસ્લો સુધી કાયમ રાખે ને દુનિયામાં વધી રહેલ એશોઈશરત અને ફેશન પરસ્તીથી આપણા સૌની હિફાઝત ફરમાવે...આમીન...

## છાપીથી વિદેશો માટે પંદર જમાઅતોની રવાનગી :

છાપીના ઈજતેમામાં જેમની તશ્કીલ થયેલ એવી પંદર જમાઅતો ૧૯ જાન્યુઆરી ઈ.સ. ૧૯૬૩ના દિવસે મુંબઈથી દરિયાઈ માર્ગે ઈરાક રવાના થઈ.

એ બધીજ જમાઅતો હઝરત મૌલાના (રહ.) ની દેખરેખમાં કામ કરતી રહી. સફર કરતાં કરતાં જ્યારે બસરા શહેર આવ્યું તો જહાજના કમાને એલાન કરી દીધું કે 'ઈરાકની હકૂમતમાં ઈન્કિલાબ આવી ગયો છે. એટલેકે હકૂમત બદલાઈ ગઈ છે. માટે હવે આપણું જહાજ મુંબઈ પાછું ફરશે. કોઈને પણ અહીં ઉતરવા દેવાશે નહીં."

અચાનક આવું એલાન સાંભળીને જમાઅતના સાથીઓ ભારે ચિંતામાં ડૂબી ગયા કારણકે પરદેશ જવાની તૈયારીઓ કેટકેટલી મુશ્કેલીઓ વેઠીને કરવામાં આવતી હોય છે. આવી હાલતમાં નાકામ્યાબ થઈને વતનમાં પાછા ફરવાના વિચાર માત્રથી સૌ સાથીઓ ભારે આકુળવ્યાકુળ અને હેરાન પરેશાન

થઈ ગયા. એટલે બધાજ સાથીઓ અલ્લાહની બારગાહમાં દુવાઓ કરવામાં તેમજ ઝિક્રમાં લાગી ગયા. આખી રાત એમણે ખૂબ દુવાઓ માંગી. અને અલ્લાહનું કરવું કે સવારે ફરીથી એલાન થયું કે : 'હવે જહાજ પાછું નહીં જાય અને તમામ મુસાફિરોને બસરા ઉતારી દેવામાં આવશે.' જમાઅતના બધાજ સાથીઓએ આ એલાન સાંભળીને અલ્લાહનો ખૂબખૂબ શુક્ર અદા કર્યો અને બધાં બસરા ઉતરી ગયાં.

અહીં બધીજ જમાઅતોને અલગ અલગ વિભાગમાં વહેંચી દેવામાં આવી બદીજ જમાઅતો જુદાજુદા મુલ્કો માટેની હતી. મિસર, તુર્કી, સ્પેન, ફ્રાન્સ, અમેરિકા અને મક્કાશરીફ વિગેરે વિગેરેની.

હજરત મૌલાના સાહેબ (રહ.) પોતાની સાથે આઠ માણસોની જમાઅત લઈને જુદાજુદા મુલ્કોની સફરે નીકળી પડ્યા સૌથી પહેલાં આપની જમાઅત ઈરાક પહોંચી ને ત્યાંથી મિસર પહોંચી. થોડાક દિવસો ત્યાં કામ કરીને તેમજ તબ્લીગી કામથી લોકોને વાકફ કરીને એ જમાઅત શામ પહોંચી શામમાં થોડાક દિવસ રોકાયા બાદ લબનાન અને લિબીયા પહોંચી ને ત્યાં પણ કામ કર્યું. ત્યારબાદ ટ્યૂનિશ અને તિલમિસાનમાં કામ કરતાં કરતાં અલ્જીરીયા પહોંચી. અલ્જીરીયા એ મુકામ છે કે જ્યાં પેગંબર યુનુસ (અ.સ.) ને માછલી ગળી ગઈ હતી અને જ્યાં યકતીનનાં ઝાડ પુષ્કળ પ્રમાણમાં થાય છે એ જમાઅત અલ્જીરીયામાં કામ કરીને અલજઝાઈર પહોંચી તે સમયે અલજઝાઈરને નવી નવી આઝાદી મળી હતી. એટલે ત્યાંનો વીઝા મળવો મુશ્કેલ હતો પણ અલ્લાહના કરમથી વીઝા મળી ગયો. અલજઝાઈર બાદ આપની જમાઅત મરાકશ પહોંચી.

મરાકશમાં જ્યારે દઅવતના કામની જાણકારી આપવામાં આવી તો એક મરાકશી માણસે આપનો દામન પકડી લીધો અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે : ''ઈન્ડીઆના ઓ મુસલમાનો ! તમે કયામતના દિવસે અલ્લાહને શું જવાબ આપશો ? તમારો દામન હશે અને અમારા હાથ હશે. અમે અલ્લાહની બારગાહમાં ફરિયાદ કરીશું કે આ ઈન્ડીઆના મુસલમાનો પાસે ૪૦ વરસોથી દીનનું નૂરાની કામ પહોંચ્યું પણ તેઓ દીનની અણમોલ દૌલત અમારી પાસે લઈને આવ્યા નહીં. અમારા બાપદાદાઓ જેઓ

બેદીનીની હાલતમાં ગુજરી ગયા કબરમાં એમની કેવી હાલત હશે ?'' આમ કહી કહીને એ ચીસો પાડીને ચોધાર આંસુએ રડી રહ્યો હતો. ત્યાં સુધી કે છેવટે રડતાં રડતાં એ બેહોશ થઈ ગયો.

મરાકશમાં પણ કેટલીય જગ્યાએ અને શહેરોની મસ્જીદોમાં કામ કર્યું. ત્યારબાદ મરાકશથી જ જમાઅત સ્પેન પહોંચી અને ત્યાંથી ફ્રાન્સ. એ તમામ દેશોના અનેક શહેરોમાં કામ કર્યું.

જેમકે રવાના થતી વખતે હઝરતજી મૌલાના યુસુફ (રહ.) ફરમાવ્યું હતું કે ''એ તમામ દેશોમાં એક માર્ગેથી જવાનું છે અને આવવાનું બીજા માર્ગેથી છે. જેથી દરેક દેશના લોકોની રહેણીકરણી રીતભાત અને સ્વભાવથી વાકેફ થઈ શકાય તેમજ ત્યાં કઈ રીતે કામ કરવું તેનો અંદાજો આવી શકે અને ભવિષ્યમાં એ દેશોમાં જમાઅતો રવાના કરવામાં આસાની રહે. અથવા તો એ દેશોમાંથી કોઈ જમાઅત હિન્દુસ્તાનમાં આવે તો એમની જરૂરીયાત અને અનુકુળતા પ્રમાણે એમને મદદરૂપ થઈ શકાય.'' આમ હઝરત મૌલાના (રહ.) ની એ દેશોની સફરનો મકસદ ભવિષ્યમાં વિદેશોમાં કામ કરનારી જમાઅતોનો માર્ગ આસાન બનાવવાનો હતો.

ટૂંકમાં આપ ઉપર દર્શાવેલ જુદાજુદા દેશોની સફર કરતાં કરતાં દિલ્હી મરકઝે પહોંચ્યા. ત્યારબાદ ફરી ગુજરાતમાં તશરીફ લાવ્યા અને અગાઉની જેમજ ગુજરાતના જુદાજુદા વિસ્તારોમાં દીનની ફિકર લઈને ફરવાનું શરૂ કરી દીધું. ગુજરાતમાં હવે લોકો તબ્લીગના કામ તરફ પૂરેપૂરા ખેંચાવા લાગ્યા હતા. ઉપરાંત દરેક વિસ્તારમાં કામ કરનારા કેટલાંય મુખ્લીસ ખાદિમો પણ તૈયાર થઈ ગયા હતા.

જેમાં ખાસ કરીને ફઝલે કરીમભાઈ અમદાવાદી (મર્હુમ), યુસુફભાઈ ચંગવાડાવાળા (મર્હુમ), શરીફભાઈ સેદ્રાણાવાળા (મર્હુમ), મુસાભાઈ બાબર કાવીવાળા અને એ હઝરાતથી પણ પહેલાં મૌલાના ઈસામહંમદ (રહ.) (ગઢ-મડાણા), અને કાઝી અબ્દુલવહાબ સાહેબ (રહ.) એ કામના સક્રિય ખાદિમો હતા. અલ્લાહના એ નેકબંદાઓ ખાસ કરીને ગુજરાત અને મહારાષ્ટ્ર ઉપરાંત આખા દેશમાં અલ્લાહના દીનની દાઅવત આપવાના મુબારક કામ માટે સફરો કરતા હતા. એમની મહેનતોને પરિણામે દિવસે દિવસે કામનો પાયો મજબૂત પણ થઈ રહ્યો હતો.

ત્યાં સુધી કે ઈ.સ. ૧૯૬૪માં કાવી (ગુજરાત) નો મોટો ઈજતેમા નક્કી થઈ ગયો અને એની પુરજોશ મહેનતો પણ શરૂ થઈ ગઈ એ ઈજતેમામાં પણ હઝરતજી મૌલાના યુસુફ (રહ.) તશરીફ લાવ્યા હતા અને એ ઈજતેમો અલ્લાહના ફઝલો કરમથી ખૂબજ કામયાબ રહ્યો હતો. કેટલીય જમાઅતો દેશમાં અને કેટલીય વિદેશોમાં કામ કરવા માટે નીકળી હતી. ત્યારબાદ હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) કામ કરતાં કરતાં દિલ્હી મરકઝે પહોંચ્યા જ હતા કે ઈ.સ. ૧૯૬૫ના માર્ચ મહિનામાં હજરતજી મૌલાના યુસુફ (રહ.) ની સફર પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાન તરફ અલ્લાહના દીનની દાઅવતને માટે શરૂ થઈ. જેમાં કેટલાય મોટા મોટા શહેરોનો પ્રોગ્રામ નક્કી થયેલ હતો. એ તમામ સફરમાં હઝરતજી (રહ.) એ મૌલાના મુહમ્મદઉમર (રહ.) ને પોતાની સાથે રાખ્યા અને એ સફર રાએવંડમાં પૂરી થવાની હતી. દિલ્હી પાછા ફરવા માટેની ટિકીટો પણ આવી ગઈ હતી પણ અલ્લાહે કંઈક બીજુંજ નક્કી કર્યું હતું !

## ઈ.સ. ૧૯૬૫ બાદ કાયમ માટે દિલ્હી મરકઝમાં :

એપ્રિલ ઈ.સ. ૧૯૬૫માં રાએવંડમાંજ હઝરતજી મૌલાના યુસુફ (રહ.) આ ફાની દુનિયા તજીને અલ્લાહને પ્યારા થઈ ગયા. હઝરતજી (રહ.) ના ઈન્તેકાલ બાદ મશ્વેરાથી હજરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) નું કાયમ માટે દિલ્હી મરકઝમાં રહેવાનું નક્કી થઈ ગયું. હવે આપની કામ કરવાની રીત અને તે માટેની ફિકરોનો અંદાજ બદલી ગયો હતો. હવે આપને શિરે આખી દુનિયાના તબ્લીગના કામની જવાબદારી આવી ગઈ હતી અને આપને રાતદિન એ માટેની ફિકર ને કોશિશોમાંજ ડૂબેલા રહેવું પડ્યું હતું.

ખરેખર એ સમય આપની ભારે કસોટીનો ને સંઘર્ષનો હતો. કારણકે આપના બાળકો દીની તાલીમ માટે મદ્રેસાઓમાં દાખલ થયેલા હતા અને બાળકોનાં વાલેદા વતનમાં હતા. જ્યારે હઝરત મૌલાના દિલ્હી મરકઝમાં રાતદિન દીનની દઅવતના કામમાં પૂરેપૂરી ફિકર ને મહેનતથી ખૂંપેલા હતા.

લગભગ ચાર વરસ સુધીનો લાંબો સમય આ રીતે વીતી ગયો. ત્યારબાદ આપ કુટુંબ સાથે રહેવા લાગ્યા. દીનની દાઅવતના આલમી કામમાં

ડૂબેલા રહેવા છતાંય ગુજરાતના કામ માટે આપનું ખાસ ધ્યાન રહેતું હતું. ગુજરાતના તમામ કાર્યકરોની ખેરખબર લેતા રહીને તેમને જરૂરી સલાહ સૂચનો અને મશ્વરાથી નવાજતા રહેતા.

જનાબ સુલેમાનભાઈ મોમાયા (મર્હુમ) બાવલચૂડી, અને હાજી અલાઉદ્દીન (મર્હુમ) મેતાવાળા પણ આ મુબારક કામના સક્રિય સભ્યો હતા. અને તેઓ વિદેશોની સફરે જતી જમાઅતોની ખિદમત અને મદદ કરવામાં પેશ પેશ રહેતા.

તેઓ મૌલાના (રહ.) ની સાથે જરૂરી સલાહસૂચનો તેમજ ખાસ માર્ગદર્શન મેળવવા માટે વારંવાર દિલ્હી મરકઝની સફરો કરતા રહેતા. આમ થવાથી ગુજરાતમાં ચાલી રહેલા તબ્લીગના કામથી હઝરત મૌલાના (રહ.) સારી રીતે વાકેફ રહેતા.

ઉપરાંત તબ્લીગના સમગ્ર ગુજરાતના અમીર જનાબ કાઝી અબ્દુલવહાબ સાહેબ (રહ.) પોતે પણ ખૂબજ ફિકરમંદ રહીને ભારે મહેનતો કરીકરીને તબ્લીગના કામને ઊંચાઈ બક્ષી રહ્યા હતા. આપ ગુજરાતમાં ચાલી રહેલા કામથી મરકઝના બુઝુર્ગોને વાકેફ ફરમાવતા રહેતા. અને મોટા ભાગની વિદેશોમાં જનારી જમાઅતોની તશ્કીલ પણ આપ ફરમાવતા. વળી આપ તબ્લીગના કામમાં પરોવાયેલા તમામ કાર્યકરોને સતત કામમાં ડૂબેલા રાખતા.

મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) ફરમાવતા રહેતા કે : "મારા ઘડતરમાં કાઝી અબ્દુલ વહાબ સાહેબ (રહ.) નો પણ હિસ્સો છે. કાઝી સાહેબ દાઅવતના કામ માટે ખૂબ જ ફિકરમંદ રહીને રાત દિન કોઈ ને કોઈ કામમાં ખૂંપેલા રહેતા. અને મને પણ એ કામમાં ખૂંપેલો રાખતા. અને એ પણ વળી ખૂબ જ પ્યારા અંદાજથી ! જ્યાં એક કામ પૂરું થયું નથી કે તરત જ બીજા કામમાં લગાવી દેતા. નવરા પડવાનો તો સવાલ જ પેદા થતો નહીં.

જ્યારે હું ગુજરાતમાં કામ કરી રહ્યો હતો ત્યારે એક વાર ડાયરી જોઈ તો જાણવા મળ્યું કે મને આખા વર્ષ દરમ્યાન ફકત અઢાર દિવસ ઘેર રહેવાનો મોકો મળ્યો હતો. એ પણ ક્યારેક એક દિવસ તો ક્યારેક બે દિવસ માટે.

વળી ઘરના એ એક બે દિવસના રોકાણ દરમ્યાન પણ આજુબાજુના લોકો મશ્વરા અને માર્ગદર્શન માટે ગઠામણ આવતા રહેતા. કયારેક કાઝી અબ્દુલ વહાબ સાહેબ (રહ.) તરફથી તો ક્યારેક હઝરતજી (રહ.) તરફથી મુલાકાતીઓ આવતા રહેતા. એ મુલાકાતીઓની ખાવાપીવાની વ્યવસ્થા અને ત્યારબાદ એમની સાથેની ચર્ચાઓ અને મશ્વેરાઓમાંથી રાત્રે અગિયાર - બાર બાર વાગે ફારેગ થતો.

આમ, કાઝી અબ્દુલ વહાબ સાહેબે (રહ.) મારું ઘડતર ખાસ અંદાજથી ફરમાવેલ. કાઝી અબ્દુલ વહાબ સાહેબ (રહ.) ના દીની કારનામાઓ અને મહેનતોની યાદી ઘણી લાંબી છે. જેને માટે આ કિતાબનાં પાનાં પણ ઓછા પડે. આપની ખિદમતોંના વિગતવાર બયાનો માટે તો એક અલગ કિતાબ લખવી પડે. પરવરદિગાર આપની તમામ કોશિશોને કબૂલ ફરમાવીને એમને બુલંદ દરજ્જાથી નવાજો આમીન...

જો ગુજરાતમાં ચાલી રહેલા તબ્લીગના કામમાં જરા પણ આળસ કે ઢીલાન જોવામાં આવતી તો હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) બધાને હચમચાવી નાખતા. અને આ મુબારક કામની જરૂરિયાત અને તેના ફાયદાઓ જણાવીને બધાને આ કામમાં દિલોજાનથી લાગી જવા માટે જોશ આપતા. જેથી તમામ ઈલાકામાં તબ્લીગના કામ માટે અલ્લાહના માર્ગમાં નીકળવા માટેનો માહોલ તૈયાર થઈ જતો અને દૂર દૂર સુધીની તેમજ લાંબા લાંબા સમય માટેની જમાઅતો અલ્લાહની રાહમાં નીકળી પડતી.

## અલ્લાહના બેશુમાર બંદાઓને દીન અને ઈમાનની વાતો સંભળાવવાની આવી મિસાલ મળવી મુશ્કેલ છે :

હિન્દુસ્તાન ઉપરાંત વિદેશોમાં યોજાતા મોટા મોટા ઈજતેમાઓમાં લગભગ આપનું બયાન ખાસ નક્કી થતું અને લાખો માણસો ધ્યાનથી દિલ લગાવીને આપની પાસેથી દીન અને ઈમાનની વાતો સાંભળતા.

આપની વાતો ઈખલાસથી ભરપૂર, પુરદર્દ અને દિલમાં સોંસરી ઉતરી જનારી હતી. જેને સાંભળીને હજ્જારો માણસોની જિંદગીઓ બની જતી. હજ્જારો લોકો બેદીની અને ગુમરાહીના માર્ગેથી તોબા કરી લેતા. હજ્જારો હતાશ અને બેરૂહ દિલોમાં નવી રૂહ ફુંકાઈ જતી. હજ્જારો લોકો આપની નૂરાની વાતો સાંભળીને પોતાના જાનમાલ અલ્લાહની રાહમાં કુરબાન કરી દેવાનો મજબૂત ઈરાદો કરી લેતા અને મોટી સંખ્યામાં દીનના કામ માટે નીકળી જતા.

આપ તબ્લીગના મુબારક કામનો ફેલાવો કરવાની મહેનતો માટે દુનિયાના દેશોમાં (૮૧) એક્યાસી વખત તશરીફ લઈ ગયા અને બૈયતુલ્લાહ શરીફની હજ માટે વીસ વખત તશરીફ લઈ ગયા.

જુદા જુદા દેશોની આપની આ દડમજલો અને બયાનો લગભગ ચાલીસ વર્ષો સુધી સળંગ સમગ્ર ઈસ્લામી જગતમાં થતા રહ્યા. કેટલીક વખત તો બયાન સાંભળનારા લોકોની સંખ્યા લાખોથી પણ વધી જતી. આટલી વિશાળ સંખ્યામાં મજહબી બયાનો, દેશ વિદેશની સફરો અને સાંભળનારાઓની લાખોની મેદનીની મિસાલો ઈતિહાસમાં બહુ ઓછી જોવા મળે છે કે ફક્ત એક જ માણસે લાખો - કરોડો લોકોને દીન અને ઈમાનની વાતો સંભળાવી અને પહોંચાડી હોય. !

હકીકતમાં તો આટલી બધી સફરો અને દીન માટેની અણથક મહેનતો કરવી અને તેના પરિણામે દીનના કામો માટે બેશુમાર લોકોનું જોડાઈ જવું એ કોઈ એક જ ઈન્સાનના ગજાની વાત જ નથી. જ્યાં સુધી કે બારી તઆલાની ખાસ મદદ એ બધી દોડધામોમાં શામેલ ન હોય. ! ખરેખર તો એ આપની સૌથી મોટી કરામત જ હતી જે અલ્લાહે આપના હાથે પાર પાડી.

અને અલ્લાહનો વાયદો છે : ''જે કોઈ પણ દીન અને ઈમાનની હિફાઝતને માટે મહેનત કરશે અલ્લાહ એની મદદ કરશે.'' પરંતુ એનામાં જેટલું દર્દ અને ઈખ્લાસ હશે તેટલા પ્રમાણમાં જ તે નફો મેળવી શકશે.

આપની નસેનસમાં ઉમ્મતનું અનંત દર્દ અલ્લાહની તરફથી ખાસ બક્ષવામાં આવ્યું હતું. દીન અને ઈમાનની દાઅવત વગર આપના બેચેન દિલને ચેન મળતું નહીં. આપ કેટલાય મજમાઓમાં તરન્નૂમની સાથે આ શેર પોતાના ખાસ દર્દઅંગેજ લહેજામાં ઝૂમીઝૂમીને સંભળાવતા :-

દર્દે-દિલ કે વાસ્તે પૈદા કિયા ઈન્સાનકો
વર્ના તાઅત કે લિયે કુછ કમ ન થે કર્રોબયાં.

ભૂખ્યાઓને ખવડાવી દેવું, ઉઘાડા શરીરોને કપડાંથી ઢાંકી દેવાં અને કોઈ જરૂરતમંદની જરૂરીયાતને પૂરી કરી દેવી પણ બે શક 'દર્દે દિલ 'માં શામેલ છે.

પરંતુ સૌથી વધીને દર્દે દિલનો અમલ જે થઈ શકે છે તે એ છે કે અલ્લાહે પૈદા ફરમાવેલ ઈન્સાનોને દોઝખના માર્ગેથી બચાવી લઈને જન્નતના માર્ગે લાવી દેવામાં આવે અને એમની હંમેશ હંમેશ માટે બાકી રહેનારી જીંદગીની ફિકર અને તડપન દિલમાં પૈદા કરી લેવામાં આવે. એ જ ફિકર અને તડપન લઈને અંબિયા (અ. સ.) પણ દુનિયામાં તશરીફ લાવ્યા હતા અને એ જ રિવાયત એમની પાછળ આવનારા અલ્લાહના નેક બંદાઓની રહી છે.

ઉમ્મત માટેનું એ દર્દ આપના રુંવે રુંવામાં સમાયેલું હતું. જેને કારણે સમગ્ર ઈસ્લામી જગતમાં અનેક મજબૂરીઓ હોવા છતાં દડમજલો આદરીને પૂરી ઉમ્મતમાં દીન અને ઈમાનની રોશની પેદા કરવા માટે મહેનતો કરી અને જીંદગીના આખરી શ્વાસ સુધી એ મહેનતોમાં જરાપણ કમી આવવા દીધી નહીં.

## મરકઝમાં ફઝરની નમાઝ બાદ સળંગ ત્રીસ વરસ સુધી બયાન :

નિઝામુદ્દીન દિલ્હીના મરકઝમાં હંમેશાં ફઝરની નમાઝ બાદ થતું વિગતવાર અને લાંબુ બયાન પોતાની એક ખાસ અને બુલંદ શાન રાખે છે. હઝરત મૌલાના મુહમ્મદ યુસુફ સાહેબ (રહ.) અને એમની અગાઉ હઝરત મૌલાના મુહમ્મદ ઈલિયાસ સાહેબ (રહ.) ફઝરની નમાઝ બાદનું એ બયાન ખુદ જાતે ફરમાવતા.

પણ હઝરત મૌલાના ઈન્આમુલ હસન સાહેબે પોતાના અમીર હોવાના સમયમાં એ ભારે જવાબદારી પોતે કબૂલ ન ફરમાવીને આપે હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ને સોંપી દીધી હતી.

અને હઝરત મૌલાના (રહ.) એ પોતાને સોંપેલ એ મહાન જવાબદારીનો હક પૂરેપૂરો અદા કરી દઈને આપના બયાનોનાં નૂરાની ઝરણાં સળંગ ત્રીસ વરસ સુધી જે હિંમત અને અડગતાથી વહેતાં રાખ્યા અને પોતાને સોંપાયેલ અમાનતનો હક પૂરેપૂરો અદા કરી દીધો એને દાઅવત અને તબ્લીગની તવારીખમાં કયારેય ભૂલાવી શકાય એમ નથી.

હઝરત મૌલાના ઈન્આમુલ હસન સાહેબને પણ તબ્લીગ અને દાઅવતની બાબતોમાં અને કામોમાં આપની ઉપર ભારે વિશ્વાસ રહ્યો. ખાસ કરીને આપની તકરીરો (જે દાઅવત અને તબ્લીગના પેગામથી ભરપૂર રહેતી) ઉપર ખૂબ જ સુકૂન અને સંતોષ હતો. કેટલીક વખતે ખાસ ખાસ મજલિસોમાં પણ આપ એ બાબતનો અચાનક જ ઝિક્ર ફરમાવી દેતા હતા.

એક વખતે આપ બંને બુઝુર્ગો મસ્જીદે નબવીમાંથી બહાર તશરીફ લાવી રહ્યા હતા. એ સમયે અરબ મુલ્કોમાં તબ્લીગની દાઅવતનું કામ કરનારા કેટલાક ખાસ ચુનંદા લોકો સામેથી આવીને મળ્યા ત્યારે આપે મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ની ઓળખાણ "હાઝા શેખ મુહમ્મદ ઉમર લિસાનુદ્દઅવતે વત્તબ્લીગ" કહીને કરાવી.

(સવાંહે મૌલાના ઈન્આમુલ હસન કાંધલવી (રહ.) જિલ્દ પહેલી પાન ૩૦૫)

## ઈજ્તેમાઓમાં આપના બયાનોનો અંદાજ :

આપ આપના બયાનની શરૂઆત કરતાં પહેલાં "મસ્નૂન ખુતબો" પઢતા. ખુતબો શરૂ થતાં જ પોતાની જરૂરીયાતોમાં મશગૂલ થયેલાં અને જ્યાં ત્યાં છૂટા છવાયા ફરી રહેલા લોકોના કાને પોતાનો એક જાણીતો અને માનીતો અવાજ પડતાંજ તેઓ બધી જ જરૂરીયાતોને અને કામોને પડતા મૂકીને ઈજ્તેમામાં ચાલી રહેલા બયાન તરફ દોડ મૂકતા અને ત્યાં એકઠા થઈ જતા. અને જ્યાં સુધી બયાન પૂરું ન થાય ત્યાં સુધી શાંતપણે એક ધ્યાન થઈને બાઅદબ બેસી રહેતા.

મોટે ભાગે આપના બયાનોમાં કુરઆનના એવા કિસ્સાઓ કે જેમાં અલ્લાહના હુકમોને કબૂલ કરી લઈને જીંદગી જીવનારાઓની કામયાબીઓ અને એ હુકમોને ન માનનારાઓની તબાહી અને બરબાદીઓનો ઝિક્ર આવેલ છે એનું બયાન ફરમાવતા.

ઉપરાંત જન્નત અને દોઝખનું વર્ણન પણ આપ ખૂબ જ ઝીણવટભરી રીતે અને વિસ્તારથી ફરમાવતા. પોતાની ખાસ અદાથી આપ જન્નતનું બયાન પણ એવી ખૂબીપુર્વક રજુ કરતા કે સાંભળનારને એમ જ લાગે કે જાણે જન્નત એની પૂરેપૂરી ખૂબસુરતી અને સાજ શણગારની સાથે આપની આંખોની સામે જ છે. અને જાણે જન્નાતની બેમિસાલ નેઅમતોને જોતાં જોતાં જ આપ એનું બયાન ફરમાવી રહ્યા છે.

બયાનની વચ્ચે વચ્ચે આપ કુરઆનેપાકની આયતો પણ આપના ખાસ દર્દીલા કંઠે, એના એકએક શબ્દમાં ડૂબી જઈને, જોશ અને જુસ્સામાં ઝૂમઝૂમીને તિલાવત ફરમાવતા. જેને સાંભળીને આખા મજમા ઉપર એક પ્રકારનો કેફ છવાઈ જતો અને એ ઘડીઓમાં એવો અનુભવ થતો કે જાણે કુરઆને પાકનું નૂર સાંભળનારાઓના દિલોમાં સીધું જ ઉતરી રહ્યું છે.

ત્યાર બાદ તોહીદ અને માઅરેફતની વાતોને આપ ખાસ મિસાલો આપીઆપીને સમજાવતા. અને અલ્લાહની કુદરત દિલમાં ઉતરી જાય એવા અંદાજથી બયાન ફરમાવતા. ટૂંકમાં, દર્દ, ટીસ, ચોટ, મીઠાશ બધી જ ખૂબીઓથી ભરપૂર આપનું બયાન રહેતું. જેનાથી આમ અને ખાસ તમામ પ્રકારના લોકો એક જ સરખો ફૈઝ હાસિલ કરીને આપની મધુર વાણીથી તરબતર થઈ જતા. બયાન ફરમાવતાં ફરમાવતાં કદીકદી જોશમાં આવીને બુલંદ સાદે આ શેર ફરમાવતાં :-

દરે ફૈઝે મોહંમદ વા હૈ આએ જિસકા જી ચાહે<br>
ન આએ; આતિશે દોઝખમેં જાએ જિસકા જી ચાહે

આવા દર્દ અંગેજ અને ઈબરતનાક અલ્ફાઝોથી ચારે દિશાઓ ગૂંજવા લાગતી. લાખો ઈન્સાનોના દિલોમાંથી 'આહઆહ' અને 'વાહવાહ' નીકળી

પડતી. બેશુમાર લોકોની આંખો પસ્તાવાના આંસુઓથી તરબતર થઈ જતી. ચારેકોર ડૂસકાંઓની ભરમાર થઈ જતી. પથ્થર જેવા કઠણ કાળજાંને પણ મીણ જેવા નરમ બનાવી દેનારા એ જાદુઈ બયાનોનો નૂરાની કેફ માણનારા લાખો લોકો માશાઅલ્લાહ આજે પણ આપણી વચ્ચે હયાત છે. ખરેખર એ ખુશનસીબ લોકો છે જેમને હઝરત મૌલાના (રહ.) ની ખુદાદાદ ખૂબીઓથી ભરપૂર તકરીરો સાંભળવાનો અવસર નસીબ થયો છે.

ઈજ્તેમા અને આપની મુબારક ઝાત બંને એક સિક્કાની બે બાજુ બની ગયાં હતાં. વળી 'ઈજ્તેમા' શબ્દ સાંભળતા જ સાંભળનારના દિલો દિમાગમાં આપની તસ્વીર અંકાઈ જતી. 'ઈજ્તેમા' શબ્દથી જ આપને ચાહનારાઓના દિલમાં આપની યાદ તાજી થઈ જતી. હિન્દુસ્તાનભરમાં ગમે તે જગ્યાએ કોઈ પણ મોટો ઈજ્તેમા થતો તો તેમાં આપનું બયાન જરૂર થતું.

આપ પોતાના બયાનોમાં કુરઆનની હકીકતો અને માઅરેફતની મોટી મોટી વાતો એવી સીધી સાદી અને આસાન અંદાજથી મિસાલો આપી આપીને સમજાવતા કે જે બધાંના દિલોમાં એક સરખી રીતે ઉતરી જતી. તેમજ એનો રૂહાની આનંદ અને કેફ દરેક સાંભળનાર માણી શકતો.

આપનું દિલકશ બયાન સાંભળીને એક તદન નવો આવનાર માણસ પણ એટલો તો જરૂર આકર્ષાઈ જતો કે એ કમ સે કમ દાઅવતના કામની સાથે દિલથી જોડાઈ જતો. બયાન કરવાની મહામૂલી ખૂબી આપને અલ્લાહ તરફથી ખાસ એનાયત થઈ હતી.

બયાનની શરૂઆતના ભાગમાં આપ દીન માટેનો શોખ અને મહોબ્બત પૈદા કરીને એની તરફનો લગાવ પેદા ફરમાવતા. અને દીનના કામોની સામે પોતાના જાન અને માલની કોઈ કીંમત નથી એમ સમજાવીને તેને અલ્લાહના દીન માટે કુરબાન કરી દેવાં એ જ જીંદગીનો સાચો મકસદ છે એ પૂરવાર કરી આપતા.

એ રીતે તમામ મજમાના દિલો દિમાગ દીનની કુરબાનીઓ માટે તૈયાર કરીને બયાનના આખરમાં દીન સાથેની મહોબ્બત અને અકીદતની સાથે સાથે જોશ અને જુસ્સો પણ પેદા ફરમાવતા. જેથી અલ્લાહની

રાહમાં અને દાઅવતના કામમાં નીકળવું આસાન થઈ જતું. વળી ઈજ્તેમામાં જમા થયેલ લાખો લોકોના મજમાની તશ્કીલ પણ એવી હમદર્દીથી અને લાગણીથી ફરમાવતા કે જાણે એક એક માણસને ખાસ અલગ અલગ રીતે મળીને આપ તશ્કીલ ફરમાવી રહ્યા છે.

આપની તશ્કીલથી દરેકે દરેક માણસ ફિકરમંદ થઈ જતો. જમાઅતમાં નીકળવા માટે નામ લખાવનારાઓની આપ ખાસ અંદાજથી હિંમત વધારતા. અને તેમને માટે ખાસ દુવાઓ ફરમાવતા. એવી ઘડીઓમાં આપ ખુશીથી ઝૂમી ઉઠતા. જેમ જેમ વધારે નામ આવતાં તેમ તેમ આપની ખુશીમાં ઓર વધારો થઈ જતો.

અલ્લાહના લાખો બંદાઓ પોતાની પાછલી જીંદગીથી તોબા કરી લઈને દીન અને ઈમાનના સાચા માર્ગે ચાલી પડતા. હઝરત મૌલાના (રહ.) ની તમામ દડમજલો અને દોડધામોથી એવો અનુભવ થતો કે જાણે આપ એ માટે જ દુનિયામાં તશરીફ લાવ્યા છે અને હકીકત પણ એ જ હતી. નાનપણમાં સહેજ સમજણ આવતાં જ આપ દાઅવતના મુબારક કામોમાં લાગી ગયા હતા અને ત્યાર બાદ તો આખી જીંદગી બસ એક માત્ર આ મુબારક કામ ઉપરજ નિછાવર થતી રહી.

આપને મળવા આવનાર કોઈ ખાસ મુલાકાતી હોય કે આમ લોકો હોય પણ એમને તબ્લીગના કામની દાઅવત જરૂર આપતા. એમની અનુકૂળતા મુજબ કમસે કમ ત્રણ દિવસની તશ્કીલ જરૂર ફરમાવતા. એટલી અનુકૂળતા ન હોય તો એક રાત દિવસની તશ્કીલ ફરમાવતા અને એટલી પણ ફુરસત ન હોય તો ફક્ત ફજરની નમાઝ બાદનું બયાન સાંભળીને જવા માટે તૈયાર કરતા.

રાતદિન દરેકે દરેક હાલતમાં દીનની દાઅવતનું કામ આપની જીંદગીનો એકમાત્ર મકસદ બની ગયો હતો. આપ ફરમાવતા કે આપ (સ.અ.વ.) ના જમાનામાં દાઅવતનું આ જ કામ સૌથી વધારે જરૂરી અને દીનના અસલ ઉસૂલોમાં શામેલ હતું. એ જ કારણ હતું કે સહાબાએ કિરામ (રદી.) એ

દાઅવતના કામને જીંદગીનો મહાન મકસદ બનાવી લીધો અને એ જ કામની બરકતોથી તેઓ પૂરી દુનિયા ઉપર છવાઈ ગયા.

જો આજે પણ મુસ્લીમ ઉમ્મત આ નેક કામને દીનનો અસલ ઉસૂલ સમજીને અપનાવીલે તો અલ્લાહે જે વાયદો સહાબા (રદી.) ના જમાનામાં પૂરો ફરમાવ્યો એવું આજે પણ થઈ શકવાનો અલ્લાહનો વાયદો છે. બારીતઆલા એના ફઝલો કરમથી દીન અને દુનિયા બંનેની ખેતીઓને હરિયાળી અને ગુલેગુલઝાર બનાવી દેશે. આપની રાતદિનની ફિકર, તડપન અને મહેનતોને પરિણામે અલ્લાહતઆલા આપને દીનને ફેલાવવા માટે નવીનવી તરકીબો અને રાહોની નવાજેશ ફરમાવતા રહેતા અને આપ અલ્લાહે બક્ષેલ ખાસ અંદાજથી ઉમ્મતની રેહબરી ફરમાવતા હતા.

આપ હઝરતજી મૌલાના યુસુફ (રહ.) નો હવાલો આપીને બયાન ફરમાવતા કે : ''હુઝુર (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે ''સૌથી બેહતરીન જમાનો એ મારો જમાનો છે પછી એની પાછળનો જમાનો અને એ પછી એની પાછળનો જમાનો''

આ હદીસનો ખુલાસો આપ એવી રીતે સમજાવતા કે : ''અહીં જમાનાનો અર્થ એ જમાનાના આમાલો છે. એટલે કે જમાનો શબ્દ વાપરીને ખરેખર તો એ જમાનામાં થયેલ આમાલોની વાત કરી છે. એટલે કે ગુજરાતીમાં જેને રૂઢિ પ્રયોગ કહે છે તે રીતે અહીં 'જમાના' શબ્દનો ઉપયોગ કર્યો છે.

જેમ કે કહેવામાં આવે કે : 'નહેર ચાલુ છે' અહીં 'નહેર ચાલુ છે' નો અર્થ ખરેખર તો ''નહેરનું પાણી ચાલુ છે'' એમ સમજવાનો છે. એ જ રીતે ઉપરની હદીસમાં પણ 'જમાના'નો અર્થ આપણે એ જમાનામાં થયેલ 'આમાલો' એમ સમજવાનો છે.

આપ (સ.અ.વ.) ના જમાનામાં દાઅવત, ઈલ્મ અને ઝિક્ર એ ત્રણે દીની કામો ખૂબ સારી રીતે ચાલી રહ્યાં હતાં એ ત્રણે મુબારક કામોનો અમલ જે જમાનામાં જ્યારે પણ અને જે ઘડીમાં સાચા અર્થમાં જીવંત થઈ જશે તો એ જ જમાનાને ઉત્તમ જમાનો ગણવામાં આવશે.

અને તાબેઈનના જમાનામાં ઈલ્મ અને ઝિક્ર એ બે કામો પૂરજોશમાં ચાલી રહ્યાં હતાં અને દાઅવતનમું કામ પાછળ હતું. તો જે જમાનામાં ઈલ્મ અને ઝિક્ર એ બે આમાલો હકીકતમાં જીવંત થશે તો આપ (સ.અ.વ.) ના જમાના પછીનો એ બેહતરીન જમાનો ગણાશે. અને તબેતાબેઈનના જમાનામાં ઝિક્રનું કામ મોખરે હતું અને દાઅવત અને ઝિક્રનો અમલ ત્યાર બાદ. તો જે જમાનામાં ફક્ત ઝિક્રનું કામ જીવંત રહેશે એ ત્રીજા દરજ્જાનો બેહતરીન જમાનો ગણાશે.

એટલે જ જો આજે પણ આપણે બેહતરીન જમાનો હાસિલ કરવો હોય તો ઉપર બતાવેલ ત્રણે ય મુબારક કામો પૂરી ઉમ્મતમાં સાચા અર્થમાં જીવંત થવાં જોઈએ. અને એ ત્રણે મુબારક કામો પૂરેપૂરી રીતે સાચા અર્થમાં જીવંત થઈ જશે તો અલ્લાહ તઆલા એના ફઝલો કરમથી આજના જમાનાને પણ બેહતરીન જમાનો બનાવી દેશે.'' હદીસ શરીફનો આ ખુલાસો સચ્ચાઈથી વધુ નજીક છે.

## પાલનપુરની આજુબાજુનો વિસ્તાર : બીજું મેવાત !

ઈ.સ. ૧૯૫૮ થી લઈને ૧૯૬૫ સુધી પાલનપુર વિસ્તારની કેટલીય જમાઅતો દિલ્હી મરકઝે થઈને દેશના ખૂણેખૂણામાં પહોંચી અને એ જમાઅતોએ તબ્લીગના કામને દૂર દૂર સુધી અને મોટા મોટા શહેરો તેમજ તેની આસપાસના વિસ્તારો સુધી પહોંચાડયું.

તબ્લીગના કામને પૂરી ઉમ્મતમાં સૌથી પહેલાં મેવાતના લોકોએ અપનાવ્યું અને ત્યારબાદ બીજો નંબર આવે છે પાલનપુરની આસપાસ વસનારી મોમિન બિરાદરીનો ! માશાઅલ્લાહ ! આ મોમિનકૌમ દરેકે દરેક રીતે ખુશહાલ હોવાથી એણે હિન્દુસ્તાનના દૂરદૂરના વિસ્તારો સુધી આ નૂરાની કામને ફેલાવ્યું.

ગુજરાતની તબ્લીગી જમાઅતના અમીર સાહેબ જનાબ કાઝી અબ્દુલ વહાબ સાહેબ (રહ.) ફરમાવતા રહેતા કે : પાલનપુરનો ઈલાકો એ બીજું મેવાત છે. મેવાતીઓ બાદ બારીતઆલાએ આ નૂરાની કામને દૂર દૂર સુધી પહોંચાડવા માટે માલી રીતે પણ ખુશહાલ એવી પાલનપુર વિસ્તારની મોમિન બિરાદરીને પસંદ ફરમાવી.

ગોધરાની એક ત્રણ ચાર માણસોની મજલિસમાં (જેમાં આ કિતાબ લખનાર પણ હાજર હતો) કાઝી અબ્દુલ વહાબ સાહેબ (રહ.) ને એક આલિમ સાહેબે સવાલ પૂછયો કે : "તબ્લીગનું આ કામ ખરેખર બુલંદ દરજ્જાનું અને ફાયદાઓથી ભરપૂર છે અને આ કામને ઉમ્મતના દરેકે દરેક વર્ગે અપનાવી લીધું છે. પરંતુ અરબી મદ્રસાઓના હદીસ શરીફની અને બીજાં વિષયોની તાલીમ આપનારા મુદર્રીસ હઝરાત દાઅવતના આ મુબારક કામમાં જે રીતે અને જેટલા પ્રમાણમાં જોડાવું જોઈએ એ રીતે કેમ જોડાયા નથી ? "

ત્યારે કાઝી અબ્દુલ વહાબ સાહેબે (રહ.) એ સવાલનો ખૂબ જ સંતોષજનક અને યોગ્ય જવાબ એનાયત ફરમાવ્યો કે : "જે સમયમાં હઝરત મૌલાના ઈલ્યાસ (રહ.) એ તબ્લીગના કામની શરૂઆત કરી તે સમયમાં ઉમ્મતમાં આ કામ માટે જાન અને માલની કુરબાનીઓ આપીને નીકળવાનો રિવાજ ન હતો. અને સૌ કોઈને આ કામ સમજમાં આવી જાય એમ પણ ન હતું. કારણ કે એ સમયે આ કામ અતિશય કઠણાઈઓનું અને ભારે કુરબાનીઓ આપવાનું હતું. જેમાં ખાવા, પીવા અને સૂઈ રહેવાથી લઈને દરેકે દરેક જાતની તકલીફો વેઠવાની હતી.

અલ્લાહ તઆલાને તો આ કામ ચલાવવું જ હતું તો એણે સૌથી પહેલાં સાવ દેશી એવી મેવાતી કૌમને પસંદ ફરમાવી. આ કૌમ સાવ સાદી, જાહિલ અને તકલીફો સહન કરનારી હતી. અને ખરેખર આ મુબારક કામની શરૂઆતમાં અલ્લાહના એ મેવાતી બંદાઓએ જ દરેકે દરેક પ્રકારની કુરબાનીઓ આપીને જ્યાં સુધી થઈ શકયું ત્યાં સુધી આ કામને આગળ ધપાવ્યું.

પછી જરૂરત દેખાઈ કોઈ ખુશહાલ કૌમની કે જે હિન્દુસ્તાનના દૂર દૂરના વિસ્તારો અને શહેરો સુધી આ નૂરાની કામને પહોંચાડે. તો બારી તઆલાએ એ માટે પસંદગી ફરમાવી પાલનપુર વિસ્તારની જે ખરેખર "બીજા નંબરનો મેવાતી વિસ્તાર " છે ! આ વિસ્તારના અલ્લાહના બંદાઓએ આ બરકતી કામને હિન્દુસ્તાનના દૂર દૂર સુધીના શહેરો, વિસ્તારો અને નાનાનાના ગામો સુધી પહોંચાડી દીધું.

ત્યાર બાદ આ કામ માટે જરૂરત દેખાઈ કોઈ અંગ્રેજી જાણનાર વર્ગની. જે વિદેશોમાં જઈને આ કામની ઓળખ અંગ્રેજી ભાષામાં આપી શકે. અને એ માટે બારીતઆલાએ પસંદગી ઉતારી અલીગઢ યુનિવર્સિટીના ઉસ્તાદો અને તાલીબ ઈલ્મો ઉપર ! અને તેમણે આ પેગંબરી કામને દુનિયાના અનેક દેશોમાં પહોંચાડયું અને આખા જગતને આ નૂરાની કામથી વાકેફ કરી દીધું.

આમ જેમજેમ જરૂરત પડતી રહી તેમ તેમ સમાજના જુદા જુદા વર્ગો એમાં જોડાતાં રહ્યા. વહેપારીઓ, પ્રોફેસરો, ડોકટરો, એંજીનિયરો એક પછી એક તમામ વર્ગો આ નૂરાની કામમાં જોડાતા રહ્યા અને આજે પણ જોડાઈ રહ્યા છે.

પણ હજુ સુધી આ કામ એ દરજ્જા સુધી નથી પહોંચ્યું કે હદીસની તાલીમ આપનાર આલિમ હઝરાત એમાં જોડાય. જ્યારે આ કામ એ દરજ્જા ઉપર પહોંચી જશે ત્યારે બારીતઆલા એના એ પ્યારા બંદાઓને પણ આ કામની સાથે જોડી દેશે.

વળી હાલમાં એમના આ કામની સાથે ન જોડવાનું એક કારણ એ પણ બતાવ્યું કે આજકાલ સામાન્યમાં સામાન્ય અને ઓછી તાલીમ મેળવેલા લોકો પણ મસ્જીદોમાં ઉભા થઈને દીન અને ઈમાનની તેમજ કુરઆન અને હદીસની વાતો લોકોને સંભળાવે છે. જો એ મજલિસોમાં હદીસની તાલીમ આપનારા આલિમ સાહેબોની પણ હાજરી હશે તો એ ઓછી તાલીમ મેળવેલા લોકોની હિંમત તૂટી જશે અને જો કોઈએ હિંમત કરી પણ લીધી તો આલિમ સાહેબો એમની વાતોમાંથી કેટલીય ભૂલો કાઢશે. પરિણામે અત્યારના સમયમાં જે લોકોની સુધારણા થઈ રહી છે એ પણ અટકી જશે.

તમામ મોમિન બિરાદરીને તબલીગના મુબારક કામ માટે તૈયાર કરવાનો સેહરો હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ને શિરે છે. આપની જ પૂરખુલુસ મહેનતો અને ફિક્રને પરિણામે મોમિન કૌમ તબ્લીગના કામની સાથે જોડાઈ. અને આ કામની બરકતોથી જ મોમિન બિરાદરીમાંથી અલ્લાહના દીનની દાઅવત આપનારા કેટલાંય જાંબાઝ ખાદિમો પેદા થયા. જેમણે આ મુબારક કામની પાછળ પોતાની તમામ જિંદગી નિછાવર કરી દીધી.

અને અલ્લાહના દીનની દાઅવત આપવામાં ત્યાં સુધી ડૂબેલાં રહ્યા કે એમનો છેવટે આખરી સમય આવી ગયો. અને પોતાની જાનો એમણે અલ્લાહના માર્ગમાં કુરબાન કરી દીધી. અલ્લાહના દીનના એ સાચા મુજાહિદોનો ઝિક્ર અહીં જરૂરી છે જેથી એમણે આપેલ કુરબાનીઓની બરકતથી બારીતઆલા આપણું પણ દીનના માર્ગમાં નીકળવું આસાન કરી દે.

## દીનના એ મર્દે મુજાહિદો કે જેમની જીંદગીની આખરી ઘડીઓ અલ્લાહના માર્ગમાં જ આવી ગઈ !

(૧) જનાબ યુસુફભાઈ (ચંગવાડા) (૨) જનાબ સુલેમાનભાઈ મોમાયા (બાવલચૂડી) (૩) જનાબ શરીફભાઈ (સેદ્રાણા)

અલ્લાહના એ ત્રણે બંદાઓ જવાનીમાં પગ મૂકતાં જ તબલીગના કામની સાથે જોડાઈ ગયા હતા. એ સમયનું વાતાવરણ પણ આ કામ માટે અનુકૂળ ન હતું. જમાઅતને આવકાર આપીને એમની આગતા, સ્વાગતા કરવાનો સવાલ જ પેદા થતો નહીં. અનેક જાતની અગવડો વેઠીને, કસોટીઓ આપીને સબ્ર અને હિંમતથી દીની રેહબર એવા બુઝુર્ગોની સલાહો અને શીખામણોને આધારે તેઓ દીનના માર્ગે ચાલતા રહ્યા. ભયંકર બેદીનીના વાતાવરણમાં દૂર દૂર સુધી પહોંચી જઈને અણથક મહેનતો કરીને એમણે દીનનું કામ કર્યું છે. આજે પણ એવા કેટલાંય ગામો અને કસ્બાઓ છે કે જે એ જવાં મર્દ મુજાહિદોની મહેનતોના પરિણામે દીનના સાચા માર્ગે ચાલી રહ્યા છે.

શરૂશરૂમાં એમને કેટલીય મસ્જીદોમાં રોકાવા દેવામાં આવતા નહીં. એટલે ગામના કોઈ ઝાડની નીચે જ રોકાઈને પોતાનું જમાઅતી કામ જારી રાખતા. ત્યાં સુધી કે કેટલીકવાર તો એ ગામના માણસો એમની તરફ ખેંચાઈ પણ જતા. આમ દીનને ખાતર તમામ પ્રકારની અગવડો વેઠીને, દરેક પ્રકારની મુસીબતો સહન કરીને પૂરેપૂરા ઈખ્લાસ અને ધીરજની સાથે અલ્લાહના દીનની દાઅવત આપવામાં અડગ રહ્યા. ત્યાં સુધી કે દીનની એ મહેનતો કરતાં કરતાં અલ્લાહની રાહમાં જ જીંદગીની આખરી ઘડીઓ આવી ગઈ. અને વતન તેમજ કુટુંબ કબીલાથી હજ્જારો માઈલ દૂર રહીને તેઓ અલ્લાહને પ્યારા થઈ ગયા.

આજે તો દીનના એ સાચા પરવાનાઓ પોતપોતાની કબરોમાં આરામ ફરમાવી રહ્યા છે પણ એમની મહેનતોથી દીન પર ચાલવા માટે અલ્લાહના બેશુમાર બંદાઓ તૈયાર થઈ ગયા અને હજ્જારો અલ્લાહના દીનની દાઅવત આપનારા બની ગયા. એ સૌ બંદાઓની નેકીઓનો સવાબ એમના સવાબમાં જરા પણ કમી થયા વગર દીનના એ મુજાહિદોને પણ એમની કબરમાં પહોંચતો હશે.

ખરેખર એ કેટલી ખુશનસીબી અને કામ્યાબીની વાત છે કે માણસને અલ્લાહ તઆલાએ દુનિયામાં જે મકસદ માટે મોકલ્યો હોય એ જ મકસદ ઉપર આખી જીંદગી નિછાવર કરી દઈને એ અલ્લાહને પ્યારો થઈ જાય ! ઈન્શાઅલ્લાહ કયામતના દિવસે અલ્લાહના એ નેક બંદાઓ જે જગ્યાએથી ઉઠશે એ જગ્યાઓ પણ એમની શાહેદી આપશે. બારીતઆલા એમની તમામ કુરબાનીઓને કબૂલ ફરમાવીને એમને જન્નતમાં બુલંદ મરતબાઓથી નવાજો અને આપણને સૌને એમના નૂરાની માર્ગે ચાલવાની તૌફિક અતા ફરમાવો. આમીન......

(૪) જનાબ હાજી સુલેમાન સાહેબ સોનગઢ (રાજ ઓઈલ મિલ મુંબઈવાળા) (૫) જનાબ હાજી નસીરૂદ્દીન રસલૂપુરવાળા આ બંને બુઝુર્ગોનો પોતાના વતનમાં કે દેશમાં જ નહીં પણ વિદેશોમાં અલ્લાહના દીનની દાઅવતનું મુબારક કામ કરતાં કરતાં આખરી સમય આવી પહોંચ્યો અને ત્યાં જ અલ્લાહને પ્યારા થઈ ગયા. તેમજ પરદેશમાં જ દફન પણ થયા. બેશક દીનની રાહમાં એમનું અલ્લાહને પ્યારા થઈ જવું એ એમની જીંદગીની બુલંદ કામયાબી છે. બારીતઆલા એમની કબરોને નૂરથી ઝળહળતી બનાવો....આમીન...

(૬) મૌલવી ઈસા બિન મૌલાના અબ્દુર્રહેમાન સાહેબ ખડિયાસણા. અલ્લાહના એ નેક બંદા પણ દીનની દાઅવતના કામમાં જ ડૂબેલા રહીને અલ્લાહની રાહમાં શહીદ થયા અને બંને જહાંનમાં કામયાબ થઈ ગયા. (૭) જનાબ યુસુફભાઈ અસામદી ડીંડરોલવાળા (૮) જનાબ ઉમરભાઈ મેતાવાળા (લીબર્ટી ટી કું. મુંબઈ) (૯) જનાબ અલાઉદ્દીનભાઈ ચંગવાડા (૧૦) હાજી અલાઉદ્દીન સાહેબ મેતાવાળા.

અલ્લાહના એ નેક બંદાઓ પણ દીનની દાઅવત આપવાનો નેક ઈરાદો લઈને ઘરેથી અલ્લાહની રાહમાં નીકળ્યા હતા. અને એ નૂરાની રાહમાં એમની આખરી ઘડીઓ આવી ગઈ અને દીનનું કામ કરતાં કરતાં જ અલ્લાહને પ્યારા થઈ ગયા. બારીતઆલા એમની કબરોને નૂરથી ભરીદો..આમીન...

નોંધ (૧) જ. યુસુફભાઈ ચંગવાડા ઈ.સ. ૧૯૮૯માં સૂરતમાં અલ્લાહને પ્યારા થઈ ગયા.

(૨) જ. સુલેમાનભાઈ મોમાયા બાવલચૂડી ડીસેમ્બર ૧૯૯૫ માં દિલ્હીમાં અલ્લાહને પ્યારા થઈ ગયા.

(૩) જ. શરીફભાઈ સેદ્રાણાવાળા ઈ.સ. ૧૯૯૬માં કેનિયા (નૈરોબી) માં અલ્લાહને પ્યારા થઈ ગયા.

(૪) જનાબ હાજી સુલેમાન સાહેબ સોનગઢવાળા માર્ચ ૧૯૬૬ માં સેન્ટ્રલ આફ્રિકાના કેનિયા (નૈરોબી) માં અલ્લાહને પ્યારા થઈ ગયા. અને ત્યાં જ આપ દફન પણ થયા.

(૫) હાજી.નસીરૂદીન રસલૂપુરવાળા ઈ.સ. ૧૯૬૮માં થાઈલેન્ડ મુકામે વફાત પામ્યા. અને બેંગકોંગમાં મસ્જીદે હારૂનની પાસેના કબ્રસ્તાનમાં આપ દફન થયેલ છે.

(૬) મૌલવી ઈસા ખડિયાસણાવાળા ડીસેમ્બર ઈ.સ. ૧૯૯૫માં મેરઠની પાસે એકસીડન્ટથી શહીદ થઈ ગયા. દિલ્હીમાં આપની કબર છે.

(૭) જ. યુસુફભાઈ અસામદી ડીંડરોલવાળા ઈ.સ. ૧૯૯૨માં યુ.પી.ના એક ગામમાં ઈન્તેકાલ ફરમાવી ગયા.

(૮) જ. ઉમરભાઈ મેતાવાળા ઓગસ્ટ ઈ.સ. ૧૯૯૪માં કોટા-દિલ્હી પાસે ઈન્તેકાલ ફરમાવી ગયા.

(૯) જ. અલાઉદ્દીનભાઈ ચંગવાડા જેઓ યુસુફભાઈ ચંગવાડાના નાના ભાઈ હતા. આપ ૧૯૯૬માં મેવાતમાં અલ્લાહને પ્યારા થઈ ગયા.

(૧૦) હાજી અલાઉદ્દીન સાહેબ મેતાવાળા ઈ.સ.૧૯૮૮માં પાલનપુરમાં અલ્લાહને પ્યારા થઈ ગયા.

## દીનના હોનહાર દાઈ જ. યુસુફભાઈની મોતની ઘડીઓમાં આખરી દરખાસ્ત :-

દીનના એક હોનહાર દાઈ જનાબ યુસુફભાઈ ચંગવાડા (રહ.) નાની ઉંમરે જ દીનની દાઅવતની મહેનતમાં જોડાઈ ગયા હતા. અને જીંદગીભર પૂરેપૂરી સબ્ર અને હિંમતની સાથે એ નૂરાની કામની મહેનતો કરતા રહ્યા. અને જીંદગીના છેલ્લા શ્વાસ પણ દીનની દાઅવતના કામમાં કુરબાન કર્યા અને એ જ કામમાં જાન નિછાવર કરીને બંને જહાંનમાં કામયાબ થઈ ગયા.

જીંદગીના આખરી દિવસોમાં ડાકટરોએ આપને વાતચીત કરવાની મનાઈ ફરમાવી હતી. એટલે આપે ત્રણ કાગળો આપની તબીયત પૂછવા આવનાર હમદર્દો માટે લખી રાખ્યા હતા. જે આવનારને વાંચી સંભળાવવામાં આવતા હતા. એ કાગળો આજે પણ એમનાં દીકરાઓ પાસે મોજૂદ છે.

આ કાગળો વાંચીને એમ લાગે છે કે જાણે આપ દીનનું કામ કરતાં કરતાં મરી ગયા અને મરતાં મરતાં પણ દીનનું કામ કરી ગયા. આપની વફાત ઈ. સ. ૧૯૮૯માં સૂરતમાં થઈ અને ત્યાં જ આપની કબર પણ છે.

એ કાગળોમાં આપણા સૌને માટે પણ સબક અને ઈબરત શામેલ છે. એટલે ત્રણમાંથી એક કાગળનો સાર અહીં પેશ કરીએ છીએ.

"બિસ્મીલ્લા હિર્રહમા નીર્રહીમ

અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહે વ બરકાતોહૂ !

આપ સાહેબોના - મારી તબીયત પૂછવા આવવાના - અમલને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. આપની અને મારી મહોબ્બતને અલ્લાહ તઆલા અને એના હબીબે પાક (સ.અ.વ.) ની તેમજ દીનની મહેનતની સાચી મહોબ્બત પેદા થવાનો જરીઓ બનાવે આમીન...

મહોબ્બત કરવાનાં એ ત્રણે જ સાચા હકદાર છે. એટલે કે અલ્લાહ તઆલાની ઝાત તેમજ એના હબીબે પાક (સ.અ.વ.) અને અલ્લાહે મોકલેલ દીન ! એ ત્રણેની મહોબ્બત અને કદરો કીમત જ માણસને બંને જહાંનમાં કામ આવે છે. એટલે જ બારીતઆલાએ સૂરે તૌબામાં ઈરશાદ ફરમાવેલ

છે. જેનો સાર એ છે કે "આઠની મહોબ્બત એ ત્રણેની મહોબ્બતથી વધવી ન જોઈએ."

એટલે કે તમારા બાપ તમારા દીકરાઓ, તમારા ભાઈ, તમારી બીવીઓ, તમારો કુટુંબ કબીલો, તમારી જાતે કમાવેલી દૌલત, તમારી કમાઈના સાધનો અને તમારા રહેવાના મકાન !

એ આઠની મહોબ્બત અલ્લાહથી, અલ્લાહનાં રસૂલ (સ.અ.વ.) થી અને અલ્લાહના દીનની મહોબ્બતથી જો વધી ગઈ તો તમો તમારી જીંદગી બરબાદ થઈ જવાના અલ્લાહના ફેંસલાની રાહ જુઓ.

આમ એ ત્રણની મહોબ્બત સાચી મહોબ્બત છે અને પેલા આઠની મહોબ્બત એ ત્રણેની મહોબ્બતથી નીચે હોવી જોઈએ અને એ ત્રણને કારણે જ પેલા આઠની સાથે પણ મહોબ્બત રાખવાની છે.

અલ્લાહની મહોબ્બત એ આઠે થી ખાસ અને આખી મખ્લૂકથી આમ રીતે વધારે હોવી જોઈએ. એનો પૂરાવો એ છે કે અલ્લાહ તઆલાના હુકમોને પૂરાં કરતી વખતે પેલા આઠની અને મખ્લૂકની કોઈપણ વસ્તુની પરવા ન હોવી જોઈએ. એ જ રીતે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ના તરીકાઓ મુજબ અલ્લાહના હુકમોને પૂરાં કરતી વખતે ઉપરાંત દીનના તકાદાઓને પૂરાં કરતી વખતે એ આઠની અને મખ્લુકની કોઈ પણ વસ્તુની પરવા ન હોવી જોઈએ.

અલ્લાહે ફરમાવેલ વાયદાઓ ઉપર ભરોસો રાખીને દીનની મહેનતના તકાદાઓ ઉપર ચાલતા રહેવું અને નબી (સ.અ.વ.) ના તરીકાને દરેકે દરેક હાલતમાં અપનાવવો અને કદમ કદમ ઉપર અલ્લાહના હુકમોની જાણકારી મેળવવી આપણો શોખ અને આદત બની જાય. એ નિશાની છે ત્રણની મહોબ્બત પેલા આઠથી વધારે છે એની !

હવે આપણામાં કોની મહોબ્બત વધારે છે ? એને એક મિસાલથી સમજી લો. ધારો કે બે ત્રાજવાં છે જે પલ્લામાં વજન વધારે હશે એ જ પલ્લું નીચું જશે.

એ રીતે પેલા આઠ માટેની મહેનતનું વજન વધી ગયું તો એના તરફની મહોબ્બત વધી જશે અને ત્રણ માટેની મહોબ્બત ઘટી જશે. અને

જો પેલા ત્રણ માટેની મહેનતનું વજન વધી ગયું તો એ ત્રણ તરફની મહોબ્બત વધી જશે અને આઠની મહોબ્બત ઘટતી જશે અને પેલા ત્રણને આધીન થતી રહેશે.

અને એ માટે અમલ કરવાની વ્યવસ્થા એવી રીતે બનાવવી પડશે કે ઘરનો દરેક જુવાન મર્દ ચાર ચાર મહિના જમાઅતોમાં વારાફરતી દાઅવતના કામમાં લગાડે. અને પોતાના મુકામે રહેવાના સમયમાં મસ્જીદવાળી જમાઅતની સાથે જોડાઈને ગશ્તોમાં, તાલીમોમાં અને મહિનામાં ત્રણ દિવસ જમાઅતમાં નીકળવા માટે તેમજ હંમેશના દીની કામોની ફિકર સાથે નમાઝ, તસ્બીહ, તિલાવત અને દુવાઓની પાબંદી પાછળ પોતાનો સમય લગાડવો ઉપરાંત ઘર અને ધંધા રોજગારથી બચેલો તમામ સમય અથવા તો કમસે કમ અઢી કલાક મસ્જીદ આબાદ કરવાની મહેનત માટે કાઢવો.

આટલી વાતો ઉપર જે માણસ જેટલો પણ પાબંદ રહેશે એટલા જ પ્રમાણમાં અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતની બંદગી નબી (સ.અ.વ.)ના તરીકાઓની પાબંદી સાથે કરવી આસાન અને સહેલી થતી જશે. અને એ માણસ પૂરેપૂરો દીનદાર બનીને ઈન્શાઅલ્લાહ અલ્લાહના સેંકડો હજારો બંદાઓને દીનની રાહ પર ચલાવવાનો જરીઓ બનીને હંમેશાં હંમેશાંની કામયાબીઓ હાસિલ કરી લેશે.

બસ ! અલ્લાહનો આ નાચીઝ બંદો આપની મુલાકાતમાં આપની સાથે ઉપર મુજબની જ વાત કરવા ચાહે છે. પણ ડોકટરો તરફથી બોલવાની મનાઈ હોવાને લીધે આપને આ લેખીત દરખાસ્ત કરેલ છે. અને મારા માટે દુઆ એવી કરતા રહો કે અલ્લાહ પાક મને તન્દુરસ્તી એ માટે અતા ફરમાવે કે અલ્લાહને રાજી કરનારા કામોમાં હું મારી જીંદગીનો સમય કુરબાન કરી શકું.

ખરેખર તો મારે આપની પાસે પહોંચીને આ બધી વાતો કરવી જોઈતી હતી પરંતુ મારી બિમારીને કારણે અલ્લાહે આપને જ મારી પાસે મોકલી દીધા છે. એ માટે મારી ઉપરોક્ત દરખાસ્તને જરૂર કબૂલ ફરમાવશો.

જીંદગી દરેક માણસની અતિશય ટૂંકી છે. દુનિયામાં કોઈપણ જીવ કાયમ રહેવા માટે નહીં પરંતુ જવા માટે જ આવ્યો છે. ઉપરાંત

આખેરતની સાચી અને હંમેશાં રહેનારી જીંદગીની તૈયારીઓ કરવા માટે આવ્યો છે. નબીઓના સરદાર હઝરત મુહમ્મદ રસુલુલ્લાહ (સ.અ.વ.) ની મુબારક ઝાત પણ આ ફાની દુનિયાને છોડીને હંમેશ હંમેશ માટે તશરીફ લઈ ગઈ તો આપણામાંથી તો કોણ બચી શકવાનું છે ? બસ ! બારી તઆલા આપણને સૌને આખેરતની કાયમ રહેનારી જીંદગી માટે એકએક ઘડીની અને એક એક પળની કદર કરવાની તૌફિક નસીબ ફરમાવે આમીન ફક્ત વસ્સલામ ''

હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ફરમાવતા રહેતા કે : ''દીનની દાઅવતના કામને જીંદગીનો ખાસ મકસદ બનાવી લઈને દુનિયાના જુદા જુદા મુલ્કોની સફરો કરી કરીને મખ્લુકને અલ્લાહની ઓળખાણ કરાવો. અને અલ્લાહની કુદરતને સમજાવો. તેમજ પોતાની કીમતી જીંદગીને કૂવાના દેડકાની જેમ ન વીતાવો. કે જ્યાં પેદા થયો ત્યાં જ કૂદકા મારતો રહ્યો અને છેવટે ત્યાં જ મરી ગયો. તમો પણ 'ઘર અને દુકાન' 'ઘર અને દુકાન' ક્યાં સુધી કર્યા કરશો ? સહાબા એ કિરામ (રદી.) અલ્લાહના દીનની દાઅવતનું કામ લઈને દુનિયાની ચારે બાજુએ ફેલાઈ ગયા. ત્યાં સુધી કે મોટા ભાગના સહાબીઓ (રદી.) ની કબરો દુનિયાના જુદા જુદા વિસ્તારોમાં બની ગઈ. મક્કા અને મદીના શરીફમાં બહુ જ ઓછા સહાબા (રદી.) ની કબરો છે.

એ જ રીતે આપણે પણ દાઅવતનું કામ લઈને જુદા જુદા શહેરોમાં મુલ્કોમાં અને દુનિયાના ખૂણેખૂણામાં ઘૂમવાનું છે. અને એ રીતે લાખો ઈન્સાનોને દોઝખને માર્ગેથી બચાવી લઈને જન્નતના માર્ગે લાવવાના છે. ત્યાં સુધી કે અલ્લાહની રાહમાં જ આપણી જીંદગીનો આખરી સમય આવી જાય અને આપણી કબર પણ અલ્લાહના માર્ગમાં જ બની જાય !''

ખરેખર ખુશનસીબ છે એ લોકો જેમણે દાઅવતના કામને જીંદગીનો ખાસ મકસદ બનાવી લીધો અને એમાં જ ખૂંપેલા રહીને અલ્લાહની રાહમાં જ એમનો આખરી સમય આવી ગયો. અને જુદા જુદા મુલ્કોમાં પોતાની કબરો બના લીધી. જેમાં આપણા સૌને માટે ઈબરત સમાયેલી છે.

અલ્લાહના ઉપરોક્ત ખુશનસીબ બંદાઓ સિવાય પણ ઈસ્લામી જગતમાં અલ્લાહના હજ્જારો બંદાઓએ દીનની દાઅવતના મુબારક

કામમાં ડૂબેલા રહીને પોતાની જાન અલ્લાહના દીન ઉપર નિછાવર કરી દીધી. બારીતઆલા એ સૌની ઉપર એમની ખાસ રહેમતો વરસાવો. આમીન...

વહાલા વાંચકો ! આ કિતાબનો ખાસ મકસદ મોમિન કૌમનો ઈતિહાસ રજુ કરવાનો છે માટે અલ્લાહના એ ખાસ બંદાઓની તમામ વિગતો અહીં દર્શાવવી મુશ્કેલ છે. કિતાબના લખાણોની લંબાઈ હદથી વધી ન જાય એ બીકથી પણ એ તમામ નેક બંદાઓની વિગતો અહીં લખી શકાઈ નથી.

કોઈ હદ હી નહીં શાયદ મહોબ્બતકે ફસાનેકી
સુનાએ જા રહા હૈ જિસકો જીતના યાદ હોતા હૈ

## પાલનપુર વિસ્તારના નાંના મોટાં મદ્રેસાઓનું આજનું વાતાવરણ :

ઈ.સ. ૧૯૫૮ ની પહેલાના સમયમાં મદ્રેસાઓની હાલત ખૂબ કમજોર હતી. મોટે ભાગે મામૂલી તાલીમ મેળવેલા મૌલવી સાહેબો હતા. ઉપરાંત દરેક ગામમાં એક જ મૌલવી સાહેબ રહેતા. જેમને પગાર પણ મામૂલી આપવામાં આવતો. અભણ લોકોના દિલોમાં દીનની કદ્રો કીંમત ન હોવાને કારણે એમને બાળકોની તાલીમમાં પણ ખાસ રસ ન હતો. પરિણામે મદ્રસાઓમાં બાળકોની તાલીમ પણ ફક્ત નામની જ થતી અને એટલે જ પોતાના સંતાનોને દીની તાલીમ અપાવવાનો મોટા ભાગના મા-બાપમાં કોઈ શોખ જોવા મળતો નહીં.

જ્યારે હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબે (રહ.) દીનની દાઅવતનું કામ શરૂ કર્યુ તો એની બરકતોથી દીનનું એક વાતાવરણ તૈયાર થઈ ગયું તેમજ નજીક અને દૂર દૂર સુધી જમાઅતોમાં આવવા જવાથી મોટા ભાગના લોકોમાં દીનના ઈલ્મની કદ્રો કીંમત પેદા થવી શરૂ થઈ ગઈ. અને ધીરે ધીરે મદ્રસાઓનો વિકાસ થવા લાગ્યો. ત્યાં સુધી કે દરેક જગ્યાએ સનદ લીધેલ આલિમોની શોધખોળ શરૂ થઈ ગઈ અને જ્યારે એમની માંગ ખૂબ વધવા લાગી તો મોમિન બિરાદરીમાંથી જ લોકો પૂરેપૂરી દીની તાલિમ મેળવીને ફારેગ થવા લાગ્યા. અને ધીરે ધીરે મદ્રસાઓની જરૂરતો પણ પૂરી થવા માંડી.

એ જ સમય દરમ્યાન કાકોશીનો નાનકડો મદ્રસો ''મદ્રસ એ નઝીરીયા'' દારૂલ ઉલુમ બનવાની તૈયારી કરી રહ્યો હતો. પણ એ માટેનું વાતાવરણ અનુકૂળ ન હતું. કૌમ ફક્ત ''દારૂલ ઉલુમ છાપી'' ને જ તાલીમ માટે કાફી સમજતી હતી. એટલે જ ''મદ્રસ એ નઝીરીયા'' ના જીમ્મેદારોને અનેક જાતના વાંધાઓ, વિરોધો અને અડચણોનો સામનો કરવો પડયો અને એ અડચણો કાકોશીમાંથી તેમજ કાકોશી બહારથી એમ બંને બાજુએ થી થઈ રહી હતી. પણ એ મદ્રેસાના કર્તાહર્તા જિમ્મેદાર લોકો હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) સાથે અને તબલીગના કામ સાથે શરૂથી જ જોડાયેલા અને તેમના પૂરેપૂરા અકીદતમંદ રહ્યા હતા. અને દીની તાલીમની ખિદમતો પણ આપતા રહેતા હતા. એટલે હઝરત મૌલાના (રહ.) ની દુવાઓ એ સૌની સાથે હતી.

કાકોશીના એ જીમ્મેદાર લોકો હઝરત મૌલાના (રહ.) પાસેથી અવારનવાર જરૂરી સલાહ સૂચનો તેમજ રેહબરી મેળવતા રહેતા હતા. અને હઝરત મૌલાના (રહ.) પણ એમની દીની તાલીમની ધગશ અને મહેનતોથી ખુશ હતા. એ જ કારણ હતું કે આપે આપના તમામ સાહેબજાદાઓને કાકોશીના 'મદ્રસ એ નઝીરીયા' માં તાલીમ અપાવી છે.

ટૂંકમાં કાકોશીનો એ મદ્રસો વિરોધના અનેક તોફાનો સહન કરતો કરતો અને અનેક જાતની અડચણોમાંથી પસાર થતો થતો પોતાની મંઝિલ તરફ આગેકૂચ કરતો રહ્યો. અને અલહમ્દોલિલ્લાહ ! આજે પણ ''મદ્રસ એ નઝીરીયા - કાકોશીના કેટલાક મોહતરમ ઉસ્તાદો દીની તાલીમની ખિદમતની સાથે સાથે દીનની દાઅવતના મુબારક કામોમાં પણ મોખરે રહ્યા છે.

આજ મદ્રસ એ નઝીરીયા - કાકોશીના જિમ્મેદારોએ ઈ.સ. ૧૯૮૦માં ઈલાકાના જિમ્મેદારો અને મુદર્રીસ સાહેબોને પોતાના મદ્રેસામાં દાઅવત આપીને એકઠાં કરેલ. જેનો મકસદ એ હતો કે એ વિસ્તારના તમામ મદ્રસાઓમાં એક ખાસ પધ્ધતિથી દીની તાલીમ આપવા માટે ફિકર પૈદા કરવામાં આવે. અને એ તરફ સૌનું ખાસ ધ્યાન દોરવામાં આવે. જેમાં બાળકોની ઉર્દૂ ભાષા સાચી હોય અને બાળક જે કાંઈ તાલીમ મેળવે એ બરાબર

સમજીને મેળવે. ઉપરાંત બાળકો કુરાનેપાકની તિલાવત પણ એના ખાસ ઉચ્ચારોની સાથે કરતાં થાય. જે બાબતોને હાજર રહેલ તમામ લોકોએ પસંદ ફરમાવી અને પોતપોતાના ગામોના મદ્રસાઓમાં એ પધ્ધતિથી તાલીમ આપવાનું શરૂ પણ કરી દીધું. અને મોટાભાગના મદ્રસાઓમાં કાકોશીના જિમ્મેદાર હઝરાત દેખરેખ પણ રાખવા લાગ્યા. પરિણામે મદ્રસાઓની શરૂઆતની તાલીમ ખૂબ જ ઠોશ રીતે આખા વિસ્તારમાં શરૂ થઈ ગઈ. લોકો ઉપર પણ આ બાબતની સારી અસર પડી અને દરેકના દિલમાં બાળકોને દીની તાલીમ અપાવવાનો શોખ લહેરાવા લાગ્યો. એટલે પોતપોતાના ગામના મદ્રસાઓમાં વધારે મુદર્રીસ સાહેબોને નિમણૂંક આપવાનું પણ કબૂલ કરી લીધું. ત્યાં સુધી કે દરેક મદ્રસામાં એક બે મૌલવી સાહેબ થતાં થતાં વધીને કેટલાક ગામોમાં તો માશાઅલ્લાહ પાંચ-સાત અને દસ જેટલા મુદર્રીસો થઈ ગયા. એક ગામના મદ્રસામાં તો અઢાર જેટલાં મુદર્રીસ હઝરાત દીની તાલીમ આપે છે. વળી, દરેક મદ્રસો ચલાવવાની જવાબદારી પણ જે તે ગામના લોકો પોતે જ ઉઠાવી રહ્યા છે.

ઈ.સ. ૧૯૫૮ની પહેલાં મોમિન કૌમના બે મદ્રસાઓ હતા. ઈ.સ. ૧૯૫૦માં દારુલ ઉલુમ છાપી અને ઈ.સ. ૧૯૫૫માં ઈમાદુલ ઉલુમ-વડાલી કાયમ થયેલ. અને ત્યારબાદ પાલનપુરમાં મદ્રસાએ દાઅવતુલ હક્ક અને આ વિસ્તારમાં દાઅવતના કામનો ફેલાવો થયા બાદ લગભગ ઈ.સ. ૧૯૬૦માં કાકોશીમાં 'મદ્રસ એ નઝીરીયા' કાયમ થયેલ.

ત્યારબાદ મૌલાના હબીબુલ્લાહ જુણકીયા કાલેડાવાળા જેઓ તબલીગના કામથી જોડાયેલા હતા. અને જેમનો હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) તેમજ યુસુફભાઈની સાથે ખાસ સંબંધ હતો. એ જ બુઝુર્ગોની નેક સલાહથી આપે કાલેડામાં 'મદ્રસએ સુલ્લમુલ ઉલુમ'નો પાયો નાખ્યો. ત્યારબાદ પાટણમાં મોટે પાયે 'મદ્રસ એ કન્ઝેમરગુબ' શરૂ થયો. ત્યારબાદ રતનપુર (દાંતા) માં મદ્રેસો 'કાસિમુલ ઉલુમ' શરૂ થયો. ત્યારબાદ ખલીનો હિફ્ઝ કલાસ અને ત્યાર બાદ માહીમાં 'મદ્રસએખલીલીયા' વજૂદમાં આવ્યો.

ટૂંકમાં દાઅવતના કામનો ફેલાવો થયો એ પહેલાં જો કોઈ મદ્રસો શરૂ કરતો તો એને ખાસ અને આમ બધાં જ લોકો અનેક પ્રકારની શંકા કુશંકાઓ પેદા કરીને એની હિંમત તોડી નાખતા કે જ્યારે એક મદ્રસો છે તો બીજો શરૂ કરવાની શી જરૂર છે ?

પણ દાઅવતના કામની બરકતથી આમ અને ખાસ તમામ લોકોને દીનના ઈલ્મની જરૂરીયાત સમજાઈ. જેને લીધે એક પછી એક નવા મદ્રસાઓ કાયમ થવા લાગ્યા. અને એમની મદદ પણ થતી રહી. ઉપરાંત એને સમયની સૌથી મોટી જરૂરીયાત માનવામાં આવી. અલ્લાહના ફઝલથી આટઆટલા મદ્રસાઓ કાયમ થવા છતાં તાલીબ ઈલ્મોની સંખ્યાને પહોંચી વળાતું નથી. એટલે કેટલાંય તાલીબ ઈલ્મોને ગુજરાત બહારના મદ્રસાઓમાં દાખલ થવું પડે છે.

હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ફરમાવતા રહેતા કે "દાઅવતનું કામ કરીને ઉપર ઉપરનું વાતાવરણ પૈદા કરો અને એની બરકતોથી ઈન્શાઅલ્લાહ દીનની તમામ ડાળીઓ શાદાબ અને સમૃધ્ધ થઈ જશે."

જે સમયમાં આપ આ વાત ફરમાવતા તે સમયે આપની એ વાત લોકોના દિલોમાં ઉતરવી મુશ્કેલ લાગતી હતી પણ આજે આપણે આપણી આંખોની સામે જ જોઈ રહ્યા છીએ કે કેવો ગઝબનો ઈન્કિલાબ પૈદા થયો છે ? કે દીનના તમામે તમામ વિભાગો માશાઅલ્લાહ તરક્કી કરી રહેલ છે. દરેકે દરેક ગામની મસ્જીદને મોટી કરવી પડી છે છતાં પણ એ નાની પડી રહી છે. આ કૌમમાં થોડાક હાફિઝો અને થોડાક આલિમ સાહેબો હતા. એને ઠેકાણે અલહમ્દોલિલ્લાહ ! આજે કુરઆનના હજ્જારો હાફિઝ અને દીનના બેશુમાર આલિમો પૈદા થઈ ગયા છે.

આંખવાલે તેરી કુદરત કા તમાશા દેખેં
જિનકી આંખે હી નહીં હૈં વો ભલા કયા દેખેં !

## દીનના દરેક વિભાગના કેટલાક અણમોલ રત્નો !

જ્યારે આપણા વડવાઓએ એકધારી કુરબાનીઓ આપી આપીને દીનનું એક સુંદર વાતાવરણ પૈદા કર્યું તો અલ્લાહ તઆલાએ પણ એની

ખાસ રહેમતો અને કૃપાઓથી દીનના દરેકે દરેક વિભાગોમાં કેટલાક નાદર નમૂનાઓ પૈદા ફરમાવ્યા અને એમને આપણા સૌના માટે ઈબરતઆમેઝ બનાવી દીધા.

અલહમ્દોલિલ્લાહ ! આજે મોમિન કૌમના કેટલાક હઝરત દીની ફતવાઓ આપવાની કીમતી ખિદમત આપી રહ્યા છે. કેટલાંક જુદા જુદા મદ્રસાઓમાં જુદી જુદી દીની કિતાબોની તાલીમ આપવામાં મશરૂફ છે અને કેટલાક પોતપોતાના બુઝુર્ગો પાસેથી બેઅત અને ખિલાફત મેળવીને દીનની અણમોલ ખિદમતો આપી રહ્યા છે. કેટલાક ગુજરાતના મોટાં મદ્રસાઓમાં હદીસ શરીફની તાલીમ આપવાનું મુબારક કામ કરી રહ્યા છે. ત્યાં સુધી કે એશિયાની સૌથી મોટી ઈસ્લામી તાલીમી સંસ્થાઓ દારૂલ ઉલુમ દેવબંદ અને નદવતુલ ઉલમા લખનઉમાં પણ હદીસ શરીફ તેમજ જુદીજુદી તાલીમ આપવાની ખિદમતોમાં ડૂબેલાં છે.

મહાન મુજાહિદ અને મુબલ્લિગે આઝમ હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) સમગ્ર ઈસ્લામી જગતમાં ફેલાયેલી તબલીગની ચળવળના રૂહેરવાં અને સૌથી મહાન રાહનુમા પુરવાર થયા. અને આપના જરીઆથી અલ્લાહના દીનની દાઅવત આપનારા હજ્જારો ખાદીમો પૈદા થયા. જેઓ આજે પણ દાઅવતના કામને પોતાની જીંદગીનો મહાન મકસદ માનીને એની ભરપૂર મહેનતોમાં ખૂંપેલા છે.

ટૂંકમાં આવાંઆવાં કેટલાક અણમોલ રત્નો પૈદા ફરમાવીને બારીતઆલાએ એમને આપણા સૌને માટે ઈબરતરૂપ બનાવ્યા છે. જે કોઈ બંદો જેટલા પ્રમાણમાં દીન અને ઈમાનની જેટલી પણ ખિદમત કરતો રહેશે તે પોતાની ફિક્ર અને ઈખ્લાસ તેમજ મહેનતોના પ્રમાણમાં બારીતઆલાની રહેમતો અને કૃપાઓનો ફૈઝ હાસિલ કરી શકશે.

ઈસકે અલ્તાફ તો હૈં આમ શહીદી ! સબ પર
તુઝસે કયા ઝિદથી અગર તૂ કીસી કાબિલ હોતા.

વળી ઉપરોક્ત બેનમૂન મિસાલોથી એ પણ જાહેર થાય છે કે દીન અને ઈમાન એ કોઈ ખાસ જાતિની કે સમાજની જાગીર અને વારસો નથી.

પણ શર્ત છે એના માટે મહેનતો કરવાની. દરેક કામને સાચા માર્ગ ઉપર સાચા દિલથી મહેનતો કરીને પાર પાડી શકાય છે. "દરે ફૈઝે મુહમ્મદ વા હૈ આએ જીસકા જી ચાહે" નબી (સ.અ.વ.) ના ફૈઝનો દરવાજો તો ખુલ્લો છે જેની તમન્ના હોય તે આવે અને લાભ ઉઠાવે.

## દીન અને દુનિયાની ખુશહાલી !

મોમિન કૌમની દીનની જાહેરી હાલત બેશક અલ્લાહનો શુક્ર અદા કરવાને લાયક છે. મોટા ભાગની કૌમની રહેણી કરણી અને પોશાક માશાઅલ્લાહ શરીઅત મુજબના છે. ખોટાં રીત રિવાજો અને બિદઅતોથી કૌમ માશા અલ્લાહ દૂર છે. દીન અને શરીઅતના હુકમો ઉપર અમલ કરવાનો જુસ્સો પણ ઠીક ઠીક પ્રમાણમાં જોવા મળે છે.. દેશના જુદા જુદા વિસ્તારોમાંથી કે વિદેશી મુલ્કોમાંથી અહીં આવનાર મુસાફિરો આ કૌમની જાહેરી દીનદારી જોઈને પ્રભાવિત થયા વગર રહેતા નથી. બારીતઆલાએ કૌમની આ જાહેરી દીનદારીની બરકતોથી જ એને દુનિયાની ખુશહાલીઓથી પણ નવાજી છે. તમામ ગામોના લોકો પોતાના ગામના મદ્રસાઓનો ખર્ચ જાતે જ ઉઠાવે છે. તે ઉપરાંત બીજા એવા ગામો કે જ્યાંના મુસલમાનો ખૂબ ગરીબ અને કંગાળ છે એમની વસ્તીમાં નવા મદ્રસાઓ કાયમ કરીને ત્યાં મુદર્રીસની નિમણૂંક કરી તેમનો તમામ ખર્ચ ઉઠાવવાની કીમતી કુરબાનીઓ પણ આ કૌમના કેટલાક સખી હઝરાત આપી રહ્યા છે. અને એવા લગભગ બસ્સોથી પણ વધારે મદ્રસાઓ તેઓ પોતાના ખર્ચે ચલાવી રહ્યા છે. જેથી ઉમ્મતનો ગરીબ વર્ગ એની માલી કમજોરીને કારણે દીનની મહાન દૌલતથી મેહરૂમ ન રહી જાય.

વળી આ કૌમના ખુશહાલ અને દીની ફિક્ર ધરાવનાર લોકો આખા દેશમાં જુદા જુદા શહેરો અને વિસ્તારોમાં આવેલ દારૂલ ઉલુમો અને દીની મરકઝોની - પોતાની ખુશનસીબી માનીને - માલી મદદ કરીને અલ્લાહની રઝામંદીના હિસ્સેદાર બની રહ્યા છે. અને આ બધું જ બેશક અલ્લાહની તૌફીક અને એની કૃપાઓનું જ પરિણામ છે. અલ્લાહપાક આ કૌમને ભીતરની ખૂબીઓથી પણ નવાજે અને દીનના તમામ કામો ઈખ્લાસથી કરવાની હિંમત અને તૌફિક નસીબ ફરમાવે આમીન....

## રૂહાની સુધારણા તરફનો ઝુકાવ :

કૌમની વીતેલી તવારીખમાં જાહિલ પીરો સાથેના સંબંધો - જેમાં પીરો અને મુરીદો બંને જિહાલત અને બુરાઈના કાદવમાં ખૂંપેલા હતા. મુરીદોને તો પોતાની હાલત સુધારવાની જરૂરત જ દેખાતી ન હતી. બલ્કે એ જાહિલ પીરોને જન્નતના ઠેકેદાર માની લઈને પૂરી કૌમ ગર્વ લેતી હતી. અને જાહિલ પીરોની જીંદગીનો મકસદ પણ ફકત દુનિયા મેળવવી અને એશ મસ્તી કરવી તેમજ બુરાઈઓમાં ડૂબેલા રહેવાનો હતો.

બારીતઆલાએ અગાઉ જણાવેલ બુઝુર્ગોને જરીઓ બનાવીને એમની બરકતોથી જ્યાં આ કૌમને ઈલ્મની નૂરાની દૌલતથી નવાજી ત્યાં એને એની રૂહાની સુધારણા કરવાની તૌફિક પણ નસીબ ફરમાવી અને એ જ નિયતથી આ કૌમના લોકો મહાન દીની પેશવાઓની બારગાહમાં હાજર થયા.

ખાસ કરીને હઝરત મૌલાના કમરૂઝ્ઝમા સાહેબ ઈલાહાબાદીની ખિદમતમાં કૌમના મોટા ભાગના લોકો હાજર થયા. બેશક અલ્લાહનો એ મહાન એહસાન અને કરમ છે કે જૂઠા પીરોની માયાજાળમાંથી ઉગારી લઈને એણે દીનના સાચા રાહબરો અને રૂહાની પેશવાઓ આપણને નસીબ ફરમાવ્યા.

---

નોંધ :- આપ હઝરત શાહ વસીઉલ્લાહ (રહ.) ના ખાસ અને હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહેબ પ્રતાપગઢી (રહ.) ના મોટા ખલીફા છે.

---

બારી તઆલા આપણને દીનના તમામ હિસ્સાઓની કદરદાની નસીબ ફરમાવો. અને ફિતનાઓથી ભરપૂર આ જમાનામાં અલ્લાહનો જે કોઈ પણ બંદો દીનના જે પણ હિસ્સા માટે કામ કરી રહ્યો છે. એ બેશક દીનની ઈમારતના તમામ હિસ્સાઓને મજબૂત કરવામાં મદદરૂપ બની રહ્યો છે.એટલે જ એ લાખ લાખ શુક્રિયા અને મુબારકબાદનો હકદાર છે.

ઠેર ઠેર નાનામોટા મદ્રસાઓની જમાવટ અને તેમનો ફેલાવો, નાદર નમૂનાઓની મિસાલોનું વજૂદ, હજારો ફરજો, વાજિબો અને સુન્નતોનું જીવંત થવું, ચારે કોર દીની વાતાવરણનું પેદા થવું અને પોતાની રૂહાની સુધારણાની તરફનો ઝુકાવ એ બધી જ દીનની નૂરાની બાબતો દાઅવતના અમલની

બરકતોનું જ પરિણામ છે. જેને કારણે દીનના મુબારક ઈલ્મની કદ્રો કીમત અને અઝમત દિલોમાં પૈદા થઈ. અને કામ્યાબીઓના દરજ્જાઓ હાસિલ કરવાના માર્ગો પણ આસાન બન્યા. તેમજ એ જ બરકતોને લીધે ગમે તેવી કપરી કસોટીઓમાં પણ અલ્લાહના નેક બંદાઓની હિંમત, ધીરજ અને દીની જુસ્સાઓ કાયમ રહી શકયાં.

બેશક ! સમગ્ર ઈસ્લામી જગત ઉપર હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ના બેહદ અને બુલંદ એહસાનો છે કે આપે દરેકે દરેક જાતની આફતો અને મુશ્કેલીઓમાં સબ્ર અને હિંમત રાખીને પોતાની દીની દડમજલો જારી રાખી અને દુનિયાના ખૂણેખૂણામાં મોટામોટા ઈજતેમાઓ કરીને તમામ ઉમ્મતની સામે એકજ અવાજે દીન અને ઈમાનની દાઅવતનો સૂર ફુંકયો. ત્યાં સુધી કે એ સૂરની તડપાવી દેનારી ગૂંજ તમામ ઉમ્મતે સાંભળી અને દીની દાઅવતના કામથી બાખબર થઈ ગઈ. એટલું જ નહીં પણ ઈજતેમાઓમાં બુલંદ અવાજે દુનિયાના તમામ ઈન્સાનોને ખુદાની કુદરતને કબૂલ કરી લેવાની દાઅવત આપી અને તમામ દુનિયાને માટે એક દલીલ રૂપ બની ગઈ. અલ્લાહ પાક આપણને સૌને દાઅવતના મુબારક કામની કદ્ર કરવાની તૌફિક નસીબ ફરમાવે. આમીન....

## આપ હઝરતજી મૌલાના યુસુફ (રહ.) ની રિવાયતોના પાબંદ હતા.

હઝરતજી મૌલાના યુસુફ (રહ.) માં (૧) દીનનું હકીકી ઈલ્મ હાસિલ કરવું (૨) ઈખ્લાસ અને લિલ્લાહીયત તેમજ (૩) દાઅવતને માટે મહેનતો કરવી. એ ત્રણે સિફતો બુલંદ રીતે વણાયેલી હતી. વડીલ, બુઝુર્ગ અને દીની રાહબર તરફની બુલંદ અકીદતને કારણે બારી તઆલાએ હઝરતજી (રહ.) ને બક્ષેલ તમામ ખૂબીઓ હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) ની મુબારક ઝાતને પણ બક્ષી દીધી હતી.

એટલે એ ખૂબીઓની બરકતથી જ કુરઆન અને હદીસની કેટલીક વાતો આપ એવા અંદાજથી સમજાવતા કે જેની મિસાલો કિતાબોમાંથી પણ નથી મળતી અને સાંભળનારાઓને પૂરેપૂરો વિશ્વાસ બેસી જતો કે

હઝરત મૌલાના (રહ.) જે કંઈપણ બયાન ફરમાવી રહ્યા છે બેશક અલ્લાહના કલામનો તેમજ રસૂલ (સ.અ.વ.)ના કલામનો એ જ મકસદ અને હેતુ છે.

આપની દીની મહેનતો અને દડમજલો પણ એ જ પ્રકારની હતી. જ્યારે આપ લોકોને દાઅવતના કામ તરફ ખેચાતાં જોતાં તો દિલમાં ઉછાળા મારતી ખૂશીનું નૂર આપના ચહેરા ઉપર પણ પથરાઈ જતું. અને જ્યારે જોતાં કે તેઓ ચિલ્લાઓમાં નામ લખાવવાથી હિચકિચાહટ અને ઢીલાશ વર્તી રહ્યા છે તો આપ મનોમન દુઃખી દુઃખી થઈ જતા. અને ઠંડી ઠંડી આહો ભરવા લાગતા. ઉમ્મતના સુખમાં સુખી થનારો અને એના દુઃખમાં દુઃખી થનારો તેમજ અલ્લાહના દીનને ખાતર અનેક મુસીબતો અને કઠણાઈઓ સહન કરનારો અલ્લાહનો એવો દર્દમંદ બંદો આ આંખોએ કયાંય નથી જોયો !

આપ હઝરતજીનો હવાલો આપીને ફરમાવતા કે "એક સાહેબ મરકઝમાં તશરીફ લાવ્યા અને હઝરતજી (રહ.) ને સલાહ આપવા લાગ્યા કે "આપે દાઅવતના કામ માટે કેટલાક બુલંદ મરતબાઓના મોભાદાર માણસો તૈયાર કરવા જોઈએ જેમના દબદબાથી આ કામ ખૂબ ફૂલે ફાલે."

હઝરતજી (રહ.) એ ફરમાવ્યું કે : "મારા ભાઈ અમારું આ દાઅવતનું કામ લોકોના મોભાઓ અને મરતબાઓ બનાવવાનું નથી. બલ્કે જૂઠાં મોભાઓ અને મરતબાઓને ખંડિત કરવાનું છે. જ્યાં સુધી દાઅવતના કામ માટે પોતાને મિટાવી દેવાની તમન્ના પેદા નહીં થાય ત્યાં સુધી આ કામમાં પણ જાન પેદા નહી થાય. અમારે લોકોના મરતબા બુલંદ નથી કરવા પણ દીનના કામને બુલંદ કરવું છે."

હઝરતજી (રહ.) ના હવાલાથી જ આપ એક બીજી વાત પણ ફરમાવતા કે : " એક મોભાદાર શખ્સે એક બહુ જ મોટી શંકા હઝરતજી સામે પેશ કરી કે તમારું આ તબ્લીગી કામ જે થોડાક સીધા સાદા મેવાતી લોકો કરે છે. એનાથી ઉમ્મતમાં કયો ઈન્કિલાબ આવી જશે ? જ્યારે કે દેશમાં મોટી મોટી હસ્તીઓએ બહુ મોટી મોટી સ્કીમો બનાવી છતાં તેઓ તમામ નાકામયાબ રહયા છે. તો આપને આ તબ્લીગના કામથી શું કામયાબી મળી જશે ?"

હઝરતજી (રહ.) એ જવાબમાં ફરમાવ્યું કે : "આપની વાત બિલ્કુલ સાચી છે કે દેશમાં મોટી મોટી હસ્તીઓએ મોટી મોટી સ્કીમો બનાવી અને એ બધી જ નાકામિયાબ થઈ ગઈ. એનું કારણ એ હતું કે એ મોટી સ્કીમો અને મોટી હસ્તીઓની સામે અડચણો પણ મોટી મોટી ઉભી થઈ જતી હતી. પરિણામે એ સ્કીમો પણ નિષ્ફળ બની જતી હતી. રહ્યું અમારું તબ્લીગી કામ ! જે સાવ સાદી સીધી રીતે થઈ રહ્યું છે. એને કોઈ ધ્યાનમાં પણ લાવતું નથી. એટલે એના માર્ગમાં અડચણો નાખવાને લાયક પણ કોઈ આ કામને સમજતું નથી. અને અમારા આ તબ્લીગી કામની મિસાલ તો ઉધઈ ના જેવી છે જેવી રીતે ઉધઈ અને એનું કામ દેખાતાં નથી પણ જ્યારે ઘરના તમામ થાંભલાઓને ઉધઈ કોરી કોરી ને ખોખલા કરી નાખે છે તો એક દિવસે ઘરનું છાપરું પણ હેઠું પડે છે. એ જ રીતે અમારી તબ્લીગી જમાઅતો કુફ્રની છતો માટે ઉધઈનું કામ કરી રહી છે. એ કામ કરતાં કરતાં કુફ્રના થાંભલાઓ સડી જશે, કમજોર થઈ જશે અને જ્યારે સમય બરાબર આવી જશે તો એકાએક કુફ્રની છત આપોઆપ તૂટીને નીચે પડશે."

કાવીના ઈજ્તેમાના ખુસુસી બયાનમાં આપે ફરમાવ્યું કે : "મેં હઝરતજી મૌલાના યુસુફ (રહ.) ને દરખાસ્ત કરી કે 'દાઅવતના ઉસૂલોની કિતાબ આપ તૈયાર કરી આપો. જેથી પુરાણા કામ કરનારાઓમાં ઉસૂલોની બાબતમાં કોઈ ભેદભાવ રહે નહી. કારણ કે એક પુરાણો કામ કરનારો એક વાતને ઉસૂલ માને છે જ્યારે આ કામમાં નવો નવો જોડાનાર કોઈ બીજી વાતને ઉસૂલ માને છે. પરિણામે એ બંનેની વચ્ચે વિરોધ પેદા થઈ જાય છે."

હઝરતજી (રહ.) એ જવાબમાં બે વાતો ફરમાવી. એક વાત એ કે "દાઅવતના કામના ઉસૂલો એવા નથી. કે જેમાં કોઈ ફેરફાર કે રદ્દોબદલ ન કરી શકાય. અને એ ફેરફાર કે રદ્દોબદલ સમય સંજોગો જોઈને, અંદરો અંદર મશ્વરો કરીને નક્કી કરવા પડે છે. એ માટે એવા કોઈ ચોક્કસ ઉસૂલો બનાવી શકાય તેમ નથી.

દરેક જિલ્લામાં અને દરેક મુલ્કમાં ત્યાંના વાતાવરણ તેમજ સંજોગો મુજબ ઉસૂલોમાં ઢીલ મૂકવી પડે છે. દાખલા તરીકે જમાઅતનો એવો

પણ ઉસૂલ બનાવી શકાતો નથી કે ખાવાની દાઅવત કોઈપણ જગ્યાએ કબૂલ કરવાની નથી અને ન તો એમ કહી શકાય છે કે દરેક જગ્યાએ ખાવાની દાઅવત કબૂલ કરવાની છે. પણ સમય-સંજોગો અને જે તે જગ્યાના વાતાવરણ મુજબ એ બાબતોમાં ફેરફાર કરવા પડશે. "

બીજી વાત આપે એ ફરમાવી કે : "ઉસૂલો કુરઆન, હદીસ અને સહાબા (રદી.) ની સીરતની રૌશનીમાં લખવામાં આવશે. જો હું જ ઉસૂલો લખી આપું તો પણ તમામ ઉમ્મતનું તેની ઉપર એકમત થવું જરૂરી નથી.

કારણ કે હું જે કંઈ લખીશ એ મારી સૂઝબૂઝ પ્રમાણેનું હશે અને એ બીજાઓની સૂઝબૂઝથી અલગ પ્રકારનું હોઈ શકે છે. એટલે એ મસલાને હલ કરવા માટે કિતાબ "હયાતુસ્સહાબા" ત્રણ ભાગોમાં લખી છે. જો તેનો ધ્યાનથી અભ્યાસ કરવામાં આવે તો સમય, સંજોગ અને વાતાવરણ પ્રમાણે કયા ઉસૂલ ઉપર અમલ કરવો તેની મિસાલ સહાબા (રદી.) ની જીંદગીમાંથી મળી શકે છે અને તેનાથી જ દરેક મૂંઝવણ દૂર થઈ જશે."

હઝરતજી (રહ.) ની આવી આવી બેશુમાર વાતોથી હઝરત મૌલાના (રહ.) આમ તેમજ ખાસ લોકોને ફૈઝ પહોંચાડતા રહેતા. અને દાઅવતના કામની તેમજ કામ કરનારાઓની જડોને મજબૂત કરતા રહેતા. ટૂંકમાં ઉમ્મતનો દરેકે દરેક વર્ગ આપનાથી ફૈઝ પામતો હતો અને સંતોષ પણ !

સુના વો દર્સે કુરઆં દિલકી આંખેં ખોલ દી જિસને
મઆરફહાએ - કુરઆની કા દરિયા મોજઝન દેખા
શરીઅતમેં તરીકતકો ; તરીકતમેં હકીકત કો
ખુલી આંખોં હર ઈક હાઝિરને ગોયા હમકરન દેખા

એક સાચા અને કામિલ મોમિનના અખ્લાક અને આદતો શરીઅતના હુકમો મુજબ જ હોય છે. વળી એક પૂરેપૂરો મોમિન અલ્લાહના દીનની દાઅવત પણ આપનારો હોય તો એના અખ્લાક અને આદતો બીજાઓને પણ અસર કરે છે, આકર્ષે છે. આપની તમામ વાતોમાં નૂરાનીયત શામેલ રહેતી. અને આપના ખુદમાં પણ ગજબનું ખેંચાણ હતું, કશિશ હતી.

## સાદગી અને નમ્રતા :

આપનામાં ગજબની સાદાઈ અને નમ્રતા હતી અને એ પણ સાફ જાહેર હતી. વળી એટલી જ હદે આપ દુન્યવી ચીજોથી બેધ્યાન પણ હતા. જ્યારે આપનો દિલ્હી મરકઝમાં ક્યામ હતો અને આપના કુટુંબીઓ આપની સાથે ન હતા. તો આપ એક નાનકડી ઓરડીમાં રહેતા. જેમાં બીજા પણ બે ત્રણ માણસો આપની સાથે રહેતા હતા. એ ઓરડીમાં આપ ચારપાઈ વગર જમીન ઉપર બિસ્તર લગાવીને આરામ ફરમાવતા અને આમ તાલીબ ઈલ્મોની જેમ જ રહેતા.

વિદેશોમાંથી મોટા મોટા ડોકટરો, એન્જીનિયરો અને શેખો આપની મુલાકાત માટે તશરીફ લાવતા. તો એમનાથી એ જ ઓરડીમાં નીચે બેસીને આપ વાતચીત ફરમાવતા. કયારેય આપને આપની શાન શૌકતનો કે આનબાનનો ખ્યાલ પણ આવતો નહીં. બેશુમાર કાબેલીયતો અને ખૂબીઓના માલિક હોવા છતાં આપની આટલી સાદાઈ અને નમ્રતા જોઈને મુલાકાત માટે આવનારાઓ આપનાથી ખૂબ પ્રભાવિત થતા અને હેરતમાં ડૂબી જતા.

એક વખતે આ લખનારની પણ એવી જ એક મજલિસમાં હાજરી હતી. આપે મજલિસને મુખાતિબ કરીને પૂછયું કે :"મેં પહેરેલો ઝભ્ભો સીધો છે કે ઉલ્ટો ? " બધાએ જવાબ આપ્યો કે 'સીધો છે'

આપે પૂછેલ સવાલ વિશે આપને પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું કે : "ગયા વર્ષે હું આફ્રિકા ગયેલ. જ્યારે હું આફ્રિકાના હવાઈ મથકે ઉતર્યો તો ત્યાં આવેલ સાહેબોએ જણાવ્યું કે "આપનો ઝભ્ભો ઉલ્ટો છે." ત્યારે મેં હવાઈ મથકે જ ઝભ્ભાને સીધો કરીને પહેરેલ. આજે પણ મારે આફ્રિકાની સફરે જવાનું છે એટલે જાણી લઉં કે કયાંક ગયા વર્ષની જેમ તો નથી થયું ને ? કારણ કે આજકાલના કપડામાં ઉલ્ટા સીધાનો જલ્દીથી ખ્યાલ નથી આવતો. "

આમ બેશુમાર ખૂબીઓના માલિક હોવા છતાં આપ અત્યંત નમ્ર સ્વભાવના અને બેહદ સાદગી પસંદ હતા. બીજાઓ ઉપર કયારેય પોતાની જાતને ચડિયાતી જાહેર ન કરતા. દરેકની સાથે નમ્રતાથી અને

મહોબ્બતથી હળતા મળતા રહેતા. કદી પણ કોઈપણ બાબતમાં પોતાને માટે અલગ વ્યવસ્થાની તમન્ના ફરમાવતા નહીં.

હુઝુર (સ.અ.વ.) નું ફરમાન છે કે : "જેણે અલ્લાહને માટે નમ્રતા ધારણ કરી એનું મસ્તક અલ્લાહ તઆલા બુલંદ રાખે છે." આપ ખરેખર એ હદીસનો જીવંત પુરાવો હતા. આપની એ જ સાદાઈ, નમ્રતા અને મિલનસાર સ્વભાવને કારણે જ અલ્લાહ તઆલાએ લોકોના દિલોમાં આપની શાન - શૌકત - ઈજ્જત અને અઝમતના બુલંદ મિનારા ચણી દીધા હતા. તેમજ કરોડો લોકોની નિસ્વાર્થ અને બેમિસાલ મહોબ્બત આપને એનાયત ફરમાવી હતી. બારીતઆલા એ નખશિખ બાઅખ્લાક અને પુરખુલુસ હસ્તીને પગલે પગલે ચાલવાની આપણને સૌને પણ તૌફિક નસીબ ફરમાવો....આમીન.

## સબ્ર, સહનશક્તિ અને હમદર્દી :

આપની જીંદગીનો મોટો હિસ્સો દીની દાઅવતના કામમાં નિછાવર થતો રહ્યો. જેમાં બેશુમાર અણગમતી બાબતોથી અને મનને ગમે નહીં તેવા કામોથી પણ આપનો પનારો પડયો. આમ છતાં આપ પૂરેપૂરી ધીરજ અને સબ્રથી કામ લેતા. કદી પણ કોઈ જાતની ફરિયાદના શબ્દો હોઠે લાવતા નહીં. વળી, બેશુમાર મુલાકાતીઓ હાથ મિલાવતી વખતે અથવા તો પોતાની જરૂરિયાતોની રજુઆત કરતી વખતે આપને અનેક પ્રકારની તકલીફો આપતા. છતાં પણ આપ ખૂબ જ ધીરજથી, નમ્રતાથી અને ખુશ અખ્લાકીથી પેશ આવતા. અને જરૂરતમંદોને દિલાસો પણ આપતા. તેમજ ખૂબજ શાંતિથી સૌની વાત પણ સાંભળતા. અને ફરમાવતા કે : "ગરીબો અને મિસ્કીનોની દુવાઓની બરકતોથી જ મારી જીંદગીની નાવ ચાલી રહી છે. કોઈને શી ખબર કે એમની ઉપર શું શું વીતે છે ?" એટલે જ આપ ગરીબ લોકોથી ખાસ મહોબ્બત અને હમદર્દી રાખતા. અને એમની દર્દીલી દાસ્તાનો સાંભળીને આપ આંસુ વહાવતા. અને એ સમયે આપ પોતાની જીંદગીના શરૂઆતના દુઃખદર્દોથી ભરપૂર દિવસોની વાતો યાદ ફરમાવતા કે : "મારી વિધવા વાલેદા ખૂબ.જ ગરીબ હોવા છતાં મને ગરીબો અને મિસ્કીનો સાથે હમદર્દી રાખવાનું કહેતાં. અને જે કંઈ જેટલું પણ એમની પાસે હોય એમાંથી એ

ગરીબ- મિસ્કીનોને આપતા રહેતાં." આપ પોતે પણ જરૂરતમંદોની મદદ ફરમાવતા. આપ મખ્લૂકની ખિદમતને ખૂબ મોટો નેક અમલ માનતા અને એનો ખૂબ ખ્યાલ રાખતા. આપ જરૂરતમંદોની રીતસરની એક યાદી રાખતા અને મોકા મુજબ એમની મદદ ફરમાવતા. વળી ગરીબ તાલીબ ઈલ્મોની પણ મદદ ફરમાવતા. ઉપરાંત ઉલમાએ કિરામની ખિદમતમાં ભેટ સોગાદો પહોંચાડવાની પણ આપને આદત હતી.

"તરીકત તો મખ્લૂકની ખિદમત કરવાનું જ નામ છે. એ કોઈ તસ્બીહ, મુસલ્લો કે ગોદડીનું નામ નથી"

## આપની જિંદગીના આખરી દિવસો :

ઈ.સ.૧૯૯૭ માં આપે આખરી હજ અદા કરી હતી. ૨૯ એપ્રિલ ૧૯૯૭ ના રોજ આપ બેયતુલ્લાહ શરીફની મુબારક સફરેથી બસ્તી નિઝામુદ્દીનમાં તશરીફ લાવ્યા.

કેટલાય સમયથી આપની તબિયત નાદુરસ્ત રહેતી હતી. કયારેક તન્દુરસ્તી તો કયારેક માંદગી રહેતી. પણ આપ તો હિંમત અને સહનશકિતના પહાડ સમાન હતા. જરા પણ તબીયત ઠીક થતી કે તરત જ પોતાના રોજીંદા પ્રોગ્રામ પ્રમાણે બયાન વગેરે જારી રાખતા.

એ દિવસોમાં હઝરત મૌલાના (રહ.) ના વતન ગઠામણ ગામના કેટલાક સંબંધીઓ નિઝામુદ્દીન તશરીફ લાવ્યા હતા. એ હઝરાત ગઠામણમાં થનારા ઈજ્તેમામાં હઝરત મૌલાના (રહ.) હાજરી આપે એવી ગુજારિશ કરવા માટે આવ્યા હતા. એમના આગ્રહને કારણે હઝરત મૌલાના (રહ.) ગઠામણ ઈજ્તેમામાં શરીક થવા માટે વતનમાં રવાના થયા.

આપ વિમાન મારફતે દિલ્હીથી અમદાવાદ અને ત્યાંથી કાર મારફતે મદ્રસએ નઝીરીયા - કાકોશીમાં પહોંચ્યા. ત્યાં આપનું ટૂંકુ બયાન થયું. જેમાં આપે પોતાના બાળપણના અને શરૂઆતના તાલીબ ઈલ્મીના જમાનાની વાતો બયાન ફરમાવી. ત્યારબાદ આપ આપના વતન ગઠામણ તશરીફ લઈ ગયા. ગઠામણનો ઈજ્તેમા ત્રણ દિવસનો હતો અને અલ્લાહના

કરમથી એ દરમિયાન આપની તબીયત પણ સારી રહી. સગાસંબંધીઓથી મુલાકાતો થઈ. ગામના અને આસપાસના વિસ્તારના તમામ સ્નેહી સંબંધીઓની આપે ખેરખબરો પૂછી અને એમની હોંશે હોંશે મુલાકાતો કરી. ત્યાં સુધી કે આપ પોતાના બાળપણના હિંદુ મિત્રોને અને સંબંધીઓને પણ ખૂબ પ્રેમથી મળ્યા અને એ સૌને ઈજતેમાની દાઅવત પણ આપી.

## વતનના બિરાદરો અને કૌમની સામે આખરી બયાન :

એ લગભગ ૧૭મી મે ઈ.સ. ૧૯૯૭ નો દિવસ હતો. આપની વફાતથી લગભગ ચારેક દિવસ અગાઉ આપ પોતાના ગામ ગઠામણમાં કૌમને ખિતાબ ફરમાવી રહ્યા હતા. એ સમયે કોને ખબર હતી કે દુનિયામાં દીન અને ઈમાનની રૌશની ફેલાવનાર એ સૂરજ થોડાક જ સમયમાં ઓઝલ થઈ જવાનો છે !

ગઠામણના ઈજતેમાના એ આમ બયાનમાં આપે આપની વિદેશી મુલ્કોની શરૂઆતની સફરોની દિલચશ્પ વાતો ખૂબ ઝીણવટભરી રીતે બયાન ફરમાવી હતી. તેમજ ઈસ્લામ અને મુસલમાનો ઉપર ભારે કપરી કસોટીઓના અને મુસીબતોના તોફાનો આવે તો એની મિસાલમાં આપે હઝરત અબુબક્ર સિદીક (રદી.) ના જમાનાની વાતો દોહરાવી હતી. અને એ કપરી કસોટીઓમાં સહાબા (રદી.)એ કઈ રીતે ? કેવા પ્રકારનાં કામો કર્યાં ? એની વિગતો સમજાવી. તેમજ આજના કપરી કસોટીઓના સમયમાં આપણે સૌએ પણ સહાબા (રદી.) ના એ જ કામો કરવાનાં છે. એની ઝીણવટથી સમજ આપી.

કૌમ અને ઉમ્મતનો સાચો હમદર્દ અને સાચો રાહબર એની જીંદગીનું આખરી બયાન ફરમાવીને થોડાક જ સમયમાં હંમેશને માટે આ ફાની દુનિયાને અને એના કરોડો પરવાનાઓને તજી દઈને વિદાય થવાનો છે. એ આલિમુલગેબ - બારીતઆલા સિવાય કોણ જાણતું હતું ?

બયાન બાદ આપે હંમેશની જેમ જોશ અને શોખની સાથે તમામ મજમાની તશ્કીલ ફરમાવી અને અલ્લાહની રાહમાં નીકળનાર તેમજ નીકળવાનો ઈરાદો કરનારાઓ માટે પણ ખાસ દુવાઓ ફરમાવી.

તેમજ તમામ મજમાને ત્રણવાર બુલંદ અવાજે 'અસ્સલામો અલયકુમ' કહ્યું. તમામ લોકોએ પણ જવાબમાં એક સાથે 'વઆલેકુમુસ્સલામ' કહ્યું. આપે દુઆમાં આવા દર્દ ભરપૂર શબ્દો પણ દોહરાવ્યા કે "અય અલ્લાહ ! હવે હું ઘરડો અને કમજોર થઈ ગયો છું. આ ઈજ્તેમામાં ખૂબ મુશ્કેલીઓથી આટલી મોટી સંખ્યામાં લોકો જમા થયા છે. અય અલ્લાહ ! તું આ તમામ મજમાની હિફાજત ફરમાવ."

અલ્લાહના એ દર્દમંદ બંદાના દિલમાં એક જ દર્દ અને એક જ તમન્ના હતી કે કોઈ પણ રીતે એ ઈજ્તેમામાંથી લોકો મોટી સંખ્યામાં અલ્લાહની રાહમાં નીકળી પડે. અને દેશ વિદેશોમાં પથરાયેલી જુદી જુદી કૌમોમાં ઘૂમી ઘૂમીને બેદીન અને બેતલબ લોકોને દીનની દાઅવત આપીને એ સૌ બેખબરોને જન્નતના માર્ગે લઈ આવે. બસ ! એજ એક તડપન હતી. દીનની ફિક્ર અને ખિદમત જાણે એ મરતાં મરતાં કરી ગયા અને કરતાં કરતાં મરી ગયા. ઈજ્તેમા બાદ ચોથે દિવસે કાર મારફત આપ ગઠામણથી અમદાવાદ જઈને ત્યાંથી દિલ્હી રવાના થયા અને નિઝામુદ્દીન તશરીફ લઈ ગયા.

સવારે "યૌમે આશુરા" ઉપર હંમેશની જેમ બયાન ફરમાવ્યું. ૧૦ અને ૧૧ મોહર્રમ બાદ ૧૨ મી મોહર્રમ ૧૪૧૮ હિજરીના દિવસે આપને ઈજતેમા માટે મદ્રાસ જવાનું હતું. એ પહેલાં ગંગવારા જિલ્લા ઈટામાં ઈજ્તેમા હતો. તેમાં શરીક થવા માટે કાર મારફતે જવાનું નક્કી થયું હતું.

૨૧ મે ઈ.સ.૧૯૯૭ ની સવારે ફજરની નમાઝ શરૂના સમયે જ અદા કરી. અને ખાદિમને ફરમાવ્યું કે : "હવે મને ગાડીમાં બેસાડી દેવામાં આવે. જેથી મારે કારણે બીજાઓને ઈન્તેઝાર કરવાની તકલીફ ન ઉઠાવવી પડે."

આપના હુકમ મુજબ આપને ગાડીમાં બેસાડી દેવામાં આવ્યા. પણ હંમેશ કરતાં આજે આપની તબીયતમાં ખામોશી વધારે છવાયેલી હતી. આમ છતાં સફર શરૂ થઈ. આપની સાથે એ સફરમાં બે ખાદિમો હતા. આપની કાર 'ખુરજા' પહોંચી. જ્યાં પહોંચીને દુવા કરવાનું અગાઉથી નક્કી હતું.

'ખુરજા' પહોંચીને હઝરત મૌલાના કુદરતી હાજતેથી ફારેગ થયા. એમ લાગતું હતું જાણે આપની હિંમત તૂટી ગઈ છે. કંઈ ખાવાપીવાની પણ મરજી થતી ન હતી. આપે ફરમાવ્યું કે : "મને ફક્ત દવા ખવડાવીને ગાડીમાં બેસાડી દો."

જ્યારે આપને અરજ કરવામાં આવી કે : "કલાકેક આપ એકાન્તમાં આરામ ફરમાવીને બાદમાં આવી જાઓ." જવાબમાં હઝરત મૌલાનાએ (રહ.) ફરમાવ્યું કે : "હું એકલો રહેવા નથી માંગતો. કાફલાથી અલગ હું કયાં રહીશ ? મને સાથે જ લઈ ચાલો. "

ગાડીમાં બેઠા બાદ ખાદિમે આપની કથળી ગયેલી હાલત જોઈને અરજ કરી કે "હઝરત ! હું તો આપને નિઝામુદ્દીન પાછા લઈ જાઉં છું. "

આપે ફરમાવ્યું કે : "ના ! કાફલાના સાથીઓથી વાત થઈ નથી. " ખરેખર તો આપનામાં હદથી વધારે કમજોરી દેખાતી હતી. એટલે ખાદિમે કહ્યું કે : "હું સફરના સાથીઓને જાણ કરી દઉં છું. "

આપે 'હા' માં જવાબ આપ્યો અને ફરમાવ્યું કે : "સાથીઓને મારી રાહ જોવાની તકલીફ ઉઠાવવી ન પડે અને મારે કારણે એમને કોઈ તકલીફ ન થાય. "

આ બધી જ વાતો આપના ઈન્તિકાલના આગલા દિવસની છે. આપે આટલી કમજોરી અને બિમારીની હાલતમાં પણ સાથીઓને મામૂલી તકલીફ આપવાનું પણ મુનાસિબ ન માન્યું.

જ્યારે ખાદિમે કહ્યું કે : "અલીગઢ ફોન કરીને ખબર આપી દેવામાં આવી છે ". ત્યારે આપે ફરમાવ્યું કે : "હવે પાછા નિઝામુદ્દીન ચાલો અને થઈ શકે એટલી ઝડપ કરો "

ખુરજાથી પાછા ફરવાની આ છેલ્લી સફર હતી. એ ખુરજા કે જ્યાં દારૂલ ઉલુમમાંથી ફારેગ થઈને આપની તબ્લીગની પહેલી સફર થઈ હતી. અને જે જમાઅતના અમીર સાહેબે આપની સૌ પહેલી ચાર મહિનાની તશ્કીલ ફરમાવી હતી તેઓ આ જ 'ખુરજા' ના વતની હતા. એ કારી

અબ્દુર્રશીદ સાહેબ અને આપની બંનેની કબરો પણ પાસે પાસે બનેલી છે. અલ્લાહની કુદરત !

## દીન અને ઈમાનનું નૂર ફેલાવનાર આફતાબ હંમેશ માટે આથમી ગયો :

ખુરજાથી નિઝામુદ્દીન પાછા આવતી વખતે આપને સીધા જ હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યા. સારવારના બીજે દિવસે તબીયત ઠીક થવાથી આપને સવારે ૧૧ વાગે નિઝામુદ્દીન લાવવામાં આવ્યા. આપને દિલોજાનથી ચાહનારા સાથીઓએ આપના તશરીફ લાવતાં જ આપને ફૂલોના ઢગલાની જેમ હાથોહાથ ઉંચકી લીધા. ત્યાર બાદ આપને આપની ઓરડીમાં સૂવડાવી દેવામાં આવ્યા.

કોને ખબર હતી કે આ દુનિયાના પીંજરામાંથી એક આઝાદ પંખી હંમેશને માટે ઉડી જવાનું છે ? ! બધા જ લોકો આપની સુધરી રહેલી તબીયતથી સંતોષ લઈને ખુશી ખુશીથી અલ્લાહનો શુક્ર અદા કરી રહ્યા છે. આપ આરામ ફરમાવી રહ્યા હતા અને આરામની એ ઘડીઓમાં જ લગભગ બપોરે બાર વાગે દીન અને ઈમાનની રોશનીથી આખી દુનિયાને ઝગમગાવનાર સૂરજ હંમેશ હંમેશને માટે ઓઝલ થઈ ગયો. ૨૨ મે ઈ.સ. ૧૯૯૭ નો એ દર્દનાક દિવસ હતો.

સમગ્ર ઈસ્લામી જગત અને પૂરી ઉમ્મતને માટે એ કાળજું કંપાવી દેનારી ઘટના હતી. દુનિયાના ખૂણેખૂણામાં વીજળીની જેમ એ દર્દનાક ખબર ફેલાઈ ગઈ. એ ઘટનાએ બેશુમાર લોકોના દિલોને તડપાવી દીધા.

પૂરી ઉમ્મતનો એ મહાન ગમખ્વાર, સાચો હમદર્દ, દીનનો કામિલ રાહનૂમા, અલ્લાહના તમામ બંદાઓને માટે રાતોની રાતો એકાન્તમાં જાગી જાગીને રોઈ રોઈને અલ્લાહની બારગાહમાં દુવાઓ કરનાર, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ લાવેલ દીનનું સાચું દર્દ ધરાવનાર, ઉમ્મતની બેદીની માટે બેચેન રહીને તડપનાર અને દીન અને ઈમાનનું નૂર ફેલાવનાર ઝળહળતો સૂરજ જોતજોતામાં ઓઝલ થઈ ગયો. પૂરી ઉમ્મત પોતાની ઉપર લાખો કરોડો એહસાન કરનાર મહાન મોહસિનથી મેહરૂમ થઈ ગઈ.

આખી દુનિયા જાણે માતમનું ઘર બની ગઈ ! બજારો બેરોનક અને રસ્તાઓ ભેંકાર બની ગયા. ...ચારેકોર ભયંકર સન્નાટો પથરાઈ ગયો અને બધી જ દિશાઓમાંથી આશકો, ચાહકો, પરવાનાઓનાં ટોળાં પાગલની જેમ પોતાના બંને જહાંનના ખેરખ્વાહ એવા પ્રાણ પ્યારા રાહબરના આખરી દીદાર માટે ઉમટી પડયાં.

જેને જુઓ એ આખેરતના એ મુસાફિરને માટે દુઆઓમાં અને તિલાવતમાં મશ્ગૂલ થઈ ગયાં છે. કોઈ આહો ભરી રહ્યું છે, કોઈનાં ડૂસકાં બંધાઈ ગયાં છે, કોઈ કાળજું ચિરાઈ જાય એવી રીતે આંસુ વહાવી રહ્યો છે. સૌ કોઈ વિલાપ કરી રહ્યાં છે, હાય ! હવે અમારી ખેરખબર લેનારો રાહબર કોણ બનશે ? એવો કામિલ રાહબર, જે અલ્લાહની તરફ પ્યાર મહોબ્બતથી અને ખુશઅખ્લાકીથી બધાને લઈને ચાલતો હતો હવે એને ક્યાંથી લાવશું ?

હઝરતજી મૌલાના યુસુફ (રહ.) અને હઝરતજી મૌલાના ઈન્આમુલ હસન (રહ.) અને મૌલાના ઈઝહારુલ હસન (રહ.) બધાં જ એક પછી એક અલ્લાહને પ્યારા થઈ ગયા. ત્યારે અમારો સૌનો સાચો હમદર્દ અને દિલાસો આપનારો મૌજૂદ હતો. જેણે તમાન ઉમ્મતની સાથે ભલાઈ કરી અને દાઅવતના કામની ઊંચાઈઓને ઔર બુલંદીઓ પણ બક્ષી. આજે અમારા સૌનો એ લાડલો રાહબર પણ જુદાઈનો આઘાત આપીને હંમેશને માટે અમારાથી દૂર થઈ ગયો. ''

આમ એકે એક માણસ દર્દ અને આંસુના સમંદરમાં ડૂબેલો હતો અને તડપી તડપીને વિલાપ કરી રહ્યો હતો. પણ કઝાની સામે કોનું જોર ચાલ્યું છે ? સબ્ર સિવાય કોઈ આરો જ રહ્યો નહીં.....

ઈશાની નમાઝ સુધી તો બસ્તી નિઝામુદ્દીનના રસ્તાઓ અને ગલીએ ગલી માણસોનાં ટોળાંથી ઉભરાઈ ગયાં. લોકોના ભીડ હદથી વધારે હોવાને કારણે જનાઝાની નમાઝ હુમાયુના મકબરાની સામે આવેલ બાગમાં અદા કરવામાં આવી. ત્યાર બાદ જનાઝો પંચ પીરા કબ્રસ્તાનમાં પહોંચ્યો. જ્યાં એ બેમિસાલ મુસાફિરની દુનિયાની આખરી મંઝિલ - કબર બનાવવામાં

આવી હતી. દીનને ખાતર આખી દુનિયાને ખૂંદી વળનાર એ મર્દે મુજાહિદને જમીનના એ નાનકડા ટૂકડામાં પાક પરવરદિગારને હવાલે કરવામાં આવ્યો.

એક તરફ મૌલાના ઉબેદુલ્લાહ સાહેબ (રહ.) ની કબર છે. બીજી તરફ કાઝી અબ્દુર્રશીદ ખુરજવી (રહ.) ની અને ત્રીજી બાજુ મુન્શી બશીર એહમદ સાહેબ (રહ.) ની અને એમની વચ્ચે પૂરી દુનિયાને બુલંદનાદે અલ્લાહના દીનનો પૈગામ પહોંચાડનાર અને એ માટે આખા જગતના દેશોની સફરો કરી કરીને થાકી ગયેલો એ બેમિસાલ મુસાફિર ખામોશ થઈને હંમેશને માટે પોઢી ગયો છે. અલ્લાહ પાક એની ઉપર કયામત સુધી બેશુમાર રહેમતો વરસાવો આમીન....

## દફન વિધિ પહેલાં એક ખ્વાબ !

(૧) આપને દફન ફરમાવ્યા એ પહેલાં દિલ્હીના એક આલિમ સાહેબે એક ખ્વાબ જોયો. (જેઓ દિલ્હીની કોઈ મસ્જીદના ઈમામ સાહેબ છે.) આપે ફરમાવ્યું કે : "કેટલાક નૂરાની માણસો જઈ રહ્યા છે અને તેમના હાથોમાં કોઈ અજબ પ્રકારની વસ્તુ છે. મને લાગ્યું કે એ ફરિશ્તાઓ જ છે.

તો અવાજ સંભળાયો કે "આ અમારા હાથમાં જે છે એ જાજમ છે. જેને અમે હૂઝૂર (સ.અ.વ.) ની પાક કબરમાંથી લઈને આવ્યા છીએ. અને એને હઝરત મૌલાના મુહમ્મદ ઉમરની કબરમાં પાથરવા માટે લઈ જઈ રહ્યા છીએ."

તો ઈમામ સાહેબને વિચાર આવ્યો કે : "ત્યારે હૂઝૂર (સ.અ.વ.) ની મુબારક કબરમાં શું રહ્યું હશે ?"

જવાબ મળ્યો કે : "આપને માટે જન્નતમાંથી લાવીને નવી જાજમ બિછાવી દેવામાં આવી છે."

(૨) હઝરત મૌલાના (રહ.) ના ઈન્તેકાલ બાદ મદીનાના મશ્હૂર આલિમ મૌલાના અબ્દુલ મન્નાન સાહેબે ખ્વાબ જોયો કે "એક મજમો છે. જેમાં હૂઝૂર (સ.અ.વ.) પણ તશરીફ લાવેલ છે અને ત્યાં તમામ સહાબાએ કિરામ (રદી.) પણ મૌજૂદ છે.

એવામાં જોવા મળ્યું કે હઝરત મૌલાના મુહમ્મદ ઉમર (રહ.) ચાલીને તશરીફ લાવી રહ્યા છે. જ્યારે આપ નજીક આવ્યા તો હૂઝૂર (સ.અ.વ.) એ આપનો ખૂબ ઈકરામ ફરમાવ્યો. અને એક તોહફો આપતાં આપે ફરમાવ્યું કે : " લો ! એને તમે પહેરી લો. અને ફરમાવ્યું કે : "તમે ખૂબ જ થાકીને આવ્યા છો. માટે આરામ કરો...આપનાં બયાનો અમારા સહાબા (રદી.) ને ખૂબ જ પસંદ છે. "

ખ્વાબ જોનાર બાદમાં ફરમાવે છે કે : "એટલામાં તો તરત જ શેખુલ હદીસ હઝરત મૌલાના ઝકરીયા (રહ.) પણ તશરીફ લઈ આવ્યા. "

હાય ! અફસોસ ! આપના મરતબાની બુલંદીને આપણે બેખબરો ઓળખી શકયા નહીં. આપની મુબારક હસ્તી અનેક કમાલોનો ગુલદસ્તો અને બરકતો તેમજ ભલાઈઓના ઝરણા સમાન હતી. આપને આપની હયાતીમાં જ કેટલીય વાર હૂઝૂર (સ.અ.વ.) ની ઝિયારત કરવાની ખુશનસીબી મળી હતી. અને આપની નૂરાની જિંદગીમાં અનેક ઈબરતનાક અને સબક આમોઝ કહાણીઓ સર્જાઈ હતી.

હઝરત મૌલાના (રહ.) ના મોટા સાહબજાદાએ ફરમાવ્યું કે : "ઈ. સ. ૧૯૭૭માં મક્કા મુકર્રમામાં હૂઝૂર (સ.અ.વ.) ની આપને ઝિયારત થઈ. આપ (સ.અ.વ. ) એ ફરમાવ્યું કે : "ઉમર ! તમારું મોં ખોલો ' અને પછી આપ (સ.અ.વ.) એ આપના મોં મુબારકમાંથી હઝરત મૌલાનાના મોંમાં રસ તબ્દીલ કરવાનું શરૂ કર્યુ. ત્યાં સુધી કે મૌલાનાના મોંમાંથી એ રસ બહાર ટપકવા માંડયું. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે : " ઉમર ! તમારું પેટ ભરાઈ ગયું ?" મૌલાનાએ જવાબમાં અર્જ કરી કે : "હા ! "

એક વખતે હઝરત મૌલાના બિમાર પડી ગયા. ત્યારે ખ્વાબમાં આપ (સ.અ.વ.) ની ઝિયારત થઈ. આપે જોયું કે આપ (સ.અ.વ.) ફરમાવી રહ્યા છે કે : "ઉમર ! મદીનાથી ચાલીને તમારી તબીયત પૂછવા માટે આવ્યો છું."

આપના ઈન્તેકાલ બાદ દુનિયાના ખૂણેખૂણેથી દિલસોજીના બેશુમાર સંદેશાઓ આવ્યા. જેમાં આપની વફાતના મહાન આઘાત બદલ અફસોસની લાગણીઓ સાથે સાથે જેની ખોટ કદી પણ ભરપાઈ થઈ શકે નહીં

તેવા ઉમ્મતના અનહદ નુકસાનનો ઈઝહાર કરવામાં આવ્યો હતો. અને આખા દેશના અખબારો, રિસાલાઓ અને સામયિકોએ આપની અણમોલ ખૂબીઓને તેમજ આપની પાક ખિદમતોને બુલંદ શબ્દોમાં બિરદાવીને લેખો અને સમાચારો પ્રગટ કર્યા હતા.

" મૌત ઈસકી હૈ કરે જિસકા ઝમાના અફસોસ !
યૂં તો દુનિયામેં સભી આતે હૈં મરને કે લીયે "

આપની વિદાયથી ધરતીપટ ઉપર વસનારાં તમામ ઈન્સાનો એક કામિલ વલીથી અને જમાનાના "કુતુબ"થી મેહરૂમ થઈ ગયાં. જગતનો એ અજોડ અને પોતાના હુનરનો બેમિસાલ, બાકમાલ અલ્લાહનો બંદો જેણે દીનના તમામ હિસ્સાઓને પુરનૂર અને બારોનક બનાવ્યા. જેની ઉપર સમગ્ર ઈસ્લામી જગતને નાઝ હતો. તમામ આલિમે દીનને નાઝ હતો. અને જેની આજુબાજુ નબી (સ.અ.વ.)ના આશિકોના ટોળાં અને ઉમ્મતના પ્યાસાઓ જમા થઈને દીનની ચર્ચાઓથી અને મશ્વેરાઓથી મજલિસોને ધબકતી રાખતા હતા. આજે એ અલ્લાહનો બંદો પોતાની કબરમાં લાંબી નીંદમાં પોઢી રહ્યો છે. સચ્ચાઈ અને સાદગીનો એ નમૂનો સબ્ર અને હિંમતનો એ પહાડ, ઈમાન અને યકીનનો એ અલમબરદાર, મહોબ્બત અને વફાદારીનો એ પરવાનો અલ્લાહથી ઉમ્મેદ છે કે કબરમાં જઈને જન્નતની રૂહઅફઝા ખુશીઓનો આનંદ માણી રહ્યો હશે. ખુદાવંદે કરીમ આપણને એની મહાન ખોટનો બદલો નસીબ ફરમાવો અને આપના નૂરાની નકશેકદમ પર ચાલવાની તૌફિક અતા ફરમાવો આમીન....

" ઐસા કહાં સે લાએં કિ તુઝ સા કહેં જિસે "



## હઝરત મૌલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.) ની બહારના મુલ્કોની સફરોની ટૂંકી યાદી :

★ હિજાઝે મુકદ્દસ (હરમૈન શરીફૈન) ★ બૈયતુલ મુકદ્દસ ★ લબનાન ★ શામ ★ ઉર્દુન ★ કતર ★ અલજઝાઈર ★ કુવૈત ★ દુબઈ ★ અબુધાબી ★ બેહરીન ★ ટયુનીશ ★ મરાકશ ★ યુગોસ્લાવિયા ★ બલ્ગારિયા ★ તુર્કી ★ મિસર ★ અલ્જીરીયા ★ બ્રિટન ★ ફ્રાન્સ ★ સ્પેન ★ અમેરિકા ★ કેનેડા ★ કેન્યા ★ ઝાંબિયા ★ રહોડેસિયા ★ સાઉથ આફ્રિકા ★ રી. યુનિયન ★ મોરેશ્યસ ★ ઓસ્ટ્રેલીયા ★ ફીઝી ★ સીંગાપુર ★ મલેશીયા ★ ઈન્ડોનેશિયા ★ લીબીયા★ થાઈલેન્ડ ★ ફિલીપાઈન ★ સૂડાન ★ પાકિસ્તાન ★ ઈટલી ★ રૂમાનિયા ★ બાંગ્લાદેશ વિગેરે વિગેરે..

આપે અલ્લાહના દીનની દાઅવતને માટે બહારના મુલ્કોની લગભગ ૮૧ વાર સફરો ફરમાવી છે. બારી તઆલા એ તમામ સફરોને કબૂલ ફરમાવે. આમીન...

દુનિયાના કેટલાક વિસ્તારો તો એવાં પણ છે કે જ્યાં આપની જમાઅત પહેલી જ વાર પહોંચી છે. મોટા ભાગના વિસ્તારોમાં હઝરતજી મૌલાના યુસુફ (રહ.) ના જમાનામાં જમાઅતો પહોંચી ચૂકી હતી.

યુરોપના અને પશ્ચિમના દેશોમાં તો નગ્નતા, નાસ્તિકતા અને બેદીની ખુલ્લેઆમ ચાલે છે. તેમ જ એશપરસ્તી અને ઐયાશીના તમામ સાધનો મૌજુદ છે. એક સમયમાં તો ત્યાં તબ્લીગના કામનો વિચાર પણ થઈ શકતો નહીં. પણ અલ્લાહના કરમથી એવા ખરાબ માહોલમાં પણ જમાઅતો ત્યાં પહોંચી અને એ જમાઅતોએ એવા ભયંકર વાતાવરણમાં પણ અલ્લાહના દીનનું કામ કેવી રીતે કર્યું ? અને દીનનો ફેલાવો ત્યાં પણ કેવી રીતે કર્યો ? એની ઈબરતનાક વિગતો જાણવા માટે જુઓ કિતાબ "તઝકિરા : હઝરત મૌલાના મહંમદ યુસુફ (રહ.)"

# હઝરત મૌલાના (રહ.) નાં કેટલાંક દર્દભરપૂર અને ચિંતનશીલ બયાન

## આજનો માણસ માણસના રૂપમાં જાનવર :

જ્યારે માણસ પોતાની તમામ શક્તિ ખાવાપીવામાં, કમાવવામાં અને જીવનની જરૂરિયાતો પૂરી કરવામાં જ લગાડી દે છે અને એનાં જાનમાલ ઈબાદત, અખ્લાક અને દાઅવતના કામ ઉપર લાગતાં નથી તો પછી માણસ જાનવરથી પણ ભૂંડો બની જાય છે.

જાનવરો ત્રણ પ્રકારના હોય છે. એમાંથી એક પ્રકારનાં જાનવર તો એવાં હોય છે કે જેઓ પોતાની જરૂરિયાતો બીજાઓનું નુકસાન ન થાય એ રીતે પૂરી કરે છે. જેમકે કબૂતરો, ચકલીઓ વિગેરે....આ પ્રકારનાં જાનવરો પોતાનો ખોરાક મેળવીને પોતપોતાના માળાઓમાં જીવન વિતાવે છે. તેઓ કોઈને નુકસાન નથી પહોંચાડતા.

માણસમાં પણ જ્યારે જાનવરપણું આવી જાય છે તો તે પોતાના ખાવા પીવાને, કમાવાને, બાળકોને ઉછેરવાને, પોતાનું મકાન બનાવવાને, પોતાની શાદીઓને અને પોતાની જરૂરિયાતોને પૂરા કરવાને જ જીંદગીનો મકસદ બનાવી લે છે. પછી ભલે પોતાનો બીજો ભાઈ તકલીફમાં જ હોય. આમ માણસ શરૂ શરૂમાં કબૂતર અને ચકલીઓ જેવો જાનવર બને છે !

એવી હાલતમાં જો એણે પોતાની સુધારણા માટેનો ઈલાજ ન કર્યો તો પછી તેમાંથી એક બીજા પ્રકારનો જાનવર બને છે. જે વધારે ભયંકર હોય છે કે જે બીજાને નુકસાન પહોંચાડીને પોતાનો ફાયદો કરે છે. જેમકે વાઘ, ચિત્તો અને એમનાં જેવાં બીજાં ફાડી ખાનારાં જાનવરો !

એ જાનવરો બીજાઓને મારી નાખીને પોતાનું ભેટ ભરે છે. માણસ જ્યારે આ પ્રકારનો જાનવર બની જાય છે તો તે ચોરી, લૂંટફાટ, લાંચરુશ્વત, ભેળસેળ, જૂઠ, ઉઠાઉગીરી, બેઈમાની અને બીજાઓનો માલ હડપ કરી જવું વિગેરે તમામ પ્રકારની બુરાઈઓમાં સપડાઈ જાય છે.

પછી એ બીજાઓને નુકસાન પહોંચાડીને પોતાને ફાયદો કરે છે. જો આવી હાલતમાં પણ માણસે પોતાની સુધારણાનો ઈલાજ ન કરાવ્યો તો આગળ વધીને એ ત્રીજા પ્રકારનો જાનવર બની જાય છે અને એ ત્રીજા પ્રકારના જાનવરો સૌથી ભયંકર હોય છે.

તેઓ બીજાંઓને નુકસાન પહોંચાડતા જ રહે છે. ભલે પોતાનો કોઈ ફાયદો થાય કે નહીં. જેમ કે સાપ, વીંછી અને એવા બીજા ઝેરીલા જાનવરો ! તેઓ બીજાંને ડંખ મારીને મારી નાખે છે. જો કે ડંખ મારીને બીજાંને મારી નાખવાથી એમને કોઈ ફાયદો થતો નથી.

તો માણસ પણ જ્યારે આવા ત્રીજા પ્રકારના જાનવરો જેવો બની જાય છે તો એમાં ઈર્ષા, અદેખાઈ અને છળકપટ જેવાં દુર્ગુણો પેદા થઈ જાય છે. અને એ બીજાંઓને નુકસાન પહોંચાડવાની રાતદિન કોશિશો કરતો રહે છે. પછી ભલે એને કોઈ ફાયદો થાય કે ન થાય !

જ્યારે માણસ દુનિયામાં આ ત્રણે પ્રકારના જાનવરો જેવો બની જાય છે તો પછી એ જાનવરોની જેમ અંદરો અંદર લડતા રહે છે. બલ્કે માણસ તો જાનવરોથી પણ ભૂંડો થઈ જાય છે. જાનવરોથી પણ ભૂંડો એ માટે કે તેઓ રીતસરના લશ્કરો તૈયાર કરી કરીને લડે છે. આમ લશ્કરો બનાવીને લડવાની રીત જાનવરોમાં પણ જોવા મળતી નથી પરંતુ માણસ તો આવું પણ કરે છે.

## હેવાનિયત અને ખિલાફતનો તફાવત તેમજ માણસની ખૂબીઓની કીંમત :

માત્ર પોતાનું જ પેટ ભરી લેવું એ હેવાનિયત છે પણ બીજાઓને ખવરાવવું એ ખિલાફત છે. પોતેજ પીતા રહેવું એ હેવાનીયત છે અને બીજાને પીવડાવવું એ ખિલાફત છે. પોતાનું મકાન બનાવી લેવું એ તો બીજા જાનવરો જેવું જ કામ છે. પણ બીજાઓને મકાન બનાવીને આપવું એ ખિલાફતવાળું કામ છે.

માણસે ખિલાફતવાળા કામને છોડી દીધું અને ફક્ત જાનવરોવાળું કામ અપનાવી લીધું. ફક્ત વધારે ખાઈ લેવું એ માણસને માટે ખૂબીની વાત નથી. જો વધારે ખાવું જ ખૂબી ગણાતું હોય તો સૌથી વધારે ખૂબીવાળો હાથી ગણાવો જોઈએ.

ઊંચા ઊંચા મકાનો બનાવી લેવા એ પણ માણસને માટે ખૂબીની વાત નથી. જો એ ખૂબીની વાત હોય તો ઊંચાઈઓ ઉપર માળો બનાવનાર પંખી ખૂબીઓવાળું ગણાતું કારણકે એનો માળો ખૂબ ઊંચાઈ ઉપર હોય છે.

જમીનમાં ભોંયરા બનાવી લેવું એ પણ માણસ માટે ખૂબીની વાત નથી. જો હોય તો ઉંદરો સૌથી વધારે ખૂબીવાળા ગણાતા કારણકે એ પણ જમીન ખોદીને ઊંડા ઊંડા દરો બનાવી લે છે.

મકાનોમાં વીજળી ફીટ કરી દેવું એ પણ કોઈ ખૂબીની વાત નથી. કારણકે...સુગરી નામનું પંખી પોતાનો માળો બનાવીને આગિયો જે એક ચમકદાર જંતુ છે. એ રાત્રે અંધારામાં ઉડતું રહે છે. તેને પકડીને પોતાના માળામાં ફીટ કરીને તેની પાસેથી વીજળીનું કામ લે છે. તો એવું કામ તો સુગરી જેવું મામૂલી પંખી પણ કરી શકે છે.

હા ! વીજળીનું ફીટીંગ માણસ માટે ખૂબીવાળું ત્યારે જ બને કે જ્યારે તેની સાથે ઈબાદત, અખ્લાક અને દાઅવતનું કામ જોડાયેલાં હોય. એ સિવાય માણસ ખૂબીઓવાળો ગણાતો નથી. જો એ ત્રણ ખૂબીઓ માણસમાં ન હોય તો એનું ડોકટર બનવું પણ ખૂબીની વાત નથી કારણ કે ડોકટરીનું કામ તો વાંદરો પણ કરી લે છે.

એક ગામની વાત છે કે ત્યાં વાંદરાઓ લોકોને ખૂબ હેરાન કરી રહ્યા હતા. તો કેટલાક ઘરવાળાઓએ ઝેર ભેળવીને બનાવેલ રોટીઓ પોતાના મકાનના ધાબા ઉપર છૂટી છવાઈ મૂકી દીધી. વાંદરાઓ આવ્યા અને રોટીઓને સૂંઘી અને નાસી ગયા.

પછી વાંદરાઓનો સરદાર આવ્યો. તેણે પણ રોટીઓને સૂંઘી અને તે પણ જતો રહ્યો. થોડી વારમાં એ બધા જ વાંદરાઓ હાથમાં એક એક લાકડી લઈને આવ્યા પછી લાકડી ચૂસતા રહ્યા અને રોટી ખાતા રહ્યા. એક પણ વાંદરો મર્યો નહીં. તો આટલી ડોકટરી તો વાંદરાઓ પણ કરી લે છે.

હકૂમત ચલાવવી એ પણ માણસની મહાન ખૂબી નથી. કારણ કે જાનવરો પણ હકૂમત ચલાવે છે. મધમાખીઓમાં એક રાણી (સરદાર) હોય છે. એ જ્યાં જાય છે ત્યાં બધી જ માખીઓ ભેગી થઈ જાય છે.

રાણી દરેકને જુદી જુદી ડયુટિ વહેંચી દે છે. જેમાંથી કેટલીક માખીઓને તે ફૂલોમાંથી રસ લાવવાનું કામ સોંપે છે. એ માખીઓ ફૂલોમાંથી રસ ચૂસી ચૂસીને લાવે છે. અને ખૂબજ કારીગરીથી એનો મધપૂડો તૈયાર કરે છે. એ સૌમાં રીતસરની હકૂમત કાયમ થયેલી હોય છે. જો કોઈ માખી ખોટાં ફૂલોનો રસ ચૂસીને લઈ આવે તો એમનામાં એક જલ્લાદ નક્કી કરેલો હોય છે. એ જલ્લાદ માખીના ટૂકડે ટૂકડા કરી નાખે છે. તો આવી હકૂમતો તો માખીઓ જેવા નાના જંતુઓ પણ સ્થાપી લે છે.

ઈલેકશન લડવાં એ પણ માણસ માટે ખૂબીની વાત નથી. કારણ કે ઈલેકશન લડવાની રીત પણ જાનવરોમાં જોવા મળે છે. એટલે જ પચ્ચીસ-ત્રીસ મરઘીઓમાં એક જ મરઘો આગેવાન હોય છે અને એ બધાંને કબૂલ મંજૂર હોય છે. એમનામાં કોઈ ઝઘડો થતો નથી.

પણ જો ત્યાં કોઈ બીજો મરઘો લઈ આવશો તો પછી એ બંને મરઘાઓમાં હરિફાઈ શરૂ થઈ જશે. બંને ભયંકર રીતે લડવા માંડશે. અને રીતસરનો જંગ શરૂ થઈ જશે.

ખરેખર તો એમને ખાવા માટે અનાજની બોરીઓ ભરેલી હોય છે. ખાવાની લડાઈ નથી. પાણી પણ મૌજૂદ છે, પાણીની પણ લડાઈ નથી. બીવી માટેની પણ લડાઈ નથી. અહીંયાં હરામ -હલાલનો સવાલ જ નથી. મકાન કે મિલ્કતની પણ લડાઈ નથી. એ મરઘા - મરઘીઓનાં રહેવાનાં ખાનાં પણ અલગ અલગ બનાવેલાં હોય છે. તો પછી લડાઈ શાની છે ? ખરેખર તો લડાઈ ન તો રહેવાની, ન ખાવા પીવાની, ન બીવીની કે ન મકાનોની છે. તો પછી બંને મરઘાઓમાં ઝઘડો કેમ શરૂ થઈ ગયો છે ?

એ બંને મરઘાઓમાં ઝઘડો એટલે જ શરૂ થયો છે કે પેલી મરઘીઓમાં મોટો બનીને કોણ રહે ? માણસ કહે છે કે મને વધારે વોટ મળી ગયાં એટલે હું મોટો બની ગયો. અને દૂર મીનારાઓ ઉપરથી બુલંદ અવાઝ ગૂંજી રહ્યો છે. "અલ્લાહો અકબર ! અલ્લાહો અકબર !" અલ્લાહ સૌથી મોટો છે. જ્યારે અલ્લાહ સૌથી મોટો છે તો તારો સમય આવી જશે ત્યારે એ એક બટન દબાવી દેશે અને તું ત્યાં જ ખતમ થઈ જશે. માણસની ઓખાત જ શું છે ?

# રીસર્ચ (શોધખોળ) કરનારાઓની મોટી ભૂલ !

એ ખૂબીઓ અને કાબેલિયતો જે ઉપર દર્શાવવામાં આવી છે એ બધી જ જાનવરોમાં પણ મૌજૂદ છે. જો માણસ પણ એ જ વસ્તુઓની પાછળ પડી ગયો તો ત્રણ ખૂબીઓ ઈબાદત, અખ્લાક અને દાઅવત એનામાં પેદા નહીં થાય અને એ ત્રણ ખૂબીઓ વગરનો ઈન્સાન દુનિયામાં સાવ કોડીનો થઈને રહી જશે.

હકીકતમાં તો અલ્લાહે એને એટલો કીંમતી બનાવ્યો હતો કે ફરિશ્તાઓને પણ સજદા કરાવ્યા. એ જ માણસે પાયખાનાઓથી લઈને ચાંદ સુધીની શોધખોળો કરી પણ એણે ખુદ પોતાને જ ભૂલાવી દીધો.

ડોકટરોએ પાયખાનાની શોધખોળ કરી અને વૈજ્ઞાનિકોએ ચાંદની શોધ કરી...પણ માણસે પોતાની શોધખોળ ન કરી. એણે ખુદ પોતાને જ ભૂલાવી દીધો. એનું પરિણામ એ આવ્યું કે દુનિયામાં આજે સાવ કીંમતી વગરની જો કોઈ મખ્લૂક હોય તો તે માણસ છે !

રહેઠાણનો પ્રશ્ન હોય તો માણસને મારી નાખવામાં આવે. દુકાનનો પ્રશ્ન હોય તો માણસને મારી નાખવામાં આવે. જમીનના ટૂકડાઓ માટે લાખો માણસોને મારી નાખવામાં આવે. વળી સંતતિ નિયમનની સ્કીમો લાદવામાં આવી જેથી ભવિષ્યમાં આવનારી પેઢીઓને રોકી શકાય.

ખરેખર તો જગતમાં એવો કોઈ કાનૂન નથી કે એવું ઝાડ વાવો જેની ઉપર માત્ર ત્રણ જ ફળ આવે. એવું ખેતર તૈયાર કરો કે જેમાં માત્ર ત્રણ મણ અનાજ પેદા થાય. પરંતુ આ ભણેલો ગણેલો આજનો માણસ તો એવી જીદ ઉપર આવી ગયો છે કે ત્રણથી વધારે બાળકો દુનિયામાં ન આવે જેથી પોતે એશ આરામથી રહી શકે.

આની ઉપરથી અંદાજો લગાવો કે આજે સૌથી કીંમત વગરની કોઈ મખ્લૂક હોય તો તે માણસ છે. કારણ કે એણે જ પોતાની કીંમત કોડીની કરી નાખી છે.

અલ્લાહે જે ઈન્સાનને એટલો કીંમતી બનાવ્યો હતો કે ખુદ ફરિશ્તાઓ કરતાં પણ એને ઊંચો દરજ્જો બક્ષ્યો હતો. એ જ ઈન્સાને જ્યારે જાનવરો જેવાં કામો કરી શરૂ કરી દીધાં તો ઈન્સાનોને હાથે જ ઈન્સાનોની જીંદગીઓ બરબાદ થવા લાગી. એટલે અલ્લાહ તઆલાએ નારાજ થઈને ફેંસલો કરી નાખ્યો કે અમે પણ તમારી સાથે એવો જ વર્તાવ કરીશું.

એટલે જ અલ્લાહ તઆલા ધરતીકંપનો એક જ આંચકો આપે છે અને લાખો લોકોનો વિનાશ થાય છે. તે ઉપરાંત વાવાઝોડાં અને પાણીનાં ભયંકર પૂર લાવે છે. જે લાખો લોકોને તબાહ અને બરબાદ કરી જાય છે અને આજની એટમી શક્તિ એનો મુકાબલો કરવાથી સાવ લાચાર છે.

મેક્સિકોના ધરતીકંપોનો મુકાબલો આજની એટમી શક્તિ કરી શકી નહીં. હંગેરીના કુદરતી તોફાનો અને દક્ષિણ ભારતના પાણીના પૂરેનો મુકાબલો દુનિયાની એટમી શક્તિ કરી શકી નથી. એ એક એક કુદરતી આફતમાં એટલાં માણસો મરી જાય છે કે લાશોને ઠેકાણે પાડનારાઓ પોતે પણ લાશ બનીને રહી જાય છે અલ્લાહની નજરમાં એમની કોઈ કીંમત પણ નથી હોતી.

વળી, કેટલીય બાબતોની તો ક્યાંય નોંધ જ લેવાતી નથી. જેમ કે કુદરતી તોફાનો આવે ત્યારે અખબારોમાં ક્યારેય એવાં સમાચારો છપાતાં નથી કે પંખીઓના કેટલાં માળાં તૂટી ગયાં ? અથવા તો કેટલી ચકલીઓ મરી ગઈ ? કે કેટલાં ઈંડા ફૂટી ગયાં ?

બરાબર એ જ રીતે અલ્લાહને ત્યાં એવા માણસોની પણ કોઈ નોંધ લેવાતી નથી કે પાણીના પૂરમાં કેટલા માણસો મર્યા ? કારણ કે અલ્લાહની નજરમાં એમની કોઈ કીંમત નથી.

રસૂલે પાક (સ.અ.વ.) એ માણસમાંથી ખરાબીયો કાઢી નાખીને ખૂબીઓ પેદા કરવાનો માર્ગ બતાવ્યો કે પોતાના જાન અને માલને ચાર વાતો પાછળ નિછાવર કરી દો. એક ઈબાદત, બીજી અખ્લાક અને ત્રીજી દાઅવત પાછળ. અને એમાંથી વધેલો ઘટેલો માલ હોય એને પોતાની જરૂરિયાતો માટે ખર્ચ કરો. આ એવી ખૂબીઓ છે કે જે માણસને ખરેખર અણમોલ બનાવી દે છે.

## દાઅવતના કામની ફિકર કરવી એ અંબિયા (અ.સ.) નું કામ છે :

દાઅવતનું કામ આખી દુનિયામાં ફેલાવાની કોશિશ અને ફિકર કરવી એ સૈયદુલ અંબિયા (અ.સ.)નું કામ છે. આપ (સ.અ.વ.) એ બંને કામો કર્યાં છે. અગાઉના નબીઓની જેમ આપે પોતાના વિસ્તારોમાં દાઅવતનું વાતાવરણ તૈયાર કર્યું. અને સાથે સાથે આખરી નબીવાળું પણ કામ કર્યું કે દીનની દાઅવત આપનારાઓ તૈયાર કરી કરીને એમને અલ્લાહની રાહમાં રવાના કર્યા.

રસૂલે પાક (સ.અ.વ.) એ સૌથી પહેલું કામ એ કર્યું કે કલમાવાળું યકીન દિલોમાં પેદા ફરમાવ્યું. અને દાઅવતના કામથી મદીના મુનવ્વરામાં પાક વાતાવરણ તૈયાર કર્યું. જેનાથી ઈબાદતોમાં ખૂબ જ તાકાત પેદા થઈ. અને અખ્લાકની બેહતરીન સુધારણા થઈ. અને દીનના તકાદાઓને પૂરાં કરવાં એ જીંદગીની ખાસ જરૂરિયાતના દરજ્જામાં શામેલ થઈ ગયું. જ્યારે કે અગાઉ ફઝૂલ વાતોને જ જરૂરિયાત માનવામાં આવતી હતી. જરૂરતથી વધારે ખાવું પીવું, અને મકાન બનાવવાં, એ બધું ફઝૂલ વાતોમાં શામેલ છે.

માણસ જો ફઝૂલ વાતોમાં અટવાઈ ગયો તો સમજી લો કે એ શેતાનની તરફ જઈ રહ્યો છે. જાનવરપણાથી પણ આગળ વધીને એ ધીરે ધીરે શેતાનપણામાં આવી જાય છે. ("તેઓ જાનવરો બરાબર છે બલ્કે તેઓ એમનાથી પણ વધારે ગુમરાહ છે." કુરાને પાક પારો ૧૯ )

દાઅવતના કામથી ઈમાનની તાકાત મજબૂત બનશે અને અલ્લાહ સાથેનો સંબંધ કાયમ થશે. અલ્લાહ તઆલાના હુકમોની પાબંદીનો ખ્યાલ આવશે. ઈબાદતોમાં પણ તાકાત પેદા થશે. એવી જાનદાર ઈબાદતો ઈન્સાનને બહેતરીન અખ્લાક સુધી લઈ જશે.

અને જ્યારે દાઅવતનું કામ નહીં હોય તો ઈમાન કમજોર પડી જશે. દિલમાંથી અલ્લાહનો ડર નીકળી જશે. ઈબાદતો તરફ પણ માણસો ખેંચાશે નહીં. જો એ માર્ગે ચાલશે તો પણ એ ઈબાદતમાં કોઈ તાકત નહીં હોય. એવી ઈબાદત એને બેહતરીન અખ્લાક તરફ નહીં લઈ જઈ શકે.

એક તરફ તો એ નમાઝ પઢશે અને બીજી તરફ એ લાંચ પણ લેશે. એક તરફ તો એ હજનો મુબારક ફરઝ અદા કરશે અને બીજી તરફ એ લોકોની જમીનો પણ દબાવશે. એક તરફ એ રોઝા રાખશે અને બીજી તરફ એ લડાઈ ઝઘડાઓ પણ કરતો રહેશે. ટૂંકમાં એની કમઝોર ઈબાદત એને બેહતરીન અખ્લાકની મંઝિલ સુધી નહી લઈ જઈ શકે.

કારણ કે તેનામાં ઈમાનની તાંકાત બાકી નથી રહી. અને ઈમાનની તાકાત એટલે બાકી નથી રહી કે એને દાઅવતનું વાતાવરણ નથી મળ્યું. દાઅવતના વાતાવરણમાં જ ઈમાનની તાકાત સમાયેલી છે. અને ઈમાનની તાકાતથી જ ઈબાદતોમાં જાન પેદા થશે. અને ઈબાદતોમાં જાન આવવાથી જ અલ્લાહથી નાતો જોડાવાની ખુશનસીબી હાસિલ થશે. અને અલ્લાહની ઝાત સાથે નાતો જોડાઈ જવો એ જ ખુદાવંદે કરીમની ખિલાફત છે.

કોર્ટ કચેરીઓ અને જેલખાનાં વિકસાવવાથી સારા અખ્લાક પેદા નહી થાય. આજે દુનિયામાં કોર્ટ કચેરીઓની અને જેલખાનાંની કોઈ કમી નથી. આમ છતાં ગુનાખોરી અને બૂરાઈઓ વધતી જ જાય છે અને આખી દુનિયાની વ્યવસ્થા છિન્ન ભિન્ન થઈ રહી છે. કારણ કે માણસે દાઅવતનું નૂરાની કામ છોડી દીધું. એટલે ઈમાનમાં કમજોરી આવી ગઈ અને આખેરતની ફિકર નાશ પામી. અને દુનિયાની જરૂરિયાતો તેમજ ફિકરો પેદા થઈ ગઈ. ધન દૌલતથી જીંદગીઓ કામ્યાબ થવાનો વિચાર પેદા થઈ ગયો. ઈબાદતો બેજાન થઈ ગઈ. જાન અને માલથી સારા અખ્લાક વર્તવાનું બંધ થઈ ગયું અને માણસમાં જાનવરપણું આવી ગયું. અને એ જાનવરપણાને કારણે જ આજે દુનિયાની તમામ વ્યવસ્થા વેરણ છેરણ થઈ ગઈ છે.

જાગના હૈ જાગ લે અફલાક કે સાયે તલે
ફિર પળા સોતા રહેગા ખાક કે સાયે તલે.



કિતાબ "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં"

# હિન્દુસ્તાનના અગ્રીમ અખબારો અને રિસાલાઓની નજરે :

(૧) કિતાબના વાંચનથી અને એને મળેલા આવકાર અને અનુમોદનોથી સાબિત થઈ જાય છે કે આ કિતાબ ઈતિહાસની સાચી માહિતીઓ અને મજબૂત પાયા ઉપર આધારીત છે. એટલેજ દરેક ઈલ્મદોસ્ત અને ખાસ કરીને ઈસ્લામી ઈતિહાસમાં રસસૂચિ ધરાવનારને એના અભ્યાસ માટે ખાસ ભલામણ કરવામાં આવે છે. (માસિક "મઝાહિરુલ ઉલૂમ" સહારનપુર સપ્ટેમ્બર - ૧૯૯૯)

(૨) આજે પણ હિન્દુસ્તાનના કેટલાક વિસ્તારોમાં એવી મુસ્લીમ વસ્તીઓ છે કે જ્યાં મુરતદ થઈ જવાના અથવા કોલંકરારથી મુરતદ થઈ જવાનો સખત ભય રહે છે. આ કિતાબ દ્વારા એવા વિસ્તારોમાં મહેનતો કરવા માટેનો જોશ અને હિંમત પ્રાપ્ત થાય છે. ("મઆરિફ" આઝમગઢ એપ્રિલ-૧૯૯૯)

(૩) મુફતી મુહમ્મદ સાહેબ મુબારકબાદના હકદાર છે કે એમણે આ કિતાબ દ્વારા માત્ર મૌમિન કૌમનો ઈતિહાસ જ એકત્રિત નથી કર્યો પરંતુ દાઅવત અને સુધારણાના માર્ગમાં આવનારી મુશ્કેલીઓનો અને તેની સામે ઝઝૂમનારા અલ્લાહના નેક બંદાઓની મહેનતોનો પણ ભરપૂર પરિચય કરાવ્યો છે. ("તરજુમાનુલ ઈસ્લામ" બનારસ ૧ ઓકટોબર ૧૯૯૮.)

(૪) આશા છે કે આ કિતાબ ઈલ્મી અને દીની વર્તુળોમાં ખાસ કરીને ગુજરાતની મોમિન કૌમમાં ન કેવળ આદરની નજરે જોવાશે બલ્કે તેની ઉપર અમલ કરવાની કોશિશો પણ કરવામાં મદદરૂપ બનશે.
("તામીરેહયાત" લખનૌ નવેમ્બર-૧૯૯૮.)

(૫) એકલે હાથે-એકલી જાતે આટલી દળદાર અને ઉત્તમ કક્ષાની તવારીખી કિતાબનું સર્જન કરવું એ એમની બુલંદ હિંમતનો જીવંત પૂરાવો છે.
("રિયાઝુલજન્નાહ" જોનપુર નવે-ડીસે. ૧૯૯૮.)

(૬) મુફતી મુહમ્મદ સાહેબે આ કિતાબનું સંપાદન કરીને ન કેવળ જાણીતી હસ્તીઓનું અને કૌમનું વર્ણન કરવાની દિશામાં એક મૂલ્યવાન ઉમેરો કર્યો છે. બલ્કે પોતાની કૌમના બૂઝૂર્ગોના નામની અને કામની ઈલ્મી જગતમાં ઓળખાણ કરાવીને એને જીવંત અને અમર બનાવી દીધેલ છે.
(માહનામા "દારૂલ ઉલૂમ" દેવબંદ ફેબ્રુઆરી ૧૯૯૯.)